એહી ગુપ્ત એહી પરગટ જાણો, ઇહા નેડા મન મીહી આણો:
એોહી આદ્ય બાબા એોહી અંત, એોહી મંધ્ય વ્યાપક ભગવંત. ૨૫
નહી ઊંચ નીચ કો હુઓ ન હોઇ, આપી આપ નીરંતર એોહી;
જહાં જૈસા ત્યહાં તૈસા સોઈ, ઈહ્ રમતા રામ સકલ ઘટ માહી. ૨૬
પ્રકૃતી પુરૂપ મહ તત્ત્વ અહંકારા, ત્રિગુણુ તત્ત્વ ચોવીસ પસારા;
ઇહા સબ મલી બ્રહ્માંડહી કરીઆ, સ્થાવર જંગમં નાંમહી ધરીયા. ૨૭
નિર્ગુણુ બ્રહ્મ સગુણુ હોય આયા, જ્યું અંકુરમાંહી બીજ સમાયા;
અાકુરમાંહી બીજહી જાણો, (ત્યૂ) સગુણુ માહિ નિર્ગુણ સમાણો. ૨૮
(જ્યૂ) જલ મહી રસ તેજ મહી રૂપ, ઈહી બીધી જાણો બ્રહ્મ સ્વરૂપ;
(જ્યૂં) ધરણી મહી સોરંભ સમાયા, (ઇહો) પીંડ બ્રહ્માંડ નીરંજન રાયા. ૨૯
જ્યૂ બાયુ મહિ સ્પર્શ બાઈ, (ત્યૂ) અંતરજામી રહ્યા સમાઇ;
જ્યૂ ગગનમાંહિ શબ્દહી સાર, (ત્યૂં) રૂપ માહે અરૂપ અપાર. ૩૦
ભોગ ભોગતા આપિ એોહી, ચૈતન બીન દીન દછૂન હોઇ;
ચૈતન બ્રહ્મ સકલ મહિ એક, ચૈતનકે એહુ સુભાવ અનેક. ૩૧
(જ્યૂં) બીજથી તરવર બિજ તરવર માંહી, બિજ તરવર બાબા દોઉ નાંહી
(ત્યૂં) નીરાકાર સાકાર હિ માહી, ઉલત ફુલત બ્રહ્મ રહ્યા સમાઇ. ૩૨
(જ્યૂ) જલથી લહર અસંગ અપારા, ઉતપતી સ્થીતી લય એકહી ઠારા;
(ત્યૂં) જગત સકલ પરબ્રહ્મથી હોઇ, ઉપજી સમી રહીતોમાંહી સોઇ. ૩૩
(જ્યૂ) કંચનથી બહુ ઘાટહી જાણો, કેવલ કંચન ઘાટ પ્રમાણો;
(ત્યૂં) વસ્તુથી સબ હુઆ સંસારા, ગત કોઉ જાણો ન્યારા ન્યારા. ૩૪
(જ્યૂં) રવિથી કીરણુ કીરણુ રેવી માહી, કીરણુ રવી બાબા દોઉ નાંહી.
(ત્યૂં) હરિથી વિશ્વ વિશ્વ હરિ માહી, વિશ્વ હરિ બાબા દોઉ નાંહી. ૩૫
(જ્યૂં) એક ભૂપ દર્પણુ મહી ભાસી, એક ઈંદુ જલ ગગન પ્રકાશી;
(ત્યૂ) પિંડ બ્રહ્માડ માંહી હી હરી એક, (ઇહો) ઉત્તમ આતમજ્ઞાનવિવેક. ૩૬
(જ્યૂ) અવનીથી બહુ ભાંડ હી હોઇ, કહણું સુણુ નકૂં કહાવી દોઇ;
(ત્યૂ) કાર્ય કારણુ નાહીન ભીન, જહાથી ઉનપત તાંમી સમ લીન. ૩૭
(જ્યૂં) મહા તેજથી દીપ હોઇ આવી, સોઇ દીપ મહી તેજ સમાવી;
ગગનથી અભ્ર હોત પરકાસ, અભ્ર સકલકા ગગન સમાસ. ૩૮
(જ્યૂં) પાણીથું પાલા ઇહા હોઇ, આદિ અંત્ય મધ્ય પાણી સોઇ;
(ઇહા) વિશ્વ મકલ એહી બિધ જાણો, આદિ અંત મધ્ય બ્રહ્મ પ્રમાણો. ૩૯
(ઇહો) સકલરૂપ સો અકુલ ગુસાંઇ, દુજા જુગમાંહી હુઆ જુ નાહી;
જબ તબ છત તીત સબ ગઇ ખોઇ, બ્રહ્મ બીના એોર હુઆ ન હોઇ. ૪૦

(આગળ ચાલુ)

——०*०——

પણા વાચકોના લક્ષમાં ન હોય, કાર્યસિદ્ધિનો રહસ્યમાર્ગ, ગંભીર વિચાર છે એવું જાણે વિસ્મરણજ થઇ ગયું હોય, તેવું વર્તમાન સમયના વાચનની સ્થિતિથી જણાઈ આવે છે.

આપણા દેશમાંજ આમ થયું છે એમ નથી; યુરોપ અને અમેરિકામાં પણ દેશની ઉન્નતિના સ્વરૂપને સમજનારા વિચારવાન્ પુરુષો આવાજ પ્રકારની ફરીઆદ કરે છે. વરાળયંત્ર, વીજળી, અને ચુંબકની પાંખો ઉપર ઉડતા અને મહાલક્ષ્મીની પ્રતિમાના પ્રતાપમાં ઝંઝવાઇ ગયેલા આ સમયને પોતાનાં અંતઃકરણ અને બુદ્ધિમાં પણ વરાળયંત્ર, વીજળી અને ચુંબકનાં સાધનોથી વિચારવાનો અને નિર્ણય કરવાનો પ્રકાર જોઇએ છીએ. આમ હોવાથી આજ તમને એવાં સ્ત્રી પુરુષો બહુ જડશે કે જેમણે ઘણાં શાસ્ત્રો, ઘણા ગ્રંથો, ઘણા વિચારોનાં મોઢાં પૂછડાં, ગમે તે, પણ કાંઇકને કાંઇક જાણ્યાં હોય; પણ એવાં જન તો અતિ વિરલ જડશે કે જેને કોઇ એક વિષયનું તેના મૂલથી પરિપાક પર્યંત સાંગોપાંગ યથાર્થ જ્ઞાન હોય. આથી કરીને આ સમયનું જીવન કેવલ એક રમત જેવું, નકામું, હલકું, અને સ્વાર્થી થઇ ગયું છે; જ્યાં જોઇએ ત્યાં રમત, ગમતની મંડલીઓ, કલબો, સોસાઇટીઓ છે; અને વિદ્યા કે જ્ઞાનના ગંભીર વિસ્તાર માટેનાં તેવાં સ્થાન અન્ય દેશોમાં ક્વચિત્ ક્વચિત્ દેખાય છે તથાપિ આપણા ભરતખંડમાં તો એક પણ નથી એ અતિશય શોકજનક દશા છે. વિદ્યાવિનોદ, શાસ્ત્રચર્ચા, એ તો એક અનાદરનો વિષય છે, લોનટેનિસ, બ્રિજક, ક્રીકેટ, ચહાપાણી, જ્યાફતો અને વચમાં વચમાં નાટકોનાં "ગાયણો" એ આજ કાલના વિદ્યાના ઉપાસકોનો શોખ છે!

પઠનપાઠનનો જે પ્રાચીન સંપ્રદાય હતો તેનો તો અત્યંત ઉચ્છેદ થયો છે, અને આજ એક શતકથી પાશ્ચાત્ય કેળવણીના પ્રભાવથી આપણે વાચતા અને લખતા થયા છતાં એક પણ શુદ્ધ પ્રતિભાવાળો ( original ) લેખ ઉપજાવી શકયા નથી ! આપણું વાચન એજ આપણા જીવનનું ખરું પ્રતિબિંબ છે; માણસ કોની સાથે રહે છે ને શું વાચે છે તે કહો એટલે તે કેવો છે એ કહી શકાશે એમ જે જ્ઞાનીએ કહ્યું છે તેણે સત્ય કહ્યું છે.

---



૨

ધર્મ

૧

દેવલોક

( મળેલું )

( અનુસંધાન ગતવર્ષ પૃષ્ઠ ૨૭૫ થી )

જેમ જેમ મનુષ્ય પોતાના ખરા સ્વરૂપને વધારે વધારે ઓળખવા લાગે છે તેમ તેમ દેવલોકની સ્થિતિ પણ સત્ય ભાસે છે. એમ બને છે ત્યારે તે પોતાના સત્ય

વધારાને લીધે એ લોકમાં પોતાના ચિત્તની સ્થિતિ પણ જે ખરેખર હોય છે તેવીજ દેખે છે. આવા બનાવનો એક દાખલો કેટલાક શોધકોના જોવામાં આવ્યો હતો. એક માતા આશરે વીશ વર્ષ ઉપર બે નાની વયના પુત્ર મૂકી મરણ પામી હતી. એ પુત્રો પ્રતિ માતાનો અતિશય પ્રેમ હતો એથી કરી તે દેવલોકમાં ગઇ ત્યાં એ પુત્રોની મૂર્તિ તેની સમીપ રહ્યાં કરતી હતી. તેના જોવામાં તો પોતે મરણ પામી ત્યારે જે ચૌદ અને સોળ તેઓનું વય હતું તેવડાજ તે હતા. પણ તે લોકમાં તો તેઓ હવે યુવાન થયા હતા. માતાનો પ્રેમભાવ અને આશિર્વાદ કાયમ રહ્યા કરતો હતો તેથી તેઓનું કલ્યાણ થતું હતું. એ ભાવ બન્ને પ્રતિ અગર જોકે એક સરખો હતો પણ તેની અસર ભિન્ન ભિન્ન થતી હતી તેનું કારણ જે મૂર્તિ તેની સમીપ હતી તેનામાં બહુ તફાવત પડી ગયો હતો, તેથી જણાતું હતું માતા પોતાના પુત્રોને સમાન ભાવથી જોતી હતી અને બન્નેનું સરખું કલ્યાણ ઇચ્છતી હતી પણ તેમાં અસરનો તફાવત પડવાનું કારણ શોધકના અવલોકનમાં એવું આવતું હતું કે તેમાના એક પુત્રની મૂર્તિ તો માત્ર માતાનું ચિત્ર-રૂપજ હતું અને બીજાની મૂર્તિ એ રૂપ ઉપરાંત કોઇ બીજી શક્તિથી પૂરિત જણાતી હતી. આ વિચિત્ર ભેદ પડવાનું કારણ શોધતાં એમ જણાયું કે પ્રથમ જે પુત્ર વિષે કહ્યુ તે પુખ્ત ઉમરનો થઇ ધંધા રોજગારમાં પડયો હતો. કોઇ દુરાચરણમાં પડયો નહિ હતો પરંતુ ઇશ્વરભાવના અથવા તત્ત્વજ્ઞાન ઉપર જરા પણ ભાવ રાખતો ન હતો; અને બીજો પુત્ર પરમાર્થ ભાવથી ભરપૂર, બહુજ કેળવાયેલો અને સમજવાન થયો હતો. આ માણસનું ચારિત્ર એવું હતું કે તેને લીધે તેના મૂળ સ્વરૂપનું ભાન થવા માટે તેનામાં જ્ઞાન વૃદ્ધિ પામતુ જતું હતું અને તેના ભાઇને તેમાંનું જરા પણ ન હતું. આમ હોવાથી જ્યારે માતા બન્ને પુત્રની મૂર્તિને ખડી કરી રાખતી ત્યારે પહેલા પુત્રનું સ્વરૂપ જે ઉચ્ચ ભૂમિકામાં હતું તે મંદ રહેતું અને બીજા પુત્રનું, તે સ્વરૂપ જાગ્રત્ થવાથી પેલી મૂર્તિમા શક્તિ પૂરતું. આ ઉપરથી વિશેષ શોધ કરતાં એવા ઘણા દાખલા મળી આવ્યા અને એવું સિદ્ધ થયું કે જેનામાં ઇશ્વરભાવના અને તત્ત્વજ્ઞાન જેટલે અંશે વિશેષ થયું હોય તેટલે અંશે દેવલોકમાં તેના સ્નેહી સંબંધી તેની જે મૂર્તિ ખડી કરે તેમાં તેનું મૂલ સ્વરૂપ જાગ્રત્ થવાથી વધારે જીવનશક્તિ પૂરાય. એ વાતનું આ લોકમાં તે માણસને ઘણું કરી ભાન થતું નથી પણ એમ કરતાં કરતા જેમ જેમ મનુષ્યની તત્ત્વદૃષ્ટિ વિશેષ ખુલે છે તેમ તેમ તે મૂર્તિની ને પોતાની એકતા થતી જાય છે. મહાત્મા—મહાન્ યોગીઓ—ની એકતા થઇ ગયેલી હોવાથી તેઓ તે મૂર્તિમાં પોતાની ઇચ્છા પ્રમાણે પ્રવેશ કરી તે દ્વારા પોતાના શિષ્યો જ્યારે જ્યારે પોતાનુ ધ્યાન કરે છે ત્યારે ત્યારે તે રૂપે બોધ આપી શકે છે. આ હકીકતથી એ વાત પરિપૂર્ણ સિદ્ધ થાય છે કે જેમ જેમ મનુષ્યનું તત્ત્વજ્ઞાન વૃદ્ધિ પામી ઉચ્ચ શિખર પ્રાપ્ત કરતું જાય છે તેમ તેમ તેનું પૂર્વનું અજ્ઞાન ઓછું થતું જાય છે અને જે મૂલ સ્વરૂપ તે સર્વની પાછળ રહેલું છે તેની સમીપ મનુષ્ય જતુ જાય છે.

મૃત્યુલોક અને સ્વર્ગલોકના નિવાસીઓની વચ્ચે વ્યવહાર કરવાનો આ વિના બીજો કોઇ પણ માર્ગ નથી એ નિશ્ચય સમજવું. એક મનુષ્યનો મિત્ર દેવલોકમા તેનું સ્મરણ કરી તેની મૂર્તિ પોતાના સમીપ સદા રાખ્યાં કરતો હોય અને તે મૂર્તિ સાથે તેનુ મૂલ સ્વરૂપ

સંબંધ પણ ચાલુ રાખતું હોય તો પણ તેની ખબર તે મિત્રને આ લોકમાં નહિ હોવાથી સ્વર્ગ નિવાસીની સાથે વ્યવહાર થઇ શકતો નથી. પરંતુ આ લોકમાં છતાં જ્ઞાનવૃદ્ધિ એટલે અંશે થઇ હોય કે પોતાના મૂળ સ્વરૂપનું ભાન થઈ શકે અને તેના સંબંધથી આ લોકમાં છતાં ઉચ્ચ ભૂમિકામાં કાર્ય કરી શકાય તો સ્વર્ગ નિવાસી સ્નેહીએ રચેલી મૂર્તિમાં એ સ્વરૂપ દ્વારા પ્રવેશ કરી ઇચ્છાપૂર્વક ત્યાંનું અનુભવજ્ઞાન પ્રાપ્ત કરી શકાય; આ લોકમાં જેમ સામસામા બેઠી વાતો કરતા તેમ કરી શકાય. એ પ્રકારે જોતાં સ્વર્ગનું સુખ મિથ્યાભાસ નહિ લાગતાં સત્ય ભાસશે.

દેવલોકમાં વિચારને વસ્તુરૂપે મનાય છે એમ પણ કહેવામાં આવે છે. આ વાત પણ સત્ય છે. વિચારજ વસ્તુ છે. કારણ કે એ વિચાર-રૂપની ભૂમિકા હોવાથી જો કાંઇ વસ્તુતઃ હોય તો તે વિચારજ હોઈ શકે, એ વાતની ખરી સમજ ત્યાંજ પડી શકે, આ લોકમાં એ વાત સમજી શકાય તેમ નથી. આમ જો હોય તો પછી મિથ્યાભાસ કીયો, આ લોક કે તે લોક? સ્વર્ગલોકની ભૂમિકામાં વિચાર વસ્તુતઃ સત્ય છે તેથી તે આ લોકનાં મનુષ્ય ઉપર ઘણી અદ્ભુત અસર કરવા સમર્થ છે. આ અસર કલ્યાણકારીજ હોય છે કારણ કે એ લોકમાં પ્રેમમય વિચાર વિના બીજા પ્રકારના વિચાર થતાજ નથી. એક બીજી વાત આ લોકના સંબંધમાં ધ્યાનમાં રાખવાની છે કે મરણોત્તર જીવને સુખ ભોગવવા માટે જો કોઇ પણ યોગ્ય લોક હોય તો તે આજ છે. કારણ કે પ્રત્યેક જીવ પોત પોતાની યોગ્યતા પ્રમાણે એ લોકમાં સંપૂર્ણ સુખ ભોગવે છે. મતાંધ લોકોના માનવા પ્રમાણે જો સ્વર્ગનું સુખ અમુક એકજ પ્રકારનું હોય તો તે સર્વને સરખું આનંદદાયક થઇ શકે નહિ, કોઇક એવા જીવ પણ હોય કે તેને એવું સુખ ઉલટું દુઃખદાયક થાય. કોઇક એવા પણ હોય કે તેવું સુખ કેમ ભોગવવું તેની સમજ નહિ હોવાથી અથવા તેટલી મનની કેળવણી નહિ હોવાથી તેનાથી કંટાળી જાય. એ સર્વ ઉપરાંત એક અગત્યનો વાંધો તો એ લઇ શકાય એમ છે કે ભિન્ન ભિન્ન કર્મના પ્રમાણમાં ભિન્ન ભિન્ન સુખ નહિ પ્રાપ્ત થતાં સર્વને સમાન સુખ પ્રાપ્ત થાય એ દેખીતો અન્યાય ગણાય; વળી સ્નેહી સંબંધીને માટે તો કાંઇ યોજના તેમાં આવી શકેજ નહિ. પરલોકનિવાસી જો આ લોકમાં રહેલા તેઓના સ્નેહીઓની સુખી વા દુઃખી સ્થિતિમાં તેમની સાથે ભ્રમણ કરી શકતા હોત તો તેઓને સુખ ભોગવવાનો તો વારોજ આવત નહિ. તેવીજ રીતે એ સ્નેહીઓ પણ પરલોકવાસી થાય એટલા કાલપર્યંત તેઓને વિષે કાંઈ પણ જાણ્યા વિના રાહ જોયા કરવી પડતી હોત તોપણ તેટલો કાલ ઉચાટ રહેવાથી ઉલટું દુઃખ પેદા થાત. વળી એ મેલાપ થતાં એટલો લાંબો કાલ વહી જાત કે જ્યારે તેનો મેલાપ થાત ત્યારે તેટલીજ પ્રીતિ રહેલી હત કે નહિ. પરંતુ આ સર્વ મુશ્કેલીઓ આપણે ઉપર જે વ્યવસ્થા વર્ણવી ગયા તેમાં આવતી નથી અને કુદરતનું નિર્માણ પણ સ્વાભાવિક રીતે એમજ હોઇ શકે. દેવલોકમાં કેટલો કાલ ગાળવો પડશે તથા કેવા પ્રકારની સ્થિતિમાં રહેવું પડશે એ નિશ્ચય કરવાનું પણ પ્રત્યેક મનુષ્યને પોતાને આધીન છે. જે કર્મ આ લોકમાં કરવામાં આવશે તેના ઉપર એ બન્ને વાતનો આધાર છે. અને તે કર્મોના પ્રમાણમાં મનુષ્યને એ લોકમાં રહેવાના કાલની મર્યાદા, તથા જેવાં સુખો પ્રતિ પોતાની આસક્તિ તેવાં ભોગવવાનું નક્કી થાય છે. જેના પ્રતિ તેનો અતિ પ્રેમ

હોય છે તે સર્વદા તેની સમીપજ રહે છે અને તેની દૃષ્ટિએ તેના ઉત્તમ અને ઉચ્ચ ગુણોજ આવે છે. કારણ કે તેને તે પોતાની પ્રેમમય ઇચ્છાથી જોયાં કરે છે એટલે તેની વિરુદ્ધ વાત તેની આગળ આવતીજ નથી. આ સર્વ હકીકતથી આપણી ખાત્રી થઇ શકે છે કે સૃષ્ટિમાં જે વ્યવસ્થા આપણે વર્ણવી તે એવી શ્રેષ્ઠ છે કે તેના જેવી બીજી કોઇ મનુષ્યની કલ્પનામા પણ આવી શકવી કઠિન છે. (આગળ ચાલુ)

---

## ૨

## અભ્યાસ.

( અનુસંધાન ગતવર્ષે પૃષ્ટ ૨૮૪ થી )

जडवल्लोकमाचरेत् જડની પેઠે લોકયાત્રા કરવી એમ શ્રીગૌડપાદાચાર્યે કહ્યું છે, गुणागुणेषु वर्तंते इति मत्वा न सज्जते ગુણો ગુણોને વિષે પ્રવર્તે છે એમ માની પોતે આસક્ત થતો નથી એ ભગવાન્ શ્રીકૃષ્ણે ઉપદેશ આપ્યો છે, શાસ્ત્રોમાં પ્રારબ્ધાદિના ઉપર સુખ દુઃખનો આધાર દર્શાવી મનુષ્યના અંતઃકરણનો ક્લેશ ઓછો કરવાનો માર્ગ દેખાડ્યો છે;—સર્વેનું તાત્પર્ય એ છે કે આત્મબળને પુષ્ટ કરનાર જે ઓજ તેનું રક્ષણ કરવું, ચિંતા, વિલાપ, ક્લેશ, તેમ અતિશય હર્ષ અને અતિશય વિષાદ, રાગ, દ્વેષ, કોઇ પણ માનસિક કે કાયિક વ્યવહારથી ઓજનો વ્યય કરવો નહિ. એ ઓજની એટલી બધી પ્રશંસા કરેલી છે કે મુંડકમાં સ્પષ્ટ રીતે नायमात्मा बलहीनेन लभ्यः આ આત્મજ્ઞાન, આત્મસાક્ષાત્કાર પામવા જેટલો હૃદયવિસ્તાર અને ભાવનાનો વેગ, જે બલહીન અર્થાત્ આ યોગબલ અથવા ઓજથી જે હીન છે, તેનાથી કદાપિ પ્રાપ્ત થઇ શકનાર નથી. વિવેકથી પરોક્ષ આત્મજ્ઞાન થયું, વિરાગથી આસક્તિ ન્યૂન થવા માંડી, શમથી મનોનિગ્રહ થવા લાગ્યો, દમથી ઇંદ્રિયજય થયો, ઉપરતિથી પરમ ઉદાસીનતા અથવા માધ્યસ્થ્ય આવ્યું, એટલે તિતિક્ષાનો માર્ગ અતિ સરલ છે. આત્માની એકતારૂપ અભેદભાવનાના વેગમાં મસ્ત રહેનાર, મન અને ઇંદ્રિયોનાં આકર્ષણથી વિમુખ રહી, બાહ્યાંતર વ્યાપારમાં રહ્યે સતે આસક્તિ ન પામી, ધર્મ કર્માદિના વિક્ષેપોમાં ન ગુંચવાઇ, કેવલ આત્મબલનેજ પુષ્ટ કરે છે. તેને વિક્ષેપ પમાડનાર શરીરના દુઃખો, સગાં સ્નેહી સંબંધી આદિના સંયોગવિયોગજન્ય માનસિક આવેગો, અને ઇશ્વરસૃષ્ટિના પરિવર્તનમાંથી ઉદ્ભવતા સંકટો, એ વિના બીજું કોઇ રહ્યું નથી. પણ તે સર્વની તિતિક્ષા કરવી, અને આત્મબલનો વ્યય કરી દેવો નહિ.

શાસ્ત્રોમા જે જે પ્રક્રિયાઓ કહી બતાવી છે તે આ આત્મબલની પુષ્ટિને અર્થે છે. પ્રકૃતિ અને તેના પરિણામ મહત્, અહંકાર, તન્માત્ર, ઇંદ્રિય, ભૂત, ઇત્યાદિ સાંખ્યનો વિસ્તાર છે; પ્રકૃતિના સત્ત્વપ્રધાન, સત્ત્વપ્રધાનના મલિનસત્ત્વ અને શુદ્ધસત્ત્વ, તમઃપ્રધાનમાંથી આખો સૂક્ષ્મ અને સ્થૂલપ્રપંચ એ આદિ પંચીકરણનો વેદાન્તપ્રક્રિયામા સમાવેશ છે; તે સર્વનો હેતુ એ છે કે સુખ દુઃખાદિ જે જે થાય છે તે પ્રકૃતિના ધર્મ છે, પ્ર-

કૃતિને સ્વાભાવિક રીતે તે આવે છે ને જાય છે, એમાં પ્રકૃતિનો દ્રષ્ટા જે આત્મા તે કાંઇ કરી શકનાર નથી, તેણે તેમનાથી લેપ પામવો એ અજ્ઞાન છે. આવા વિવેકે કરીને તિતિક્ષા સહજે સિદ્ધ થાય છે અને આત્મબળનું સંરક્ષણ થઇ શકે છે.

એ તો વારંવાર કહેવામા આવ્યું છે કે આ સર્વ સાધનોને એક પછી એક ક્રમે ક્રમે અભ્યસવાનાં નથી, સર્વે સાધનો એક સાથેજ, જેમ જેમ જેવો જેવો પ્રસંગ આવે તેમ તેમ પ્રયોજવાના છે. તિતિક્ષામાં વિવેક, વિરાગ, શમ, દમ, ઉપશમ, સર્વનો ઉપયોગ થઇ શકે છે, અને આત્મભાવનાના વેગરૂપ વિવેકની મસ્તીથી, વિરાગની અનાસક્તિથી, શમના મનોનિગ્રહથી, દમના ઇંદ્રિયજયથી, ઉપશમની ઉદાસીનતાથી, તિતિક્ષા જે સર્વ દુઃખનું સહન તે સરલ અને સહજ થઇ આવે છે. એમજ ઓજનું રક્ષણ થાય છે. નિઃસાર વાદવિવાદ, સ્તુતિનિંદા શ્રવણ કરવા કરાવવાનો સ્વાદ, એ સર્વ તિતિક્ષાને અંગે ધ્યાનમાં રાખવાનું છે. જે વિવાદનું ફલ તત્ત્વનિશ્ચય નથી, જે વિવાદથી પૃચ્છકની જિજ્ઞાસા તૃપ્ત થઇ તેના અધિકારમાં વૃદ્ધિ થવારૂપ લાભ નથી, તે વિવાદ કેવલ વિક્ષેપરૂપ અને ઓજના વ્યયરૂપ છે. એવો વિવાદ કરવા કરતાં અજ્ઞાની, મૂર્ખ, પ્રપંચી, આદિ આક્ષેપને સહન કરવારૂપ તિતિક્ષા રાખવી એજ સાધકને ઇષ્ટ છે. એમજ જગતનાં સ્તુતિનિંદાથી ભય પામી તેની ચિંતા કરવી, તેને પ્રાપ્ત કરવા કે પરિહરવા યત્ન રાખવો, તેનું સમાધાન કરવા જેવું, એ બધી પ્રવૃત્તિ સાધકને નિરુપયોગી છે. તેની પણ તિતિક્ષા કરવી. એમ ઓજનો સંગ્રહ થાય છે.

સાધનસંપત્તિથી ઓજનો સંગ્રહ કરવાનો હેતુ છે એમ કહેવાથી એવી શંકા થઇ આવશે કે હઠપ્રક્રિયાઓ જે પ્રાણનો રોધ કરીને મનના વેગનો પણ રોધ કરવાનો માર્ગ દર્શાવે છે તેના પ્રયોગથી આ પ્રકારે ઓજની વૃદ્ધિ કરવી સુલભ થઇ જશે. પરંતુ વારંવાર આપણે એ પ્રક્રિયાઓનો રાજયોગના અનુયાયીને માટે નિષેધ કરતા આવ્યા છીએ તે લક્ષમાંથી જવા દેવું નહિ. આત્મભાવનાને અર્થે જે હૃદયવિસ્તાર અને હૃદયનો વેગ આવશ્યક છે તે પ્રાપ્ત કરવામાં હઠપ્રક્રિયાઓ લેશ પણ ઉપયોગી નથી. કેવલ આત્મભાવનાજ પરમોપયોગી છે. જેના હૃદયને એકતાની અભેદભાવનાનો વેગ લાગ્યો છે, તેના અંતઃકરણની વૃત્તિમાત્ર તે વેગને અનુકૂલ વર્તવા માંડે છે, અને તેનો એક વિચાર સરખો પણ એ વેગના રંગ વિનાનો હોઇ શકતો નથી. આવા ઉંડા અને દૃઢ અભેદભાવનાના વેગને હઠક્રિયાસાધ્ય જે પ્રાણનિગ્રહ તે સહજે સિદ્ધ થાય છે જેને સાધારણ રીતે ઉંડ વિચારમાં પડીને ક્ષણ પણ ખોવાની ટેવ હશે તેણે લક્ષ રાખ્યું હશે તો તેના જોવામાં હશે કે વિચારમાં પડતાની સાથેજ પ્રાણનો પ્રવાહ ધીમો પડે છે અથવા બંધ થયા જેવો લાગે છે એકાગ્રતાથી લખતાં કે વાચતાં પણ વારંવાર એજ અનુભવ આવે છે. તો રાજયોગના અભ્યાસીએ આત્મભાવનાના વેગમાં જ્યાં પોતાની સર્વ વૃત્તિને ઓગાળી દીધી છે ત્યાં પ્રાણનિરોધ તેને સહજ અને સ્વતઃસિદ્ધ જ છે. જેમ જેમ તેની ભાવનાનો વેગ દૃઢ થશે, સામાન્ય ભાવના જ્યારે ધારણા રૂપ થશે, ધારણા જ્યારે ધ્યાનરૂપ થશે, ધ્યાન જ્યારે સમાધિરૂપ થશે, તેમ તેમ તેનો પ્રાણ સ્વતઃજ ક્ષીણ થતો જશે અને શાન્તવત્ થઇ જશે અને જેને હઠાભ્યાસીઓ કેવલ કુંભક કહે છે તે તેના અનુભવમાં આવશે. આવો અનુભવ થવાની કલ્પનાની પ્રતીતિ હઠા-

પનાનું મહાત્માઓનાં અનેક વચન છે, અને બૃહદારણ્યકોપનિષદ્‌મા કહેલું છે કે न तस्य प्राणा उत्क्रामन्ति મરણ સમયે આત્મજ્ઞાનીના પ્રાણનું ઉત્ક્રમણ થતું નથી, ત્યાં ને ત્યાંજ તેને પ્રાણ શમી જાય છે, બ્રહ્મભૂત જ્ઞાની બ્રહ્મ થાય છે. બ્રહ્મભાવનાના વેગથી કેવલકુંભક સહજસિદ્ધ હોવાને લીધે, મરણ સમયે પણ પ્રાણનું ઉત્ક્રમણ ન થાય એ જ્ઞાનીઓ પરત્વે યથાર્થજ છે.

આમ હોવાથી ઓજના રક્ષણને અર્થે પ્રાણનો નિરોધ સાધવાની અને તે અર્થે હઠપ્રક્રિયાઓનો આદર કરવાની લેશ પણ આવશ્યકતા નથી. આત્મભાવનાને પ્રેમથી દૃઢ અને વિશાલ કરતે કરતે તે વેગવતી થશે એટલે હઠક્રિયાના ફલ તો સ્વાભાવિક રીતે સહજજ સિદ્ધ થઇ જશે; અને હઠક્રિયાની જે હાનિઓ છે તે થવા પામશે નહિ. આ પ્રકારે કેવલ રાજયોગના ક્રમ ઉપરજ લક્ષ આપી સાધકે શમાદિષટ્સંપત્તિમાની જે તિતિક્ષા તેનો અભ્યાસ રાખવાનો છે.

તિતિક્ષા પછી શ્રદ્ધા અને સમાધાન એ બે સાધન ષટ્સંપત્તિમાંથી રહેલાં છે. તેમાં શ્રદ્ધા વિષે વિચાર કરવાનો હવે પ્રાપ્ત થાય છે. શ્રદ્ધા એટલે અમુક વસ્તુ સત્ય છે એવું માનવાની લાગણી. શ્રદ્ધા બુદ્ધિનો ધર્મ નથી, બુદ્ધિ તો શંકા, વિવાદ, તર્ક, ઉઠાવે છે, શ્રદ્ધા નિશ્ચય, સમાધાન, તત્ત્વને વળગે છે. બુદ્ધિ જ્યાં વિચારમાં પાડી કશું કરાવી શકતી નથી, ત્યાં શ્રદ્ધા મહા પરાક્રમ કરાવી વિજય અપાવે છે. અર્થાત્ શ્રદ્ધા એ મનુષ્યના હૃદયની લાગણી છે, બુદ્ધિના વાદથી તે આવતી નથી. બુદ્ધિના વિલાસથી આપણે કોઇને બોલતો બંધ કરી શકીએ પણ તેના હૃદયમાં આપણા કહેવા ઉપર શ્રદ્ધા ઉપજાવી શકીએ નહિ. શ્રદ્ધા એ કોઇ અપૂર્વ લાગણી છે; પ્રેમ શાથી થાય છે તે કહેવું જેટલું કઠિન છે તેટલુંજ શ્રદ્ધા શાથી થાય છે તે કહેવું કઠિન છે. (આગળ ચાલુ)

---

## ૩

## સ્વપ્ન.

(મળેલુ)

(અનુસંધાન ગતવર્ષ પૃષ્ટ ૨૮૨ થી)

૧ સત્ય સ્વપ્ન:—આ સ્વપ્નાંને સ્વપ્નની ગણનામાં મૂકવા જેવું નથી એ સ્થિતિમાં જીવાત્મા ઉચ્ચ ભૂમિકામાં સર્વ દર્શન કરવા સમર્થ છે, અથવા વખતે કેઇ અન્ય સત્ત્વ જે તેનાથી વિશેષ આગળ વધેલ હોય તે દ્વારા સત્કાર પ્રાપ્ત કરે છે. આ વાત અગર તો તેને જાણવાને અવશ્યતી હોય છે અથવા એવા કોઇ દિવ્ય અને ઉચ્ચ પ્રકારના સ્વપ્નથી તેને ઉત્તેજન મળવાનું હોય છે તેને વધારે દૃઢ કરે છે. જેને આવાં સ્વપ્ન થાય અને કાંઇ પણ વચમાં નડતર વિના સ્પષ્ટ સ્મરણમાં રહે અને જાગ્રત્ અવસ્થામાં તેનું ભાન રહે તેના જેવો કોઇ સુખી માણસ જાણવો નહિ.

૨ ભવિષ્યવાદી સ્વપ્ન:— આવાં સ્વપ્ન પણ જીવાત્માનું કાર્ય છે. પોતાના સ્થૂલ જ્ઞાનને સમજ પાડવાની ઇચ્છાથી કાં તો પોતે તે ભવિષ્યની વાત જોઇ જણાવે છે અથવા

વિવેચન ઇચ્છે છે. કોઈ વેદાન્ત શિક્ષાશાસ્ત્રમાં 'મુખ' થયેલા પંડિતો ' અહં બ્રહ્માસ્મિ ' એ સાક્ષાત્કાર માને થાય છે ? મહાવાક્યોનો બોધ લક્ષણાથી કરવો કે મુખ્ય વૃત્તિથી ? ઇત્યાદિ અનેક શાસ્ત્રીય પ્રશ્નો પૂછે છે; યોગ દિ પ્રયોગશાસ્ત્રનો કાંઈક રસ લાગેલા તાન્ત્રિકો તેવા જ્ઞાની પાસેથી વિવિધ ચમત્કારની આશા રાખે છે. 'જ્ઞાની ' ચમત્કાર કરી શકતો નથી, કદાચિત્ પંડિતોના વિવાદમાં ઉતરી શકતો નથી, પામરોને ભવિષ્યાદિ કહી શકતો નથી;— એટલે તેના ઉપરથી આસ્તા જતી રહે છે, તેને 'જ્ઞાની ' કહેવાની કોઈ રુચિ કરતું નથી, તેનામાં જ્ઞાન છે એમ કોઈ માનતું નથી. પણ શું ' જ્ઞાન ' એટલે ચમત્કાર, ભવિષ્યદર્શન, પાંડિત્ય ? જ્ઞાનીને ચમત્કાર કે ભવિષ્યવાદિત્વાદિનો સંબંધ નથી તે ઉપર ભગવાન્ વસિષ્ઠ રામને કહે છેઃ—

द्रव्यमन्त्रक्रियाकालयुक्त्याप्नोत्येव राघव ।
नात्मज्ञस्यैष विषय आत्मज्ञो ह्यात्ममात्रदृक् ॥

જે જે સિદ્ધિઓ છે તે દ્રવ્ય, મન્ત્ર, ક્રિયા, કાલ, યુક્તિ, આદિથી પ્રાપ્ત થઈ શકે છે, પણ જે જ્ઞાની ( આત્મજ્ઞ ) છે તેનો તે વિષય નથી, જ્ઞાની તો જ્ઞાનદર્શનમાંજ મગ્ન છે. પાંડિત્ય વિષે પણ ભગવાન્ શંકર કહે છે—

वीणाया रूपसौंदर्यं तन्त्रीवादनसौष्ठवम् ।
प्रजारञ्जनमात्रं तन्न साम्राज्याय कल्पते ॥
वाग्वैखरी शब्दझरी शास्त्रव्याख्यानकौशलम् ।
वैदुष्यं विदुषां तद्वद्भुक्तये न तु मुक्तये ॥

વીણાનું રૂપ અને સૌંદર્ય તેમ મધુર ગીત ઉપજાવવાનું સામર્થ્ય તેનાથી લોકનું રંજન થાય ચક્રવર્તી રાજ્યની પ્રાપ્તિ થાય નહિ; વાણીનો વિલાસ, શબ્દોના કવિતારૂપ ઝરણાં, શાસ્ત્રોના વ્યાખ્યાનનું કૌશલ, એવું એવું વિદ્વાનોનું જે વૈદુષ્ય તે તો પેટને માટે છે ઠેઠ ( મુક્તિ ) ને માટે નથી. જ્ઞાનીને પ્રવૃત્તિ હોય નહિ એમ ઘણાક પ્રાકૃતો માને છે, અને પાંડિત્ય, ચમત્કાર, આદિ કાંઈ ન છતાં કેવલ નિશ્ચેષ્ટ કે મૌન પડી રહેનારને પણ પામરો ' જ્ઞાની ' સંજ્ઞા લગાડે છે પણ તે વિષયે ભગવાન્ શ્રી કૃષ્ણે પોતાના પ્રિય શિષ્ય અર્જુનને કેવલ પ્રવૃત્તિ રૂપ જ્ઞાનનો બોધ કરતાં સ્પષ્ટ કહ્યું છે કે —

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स सन्यासी च योगी च न निरग्निर्नचाक्रियः ॥

કર્તવ્યરૂપે પ્રાપ્ત થતાં કર્મના ફલનો અભિસંધિ કર્યા વિના, જે કર્તવ્યને કરે છે તે સંન્યાસી અને તે યોગી છે, અગ્નિહોત્ર શિખા સૂત્રાદિનો ત્યાગ કરનાર સંન્યાસી નથી તેમ રોધ કરીને અક્રિય રહેનાર યોગી નથી.

સિદ્ધિ, ચમત્કાર, પાંડિત્ય અક્રિયત્વ, એ આદિ જે જે બાહ્ય લક્ષણો ઉપર અનધિકારી જનોની શ્રદ્ધાનો વિશ્રામ છે તે તો મહાત્માઓએ જ્ઞાનીના સ્વરૂપમાં ગણ્યાં નથી, ત્યારે જ્ઞાન શું ' જ્ઞાન ' એટલે જેને ' આત્મજ્ઞાન ' કહે છે તે, ' આત્મજ્ઞાન '—માંથી ' આત્મ '

શબ્દ રહેતાં દેહને કેવલ 'જ્ઞાન' એ શબ્દનો વ્યવહાર પ્રચલિત છે, પણ તેનો અર્થ આત્મજ્ઞાન એટલો થાય છે ત્યારે તે 'આત્મજ્ઞાન' એટલે શું? અને એ આત્મજ્ઞાન કોને થયું કહેવાય? જે જે પદાર્થ, ભાવ, આદિ છે તેમનું જે પોતપોતાપણું તેને આત્મા કહે છે, પણ જેમ પદાર્થાદિ અનંત છે તેમ આત્મા અનંત નથી, આત્મા એકજ છે, ને નાના પ્રકારના ઉપાધિમાં તે નાના પ્રકારે ભાસે છે. આટલા ઉપરથી એમ ફલિત થાયછે કે આત્મા જ્યારે એકજ છે ને સર્વે છે ત્યારે તે એકના પદાર્થાદિના બાહ્ય શરીરની હોઈ શકે નહિ કેમકે તે તો પ્રત્યક્ષ રીતેજ અનેક છે. એટલે શરીર અને શરીરસંબદ્ધ ઈંદ્રિયાદિ આત્મા નથી. તેમજ અંતઃકરણ અને તેના અનંત પ્રકાર જોતા તેમાં પણ એકતા નથી એટલે અંતઃકરણ પણ આત્મા નથી. સ્થૂલ અને સૂક્ષ્મ જેમ આત્મા નથી, તેમ જેને આધારે અનંત સ્થૂલ સૂક્ષ્મની રચના થાય છે ને જાય છે તેવો જે અજ્ઞાનનો અધિષ્ઠાતા પ્રાજ્ઞ ને પણ આત્મા નથી, કેમકે તેનામાં પણ એકતા નથી, અનેક વાર તે અનેક થાય છે ત્યારે સ્થૂલ સૂક્ષ્મ કારણ ત્રણમાં એકતા નથી, નાનાત્વ છે, માટે તે આત્મા નથી; પરંતુ તેમનો જે દ્રષ્ટા છે, જેને લેઈને તે ત્રણે ભૂમિકાનાં પદાર્થાદિ 'છું', 'અસ્મિ' એવા અનુભવને પામે છે તે દ્રષ્ટા સર્વદા એકનો એકજ છે, તેનામાં ઉદય કે અસ્ત, વૃદ્ધિ કે હ્રાસ કશું નથી એ આત્મા છે. એ આત્મા જેવી જેવી ઉપાધિમાં દેખાય છે તેવા તેવા નામરૂપ તેને પ્રાપ્ત થાય છે, પણ વસ્તુતઃ તેનો તેજ સર્વ છે, ને એકનો એકજ છે.

આ આત્માનું જ્ઞાન તે આત્મજ્ઞાન કહેવાય. એવું આત્મજ્ઞાન તો અત્ર આપણે જે એની વ્યાખ્યા કરી તેના સ્મરણથી પણ થઈ જાય છે, છતાં તેટલા સ્મરણમાત્રવાળાને આત્મજ્ઞાની કહેવાતો નથી. આવું જે એક આત્માનું જ્ઞાન તે અનુભવ સહિત હોવું જોઇએ. એકલા જાણવાથી કાંઈ થતું નથી; અગ્નિ દાહ કરે છે એમ શત વાર લખી જવાથી કે બોલી જવાથી કે જાણી જવાથી આ કાગળનો દાહ થનાર નથી, અગ્નિ લાવીને કાગળ સાથે સંયોગ કરવાથી દહ થવાનો છે. એમજ આત્માનું એકત્વ જાણવાથી આત્મજ્ઞાન થતું નથી, એ એકત્વના જ્ઞાને કરીને નાનાત્વભ્રાન્તિનો અસ્ત થાય ત્યારે આત્મજ્ઞાન થયું કહેવાય છે. નાનાત્વનો અસ્ત થાય એટલે આ જગત્ અને તેના પદાર્થ અસ્તિત્વમાંથી જતા રહે એમ નહિ, પણ વેદાન્તપ્રક્રિયાઓમાં પ્રસિદ્ધ એવી અનિર્વચનીયખ્યાતિ આદિના નિદિધ્યાસનપૂર્વક વિવેકથી જગત્‌માત્ર આત્માના વિવર્તરૂપ અનુભવાય, અને

यत्र यत्र मनोयाति तत्र तत्र समाधयः

'જ્યાં જ્યાં મન જાય ત્યાં ત્યાં સમાધિ થાય' એ વચનનો અનુભવ આવે ત્યારે આત્મજ્ઞાન થયું કહેવાય. અંતઃકરણ એજ મનુષ્યમાત્રને પોત પોતાની સૃષ્ટિ રચી આપે છે. એ અંતઃકરણના સ્વરૂપને સમજી તેની વૃત્તિરૂપ જે જે જ્ઞાન થાય છે તેમાં તે વૃત્તિના સાક્ષીને ઓળખી સર્વના અધિષ્ઠાનરૂપ જે આત્મા તેનાથી એ સાક્ષીનો અભેદ સમજવો એ, 'જ્યાં જ્યાં મન જાય ત્યાં ત્યાં સમાધિ થાય' એવા વચનનું તાત્પર્ય છે. એ તાત્પર્યનું આ દિઙ્‌માત્ર દર્શન કરાવ્યું છે, અધિક સ્પષ્ટતા ગુરુગમ્ય છે.

પરંતુ જેને એકાત્મભાવના થઈ છે ને તેનો પ્રત્યક્ષ અનુભવ થયો છે તેને શરીરનો વિકાર (મલ) મનનો ક્ષેપ (વિક્ષેપ) અને અજ્ઞાનનો અંધકાર (આવરણ) તે તો હોયજ નહિ. તેનું શરીર નિર્મલ, અંતઃકરણ કેવલ પ્રેમમયતામાં વિલીન, અને જ્ઞાન સર્વે કોઇને અનુકૂલ થઇ રહેલું હોય છે. અનેક પ્રવૃત્તિમાં તેને પ્રવૃત્તિનો ધસારો લાગતો નથી; અને શ્રીભગવાન્ જે સમતાને યોગ કહે છે સમતાના મંત્ર ઉપરથી તેની સ્થિતિ ચલતી નથી. શ્રીમદ્ભગવદ્ગીતામાં સ્થિતપ્રજ્ઞ, ગુણાતીત, આદિ તાં લક્ષણ કહ્યાં છે, શ્રી યોગવાસિષ્ઠ આદિમાં જીવન્મુક્તનાં લક્ષણ કહ્યાં છે, તે આત્મજ્ઞાનીનાં લક્ષણ છે:—

रागद्वेषभयादीनामनुरूपं चरन्नपि।
योऽन्तर्व्योमवदत्यच्छः स जीवन्मुक्त उच्यते॥

રાગદ્વેષ ભય આદિને અનુરૂપ વર્તતો છતાં પણ અંતરથી જે આકાશની પેઠે અતિ સ્વચ્છ છે તે જીવન્મુક્ત છે એમ શ્રીવસિષ્ઠ કહે છે.

જ્ઞાનીનું જ્ઞાન સર્વત્ર એકતાનો પ્રેમદ્વારા અનુભવ કરવામાં સમાય છે. પ્રેમ એ તેનું અતિ ઉત્કટ બાહ્ય અને આંતર ચિન્હ છે. જ્ઞાનીને દેખીને તે ઉભરાય છે, અધિકારીને દેખીને તે શીતલતાથી વિલસે છે, વિરોધીને દેખી દયાર્દ્ર થાય છે, ને તટસ્થને દેખી ઉદાસીનતામાં ધ્યાન દે છે જ્ઞાન કોઇને પ્રતિકૂલ નથી, જેટલાં જેટલાં જ્ઞાન છે તે સર્વનો એ જ્ઞાનમાં સમાસ છે, માટે બહુ વાર આત્મજ્ઞાનને 'વિજ્ઞાન' એમ કહેવામાં આવે છે. સર્વ જ્ઞાનને એ અનુકૂલ છે, કેમકે જ્ઞાનમાત્રના ક્રમે ક્રમે પ્રાપ્ત થનારું, સર્વ જ્ઞાનના વિકાસને અંતે પ્રાપ્ત થનારું, એ જ્ઞાન સર્વ આનંદના અવધિ રૂપ છે. જ્ઞાન વિના આનંદજ નથી. જંતુમાત્રને જે જે આનંદ છે, સુખ કે દુઃખનું સંવેદન છે, તે ઇંદ્રિય અને પદાર્થના સ્પર્શથી જ થાય છે, તે સ્પર્શ સાક્ષાત્ હોય કે માનસિક હોય, પણ જંતુમાત્રનું સંવેદન સ્પર્શજન્ય છે. मात्रास्पर्शास्तु कौंतेय એમ શ્રી ભગવાને તે કહેલું છે. સ્પર્શજન્ય સંવેદન તે જ્ઞાન છે, અને એ સંવેદનરૂપ જ્ઞાન ન હોય તો સ્પર્શજન્ય આનંદ આવે નહિ; માટે જ્ઞાનથીજ આનંદનો આરંભ છે, કોઇ પણ આનંદ જ્ઞાન વિના નથી એટલુંજ નહિ, પણ પ્રત્યેક આનંદની વિપુલતાનું પ્રમાણ તે તે ભૂમિકાના જ્ઞાનના પ્રમાણ ઉપરજ રહે છે. જે ભૂમિકાનાં સ્પર્શાદિ અનુભવવાનું જેને જેવું જ્ઞાન તેને તે ભૂમિકાના તેવા આનંદ અનુભવાય છે. માટેજ સર્વત્ર એકતા અનુભવનાર જે સર્વમય આત્મજ્ઞાન તે સર્વ આનંદના અવધિ રૂપ છે.

જ્ઞાનનો આનંદ અવર્ણ્ય છે. એ આનંદમય જ્ઞાનની પ્રાપ્તિ કેવલ બુદ્ધિવિલાસોથીજ નથી. બુદ્ધિ માર્ગ બતાવી શકે છે, દોરી શકે છે, વ્યવસ્થા કરી આપી શકે છે પણ બુદ્ધિને સીમા છે; અમુક મર્યાદાની પાર તે જઇ શકતી નથી. આત્મજ્ઞાનનો આનંદમય અનુભવ બુદ્ધિથી પ્રાપ્ત થતો નથી, એ તો આકસ્મિક, ચમત્કારિક, એવો હૃદયના આઘાતરૂપ કોઇ વિલક્ષણ પ્રવાહ છે. પ્રેમ, ભય, આશ્ચર્ય, આદિ ઉર્મિનો ધક્કો જેમ વિચાર અને બુદ્ધિને વશમાં આણવા વિનાજ આપણે અકસ્માત્ અનુભવીએ છીએ તેમ આ એકતા રૂપ આત્મજ્ઞાનનો આનંદપ્રદ ધક્કો સહજેજ, અકસ્માત્, અનુભવાય છે:—

"नायमात्मा प्रवचनेन लभ्यो
न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्य-
स्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥

પ્રવચન, બુદ્ધિ, બહુશ્રુતતા કશાથી આત્મા લભ્ય નથી, જેને આત્મા વરે છે તેને જ આત્મા પોતાનું અંગ ઉઘાડું કરીને સાપે છે, એમ કઠવલ્લિમા તેમ મુંડકમા મહાત્માઓ કહી ગયા છે. એ હૃદયપ્રસાદરૂપ પ્રેમસાગરના કલ્લોલનો અવધિ નથી, એની વ્યાખ્યા અશક્ય છે. એક વાર પણ એ દર્શન થાય તો પછી એની વૃદ્ધિજ કહી છે:—

इयं ज्ञानकला राम सकृज्जातापि वर्धते

હે રામ! આ જ્ઞાનસૂર્યની કલા એક વારે ઉદય પામી તો પછી વૃદ્ધિજ પામે છે; કારણ કે એકતાના કલ્લોલ નાનાત્વમાત્રને એકતાના મહાજલમાંજ આણી લે છે, આખુ વિશ્વ તેનો વિષય છે, આખુ બ્રહ્માંડ પણ તેને સમાવાને પૂર્યું નથી. આવા જ્ઞાનને જ્ઞાન કહેવાય છે.

૩

### ગૃહ.

### નવીન અને પ્રાચીન.

'સધારો' એ નામથી ચાલતી જે વિચારપરંપરાને આપણે 'નવીન' એ નામ આપીએ છીએ, અને જૂના વિચારોને આધારે ચાલતી જે પરંપરાને આપણે 'પ્રાચીન' એ નામ આપીએ છીએ તેની વચ્ચે વાસ્તવિક રીતે કેટલો અને કેવો ભેદ છે તેનો વિચાર આવશ્યક છે. 'કોઇ પણ દેશ એટલે તે દેશવાસી પ્રજાની વૃદ્ધિ અને હ્રાસ અથવા ઉન્નતિ અને અવનતિનો ક્રમ જોઇશું તો તે તે પ્રજાને પરાક્રમ, સાહસ, સ્વાર્પણ, આદિ ઉન્નત ભાવનાની સન્મુખ કે તેથી વિમુખ રાખનાર અનેક અનેક કારણો દૃષ્ટિમાં આવશે ઇતિહાસ એટલે પ્રજાઓના ઐહિક તેમ પારત્રિક વિકાસનો ક્રમ વિલોકવાનું જેમને સામર્થ્ય છે એવા તત્ત્વ પુરુષો બાહ્ય અને આંતર એવા બે કારણો દર્શાવી બાહ્ય કારણમાં સૃષ્ટિ અને આહારને ગણાવી, આંતર કારણોમાં અનાદિ લોકોક્તિ, લોકરુચિ, લોકમત, અર્થાત્, જેને એક શબ્દે કહેતાં શ્રુતિ એટલે અનાદિકાલથી મુખપરંપરાએ ચાલી આવેલા વિચાર, ભાવના ઇત્યાદિ કહીએ તેને ગણાવે છે. બાહ્ય કારણો આંતર કારણ ઉપર અને આંતર કારણો બાહ્ય કારણ ઉપર, એકના એક મનુષ્યપિંડમા જેમ મન શરીર ઉપર અને શરીર મન ઉપર અસર કરે છે, તેમ સમષ્ટિમાં અનંત વિકૃતિઓ ઉપજાવે છે. તે તે પ્રજાના શારીરિક અને માનસિક (જેમા નીતિ અને આત્માનો પણ સમાસ જાણવો) બંધારણ અનુસાર તેમને ઐહિક જય પરાજય પ્રાપ્ત થઇ તે સ્વતંત્ર રાજ્યપ્રાપ્તિ કરી શકે છે વા પરતંત્રતામા દિવસ નિર્ગમે છે

આવો જનસમાજના સામાન્ય વિકાસનો ક્રમ વિચારવાન્ પુરુષોએ સ્વીકારેલો છે. એનું સ્મરણ એટલા અર્થે થયું છે કે જનસમાજને નિરંતર અનેક અનેક પરિવર્તોમાંજ વિહરવું થાય છે, અનેક અનેક સંસ્થાઓમાં વિચરવાનું આવે છે, અને એમ પ્રત્યેક વ્યક્તિના તેમ સમગ્ર સમષ્ટિના બાહ્ય અને આંતર સ્વરૂપને અસંખ્ય સંસ્કારો લાગ્યાં કરે છે. એ રીતે અંતરિમેવ સંસ્કાર-પરંપરામા જે કાંઇ સ્થિર, સ્થાયી રહેવા યત્ન કરે છે તે પ્રાચીનતાનું સ્વરૂપ ધારણ કરે છે, જે કાંઇ નવીન નવીન સંસ્કારાનુસાર પ્રતિક્ષણ અવાન્તરના યથાયોગ્ય આકાર

નીપજાવી સેવા તત્પર રહે છે તે નવીનતાનું સ્વરૂપ ધારણ કરે છે. વૃક્ષ ઉગે છે, અંકુર થાય છે, પલ્લવ થાય છે, શાખા થાય છે, સ્કંધ થાય છે, ઋતુ, પોષણ, સ્થાન આદિને અનુસારે તે તે પ્રકારના રંગ, આકાર, આદિ ધારણ કરે છે—પણ વૃક્ષનું જે સ્વતત્ત્વ,—અમુક વૃક્ષરૂપે હોવાપણું—તે જતું નથી. મનુષ્યમાં પણ પ્રત્યેક વ્યક્તિનું જે કુલ, જન્મ, જાતિ, દેશ, આદિથી ઘડાયલું સ્વતત્ત્વ—તે તે વ્યક્તિનું તે તે વ્યક્તિરૂપે હોવાપણું—તે જતું નથી, શિક્ષણથી, સહવાસથી, ઉપદેશથી, અનુકરણથી, પ્રતિષ્ઠા આદિના આકર્ષણથી તેના આકારમાં અનેકાનેક સંસ્કાર અને પરિવર્ત થતા રહે છે. એમ જે કાંઇ સ્થિર રહેવા યત્ન કરે છે, કાઢતાં છતાં જતું નથી, જે તે તે પદાર્થ, પ્રાણી, તેમ સમગ્ર દેશ કે પ્રજાની પ્રકૃતિ કહેવાય છે, તે પ્રાચીનતાનું મૂલ બીજ છે; જે સંસર્ગ, શિક્ષણ, અનુકરણ, આદિ કારણોથી નિરંતર પરિવર્ત પામતું રહે છે, જેને તે તે પદાર્થ, પ્રાણી, દેશ, પ્રજા આદિની વિકૃતિ કહેવાય, તે નવીનતાનું બીજ છે. નવીનતા એ પૌરુષ, પરાક્રમ, સાહસ સ્વાતંત્ર્યનો માર્ગ છે, પ્રાચીનતા, આલસ્ય, સ્થિરતા, જડતા, પારતંત્ર્યનો માર્ગ છે. ઉદ્યોગ અને પ્રારબ્ધનો જે વિરોધ છે તેવો નવીનતા અને પ્રાચીનતાનો વિરોધ છે. નવીનતા લાવે છે, પ્રાપ્ત કરે છે, ઉપજાવે છે; પ્રાચીનતા પોષે છે, સાચવે છે, સંગ્રહે છે. વાસ્તવિક દૃષ્ટિથી જોઇએ તો પ્રાચીનતા અને નવીનતાનો વિરોધ નથી, ઉભયે પ્રત્યેક વ્યક્તિમાં સ્વભાવસિદ્ધ છે, અને આવશ્યક છે; વિશ્વનો નિર્વાહ જ તેમના યોગ વિના થાય નહિ. યોગક્ષેમનાં નવીનતા અને પ્રાચીનતા બે અંગ છે.

આ મધ્ય વર્ગમાંજ પ્રાચીનતાના આગ્રહી સુજ્ઞનું સ્થાન છે. પ્રાચીન અને નવીનનો વિરોધ આ મધ્યમાર્ગમાં નથી, એ માર્ગના અંત આગળ તેમનો વિરોધ છે. પ્રાચીનતા જ્યારે એક તસુ પણ આગળ જવાની ના પાડી, દુરાગ્રહી થઈ, હોય તેટલામાંજ સંતોષ માની આલસ્યનો આશ્રય કરે છે ત્યારે તે અતીવ હાનિકારક થઇ જાય છે; નવીનતા જ્યારે પ્રાચીનનો અત્યંત અનાદર કરી, આંખો મીચીને આગળ દોડે છે, પ્રાચીનનો ઉચ્છેદ કરીને પણ પોતાનો આગળ વધવાનો ચડસ પાર પાડવા આતુરતા કરે છે, ત્યારે તે પણ અતીવ વિનાશકારિણી થઈ જાય છે. નવીનતા જ્યાં વિનાશનું રૂપ ધારણ કરે છે, પ્રાચીનતા જ્યાં સારાસાર ન વિચારતાં અંધ અવિવેકિતાનું રૂપ ધારણ કરે છે, ત્યાં એ ઉભયનો વિરોધ થાય છે. વિનાશ અને દુરાગ્રહ એ વિરોધ નવીનતા અને પ્રાચીનતાના અતિશય ઉત્કર્ષમાંથી થઈ આવે છે, નહિ તો પ્રાપ્ત કરનાર અને રક્ષણ કરનાર ઉભયે અંગ જેમ પ્રત્યેકને અને સર્વને આવશ્યક છે તેમ પ્રાચીનતા અને નવીનતા ઉભયે વ્યક્તિ વ્યક્તિનાં તેમ સમષ્ટિ સમષ્ટિનાં અતિ આવશ્યક અંગ છે. એ ઇતિહાસ અને સ્વભાવ ઉપરથી સુપ્રસિદ્ધ છે.

જગતનો ક્રમ એવો છે કે ઘણી વાર તેની તે વાત નવીન રૂપે પ્રાપ્ત થતાં સ્વીકારને પાત્ર થઇ જાય છે, જ્યારે હતી તેવી ને તેવી તે ત્યાગ કરવા યોગ્ય લાગતી હોય છે. વ્યષ્ટિ અને સમષ્ટિના વિકાસને અર્થે આવી યુક્તિઓ સ્વાભાવિક રીતેજ રચાયલી છે, અને કોઇ કોઇ કાલે કેવલ નવીનતાએજ પરાક્રમ બતાવ્યાં છે તો કોઇ કોઇ કાલે કેવલ પ્રાચીનતાએજ સંરક્ષણથી ઘણી ભવ્ય ભાવનાઓનું રક્ષણ કર્યું છે. પાશ્ચાત્ય પ્રજા આજ ભારતવર્ષ ઉપર સામ્રાજ્ય ભોગવે છે એ નવીનતાનો પ્રભાવ છે, તેમ વિશ્વને આત્મોન્નતિ, સ્વાર્પણ, ઐક્ય, અભેદ, આદિ ધર્મબુદ્ધિ પ્રેરનાર ભાવનાઓ, પછી તે ગમે તે નામથી બાહર આવી હોય, ક્રિશ્ચીઅન, ઇસ્લામ, બૌદ્ધ ગમે તે નામથી બોલાતી હોય, તો પણ તેના ધર્મભાવના પ્રેરણામાં એજ ભારતવર્ષની પ્રાચીનતાનો મહિમા છે. વર્ત-

માન સમયમાં કોઇ પાશ્ચાત્ય લેખકે વાસ્તવિક વચન ઉચ્ચાર્યું છે કે પશ્ચિમે પૂર્વના શરીર ઉપર જય મેળવ્યો છે, પણ પૂર્વે પશ્ચિમનાં મન અને આત્મા ઉપર જય મેળવશે. પ્રાચીનતાના અતિસેવનમાં ભારતવર્ષે અનેક યુગોનું પારતંત્ર્ય પ્રાપ્ત કર્યું એ પ્રાચીનતાનો અનિષ્ટ અંશ છે, તેમ નવીનતાએ ધીમે ધીમે કેવલ ઐહિકત્વ પ્રાપ્ત કરી નાસ્તિકતાનો સ્પર્શ લીધો એ તેનો અનિષ્ટ અંશ છે પ્રેમ, શ્રદ્ધા, ભાવના એ પ્રાચીનતામાંજ સંભવે છે, નવીનતામાં અનાસ્તા, અસ્થિરતા, પ્રત્યક્ષતા એનોજ મુખ્ય ભાગ છે. આ પ્રકારે, તે તે કાલે તે તે સ્થાને, પ્રાચીનતા કે નવીનતા લાભકારી જણાઇ છે. પરંતુ કોઈ સ્થાને નવીનતાનો ઉદ્‌ભવ પ્રાચીનતા વિના થયો નથી. એ વાત એટલે સુધી સત્ય છે કે જ્યાં નવીનતાનો અત્યંત અસ્ત થયો હોય છે ત્યાં પણ પ્રાચીનતામાંથીજ તેનો પ્રાદુર્ભાવ થઇ આવે છે. પ્રાચીનતા એ પ્રત્યેક દેશના અખુટ બલનો ભંડાર છે, નવીનતા તે બલનો વ્યય કરવાનો બજાર છે નવીનતા; એ પૂર્ણ જોરથી છોડી દીધેલું 'એન્જિન' છે, પ્રાચીનતા તેની ગતિને નિયમમાં રાખનાર 'બ્રેક' છે.

દેશ અને કાલના સંયોગેથી ત્યારે પ્રાચીનતા નવીનતાનું ચક્ર તલે ઉપર થયાં કરે છે; પરંતુ જોવાનું એ છે કે કોઇ પણ પ્રજાને પ્રાચીનતાને છોડીને અથવા પ્રાચીનતાનો અત્યંત ઉચ્છેદ કરીને નવીનતામાત્રનોજ આશ્રય કરવામાં લાભ છે કે નથી? પ્રથમથીજ આપણે કહી આવ્યા છીએ કે દેશની પ્રકૃતિ પ્રાચીનતા છે અને વિકૃતિ નવીનતા છે, મૂલ પ્રકૃતિ વિના વિકૃતિનો સંભવજ નથી, એટલે પ્રાચીનતા વિના નવીનતા ઉભી રહી શકે એ તો કલ્પનામાં પણ આવવું અશક્ય છે. પ્રાચીનતામાંથી નવીનતાને ઉપજાવવામાં આવે તોજ તે લાભકારી થઇ શકે છે, કેમકે જનસમાજના મનને જે સંસ્કાર લાગેલા હોય છે તે સંસ્કારનો સંબંધ તજ્યા વિના જે નવીન સંસ્કાર પાડવામાં આવે ને સહજે મનમાં ઉતરી શકે છે ને આચારને અમર કરી શકે છે. શાસ્ત્રમાં જેને અધિકાર કહે છે તેનું એજ સ્વરૂપ છે કે જે અંતઃકરણનો જે સંસ્કાર હોય તે અંતઃકરણને તે સંસ્કારથી આરંભ કરાવી સર્વ નાનાત્વરહિત, સર્વ અધિકાર રહિત, એવા એકરસ અભેદનો આનંદ પામવાનો માર્ગ કરી આપવો. એમ નથી કરવામાં આવતું ત્યાં કેવલ વાણીનો ધર્મ પ્રાધાન્ય પામી અંતરમાં અનાચાર, કપટ, પ્રતારણા, અને એવા દુષ્ટ ભાવોની પુષ્ટિ થાય છે. એમજ પ્રાચીનતા અને નવીનતાનું પણ છે. જનસમાજનો અધિકાર અર્થાત્ તે તે સત્યને ગ્રહણ કરવાની શક્તિ પ્રાચીનતામાંથીજ ઉદ્‌ભવે છે, તે અધિકારને વધારી આગળ પ્હોચવાનું સામર્થ્ય નવીનતામાંથી આવે છે; પણ એકાએક, પ્રાચીનતા વિનાજ, નવીનતા પોતાનું સાધ્ય સિદ્ધ કરી શકતી નથી. વિશ્વમાં ક્રમનો નિયમ છે, ને તેથી નવીનતા પણ મુક્ત નથી.

એ વાત સર્વ કોઇને દૃષ્ટ છે કે મનુષ્યે મનુષ્ય કુલ, જાતિ, વર્ણ, આદિ કોઇ કારણથી એક એકથી અસમાન નથી; કિંબહુના, સમગ્ર વિશ્વનો એક પરમાણુ પણ સર્વમય અભેદભાવનાના પરપ્રેમથી બાહ્ય નથી; એ પરપ્રેમના સર્વ આવિર્ભાવ છે. અને જે જે ભેદ ભાસે છે તે ભિન્ન ભિન્ન ઉપાધિમાં પ્રેમનો આવિર્ભાવ હોવાને લીધે ભાસે છે. પ્રાચીન નવીન સર્વે આ સત્યને સ્વીકારે છે. ઐહિક તેમ પારત્રિક ઉપદેશ આપનારા તેને મુખ્ય માને છે, અને મનુષ્યના ઉન્નતમાં ઉન્નત આચાર વિચાર એ ભાવની પુષ્ટિના પ્રત્યક્ષ પરિપાક છે. છતાં પ્રાચીનતાને અનુસરનારા જે વ્યવસ્થા કરે છે તે અધિકારાનુસાર, એટલે કે એ સત્યને સાનમાં ગ્રહણ કરવાની માનસિક અથવા મન શરીર, નીતિ સર્વેને સામટાં લેતાં

આત્મિક, શક્તિ અનુસાર કરે છે. અનધિકારીને એ સત્ય કેવલ અસત્યરૂપ થઈ વિષમતામાં ઉતારે છે; અધિકારીને પરમ સમતાનો પ્રમોદ ઉપજાવે છે. વર્ણ, જાતિ, આદિ વ્યર્થ છે એ જાણવામાત્રથીજ સરતું નથી; જેના અંતઃકરણની નીતિની બાજુ એટલી પક્વ થઇ નથી કે માનસિક રાગદ્વેષથી મુક્ત થઇ સર્વદા વિશુદ્ધ રહે તેના આગળ એવો ઉપદેશ આવતાં તે પોતાના રાદ્વેષાનુસાર તેનો ઉપયોગો કરી લે છે, સ્વાર્થ અને સગવડની ખાતર નાત જાતનાં બંધનને તોડી નાખવા તત્પર થાય છે, અને બાહ્ય બંધનને તોડતાં છતાં રાગદ્વેષનાં આંતર બંધનને વધારે સદૃઢ સાધે છે. કહેવાનું તાત્પર્ય એમ નથી કે જ્ઞાતિબંધન આદિ જે વર્તમાન સમયે કેવલ ક્લેશ અને દુઃખનુંજ નિદાન થઇ પડયાં છે, તે સર્વથા રાખવાં અને પોષવાં; તેમને, થઇ શકે તો, વિદૂર કરવાં એ સંબંધે કશો વિવાદ નથી. તે કાર્ય કેવે પ્રકારે સાધવું ત્યાં પ્રાચીન અને નવીન પદ્ધતિને વિવાદ છે; આંતર અને બાહ્યનો વિવાદ છે. પ્રાચીનો અંદરથી બહાર આવવા ઇચ્છે છે, નવીનો બાહ્યના ભેદનો વિનાશ સાધે છે. પ્રાચીનો એમ માને છે કે બાહ્ય ભેદ તેતો કદાપિ મટી શકે તેવા નથી, કોઇને કોઇ રૂપે રહેશે જ, તેમના ઉપરનો આયાસ ફલપ્રદ નથી, આંતર એટલે અંતઃકરણના જે રાગદ્વેષકૃત ભેદ તે મટે તેવા અને ફલપ્રદ છે, તે મટી જાય તો બાહ્ય ભેદ હાનિ કરી શકતા નથી.

જે અભેદભાવનાથી સર્વમય પ્રેમ એજ ઇશ્વર અને ઐશ્વર્ય છે તેથી એમ સહજે ફલિત થાય છે કે દુઃખ અને સંકટને જ્યાં હોય ત્યાં નિવારણ કરવા, હલકુ કરવા, મનુષ્યમાત્રે પ્રયત્ન રાખવો. અકાલે વૈધવ્ય પામેલી બાલાઓને જે હૃદયનું અને શરીરનું અવિચલ દુઃખ છે તેનું નિવારણ કરવું, જે પતિ પત્નીનો યોગ યથારુચિ ન હોય તેને છૂટાં થવાની સગવડ કરી આપવી, એ આદિ ધર્મકાર્ય છે એમ આપાત દૃષ્ટિએ દેખાય. પરંતુ જે સર્વમય પ્રેમભાવના જીવનમાત્રના હેતુરૂપે ઇષ્ટ છે તેજ મનુષ્યના સર્વ આચાર વિચારની નિયંત્રી થવી જોઇએ; ને જો તેમ હોય તો પુનર્વિવાહ કે નાતરાના પ્રચારને મંડલીની એક સંસ્થારૂપે સ્વીકારવામાં હાનિ સ્પષ્ટજ છે. પ્રેમભાવનાની જે અતિ ઉચ્ચતમ વિશુદ્ધિ અને દૃઢતા તથા ગાઢતા તે વ્યક્તિ વ્યક્તિમાં આવે નહિ ત્યાં સુધી, સર્વમય પ્રેમનો અધિકાર થઇ શકતો નથી. લગ્ન આદિ સંબંધ આવા અધિકારની પ્રાપ્તિને અર્થે છે ને તેજ જ્યારે શિથિલ અને અનિયમિત તથા દુર્બલ જનસ્વભાવના ક્ષણિક આવેશાનુસાર નિયમાય ત્યારે જીવનનો હેતુ જ વ્યર્થ થવા જાય. એ હાનિ અટકાવવાને સમષ્ટિની દૃષ્ટિ આગળ એક અને અનિવાર્ય એવા આત્મસંબંધ રૂપે લગ્નની ભાવના સ્થિર રહેવી જોઇએ, અને સમષ્ટિની ભાવના વિશુદ્ધ રહે તે અર્થે કોઇ કોઇ વ્યક્તિને દુઃખ આવી પડે તો તેને થાય તેટલું નરમ કરી આપવા કરતાં વધારે થઇ શકવું જોઇએ નહિ. જેમ અસત્ય, ચોરી, વ્યભિચાર, એ પાપને માટે દંડ દેવાય છે, ને તે પાપ કરનારની ગરજ અને આચરણ ગમે તેવી હોય, તેવા પાપને તેની સ્થિતિ જોતાં વાસ્તવિક ઠરાવી શકે તેવી હોય, તો પણ પાપને પાપજ ગણીને દંડ કરવામાં આવે છે, તેમાં જેમ સમષ્ટિની નીતિભાવના વિશુદ્ધ રાખવાનો મર્મ રહેલો છે, તેમ પુનર્વિવાહાદિના નિષેધમાં એ સમષ્ટિની પ્રેમભાવના વિશુદ્ધ રાખી જીવનના પરમહેતુની સિદ્ધિનો માર્ગ સુકર કરી આપવાનોજ હેતુ છે. ચોરી આદિ પાપ કરનારને માટે, આપણે, તેની સ્થિતિ વિચારી દયા લાવીએ છીએ, કાલે કરી આપણો તિરસ્કાર પણ તેમના ઉપરથી ઉઠાવી લેઇએ છીએ, તેમ આવેશોને વશ વર્તી પુનર્વિવાહાદિ

કરે તેને પણ તિરસ્કાર અને દ્વેષના પાત્ર ન કરતાં દયાના પાત્ર કરી લેવાં જોઇએ પ્રાચીનતા એજ કહે છે કે એવા પ્રસંગોને અપવાદ રૂપ માની દયાથી તેની ઉપેક્ષા રાખવી; નવીનતા તેમને નિયમ રૂપ કરી લેઇ વિધેય કોટિમાં આણવા યત્ન કરે છે; આમાથી વિરોધ ઉદ્ભવે છે, બાકી જનસમાજની કોઇ પણ વ્યક્તિના દુઃખથી નવીનતા કરતા પ્રાચીનતાને ઓછો આઘાત થાય છે એમ નથી.

અને ધર્મના વિષયમા પણ પ્રાચીનતા અને નવીનતાનો વિરોધ જેવો માનવામાં આવે છે તેવો નથી. જે પૂર્ણતા, દયા, દીનતા, એકતા સર્વ ધર્મને ઇષ્ટ છે તેજ ઉભયેને ઇષ્ટ છે; અભેદ, પ્રેમ, બ્રહ્મ આદિ નામ પ્રાચીનતાએ તેનેજ આપ્યા છે; નવીનતાએ પણ બ્રહ્મ, ઇશ્વર, આદિ નામ તેનેજ આપેલા દીસે છે. તેજ જીવનમાત્રનું સાધ્ય છે, જીવન તે સાધ્યને અર્થેજ છે. પણ આટલેથી પ્રાચીનતા અને નવીનતા જુદા પડે છે. નવીનતા પુનઃ પોતાના મૂલ સ્વરૂપ ઉપર જઇ બાહ્યમાત્ર ઉપર વધારે લક્ષ આપે છે, પ્રાચીનતા પોતાના મૂલ સ્વરૂપ ઉપર જઇ આંતરને વળગી રહે છે. પ્રાચીનતા કહે છે કે અધિકારાનુસાર ક્રમે ક્રમે ઉપદેશથી, આચારથી, નિયમથી, અંત ઉપર આવો; નવીનતા કહે છે કે એ બધો મિથ્યા આડંબર અને સ્વાર્થ છે, એકાએક ઇશ્વરનું સ્મરણ, ભજન, કરવાથી મુક્તિ હસ્તગત છે. નીતિ, દયા, દીનતા, આદિને ઉભયે સ્વીકારે છે ને પૂજ્ય ગણે છે; પણ પ્રાચીનતા જે વ્રત, કર્મ, ઉપાસના, ભક્તિ, શ્રવણ, મનન આદિના અનાદિ કાલથી સાનુભવ ઉપયોગી ઠરેલા માર્ગ છે તેને પ્રમાણ ગણે છે, નવીનતા તે સર્વને અયોગ્ય અને વ્યર્થ કહી ઇશ્વરપ્રાર્થના અને નીતિમત્તામાજ સર્વસ્વ માને છે. પ્રાચીનતા નીતિ, પ્રાર્થના, સર્વને ઉપયોગી ક્રમ રૂપ કહે છે, એ પણ એક અધિકાર છે એમ સ્વીકારે છે, પણ નવીનતા એટલો એજ એકજ માર્ગ છે, બીજા ખોટા છે એવે આગ્રહે ચઢે છે. 'અહં બ્રહ્માસ્મિ' કહેવાથી જેમ સર્વમય અભેદનો અનુભવ થતો નથી કે ઉન્નત જીવન આવતું નથી, તેમ નીતિના નામમાત્રથી અને ઇશ્વરના ભજનથી પણ સર્વ સિદ્ધ થઇ જતું નથી. જેવો જેવો અધિકાર તેની તેવી પ્રક્રિયા યોજતે યોજતે છેવટનું ફૂલ સિદ્ધ થાય છે; અને સર્વત્ર શ્રદ્ધાપૂર્વક આગ્રહજ કામ કરે છે; પરંતુ કેવલ ઇશ્વરભજન એજ એક માર્ગ સર્વને માટે છે એ દુરાગ્રહજ છે.

શાસ્ત્રો અને પ્રાચીન મહાપુરુષોનાં વચનની પ્રમાણતા વિષે પણ પ્રાચીનતા અને નવીનતાને વારંવાર વિરોધ પડે છે. પ્રાચીનતા જે ભાવનાને જીવનના સાધ્ય રૂપ માને છે, તે ભાવનાનો પૂરાવો જ્યાથી મળે ત્યાથી લે છે, અને પ્રાચીન કાલથી પૂજ્ય થયેલાં જે વચનો પોતાના સમજવામાં તત્કાલ ન આવે તેનો વિચાર કરવા થોભે છે; નવીનતા પ્રાચીન વચનોનો બહુ આગ્રહ કરતી નથી, મળી આવે તો પ્રયોજે છે, ન સમજાય તેને સ્વાર્થ ઇત્યાદિ નામ આપી દૂર મૂકે છે, અને ઘણી વાર "જૂના શીશામાં નવો દારુ પણ ભરી લે છે," અર્થાત્ જૂના વચનોનો પોતાની રુચિ અનુસાર અર્થ ઉપજાવી લે છે. પ્રાચીનતાને તો અધિકારાનુસાર વિવેક કરવાનો છે, એટલે ઇતિહાસ અને શાસ્ત્રમા વિચારપૂર્વક જે ટકાયું છે તેનો તોલ કરી, પોતાની બુદ્ધિને તેમા પ્રવેશાવવી છે; નવીનતાને અધિકારની અપેક્ષા નથી, તુરતજ બધી વાત બંધ બેસતી કરવી છે, એટલે પોતાની બુદ્ધિને પ્રાચીન ઉક્તિઓમા પ્રવેશાવવાને સ્થાને તે ઉક્તિઓના ઉપર પોતાની બુદ્ધિને સ્થાપવી છે. પ્રાચીનતા હૃદય, દીનતા, પ્રેમ, અને તે દ્વારા જ્ઞાન તથા જ્ઞાનનો વિસ્તાર ઇચ્છે છે, નવીનતા બુદ્ધિ, સ્વતન્ત્રતા, અ-

બિમાન તેનાથી જ્ઞાન અને જ્ઞાનનો વિસ્તાર કરવા ધારે છે છતાં ઉભયેનું સાધ્ય ભિન્ન નથી. પ્રાચીનતા અને નવીનતા ઉભયે સંસારમાં, રાજ્યમાં, ધર્મમાં સર્વત્ર સત્ય અને અભિવૃદ્ધિ અર્થાત્ હિતજ ઇચ્છે છે, ઉભયના માર્ગનો ભેદ છે, લક્ષ્યનો ભેદ નથી.

આવી રીતે ઉદાહરણ જોવા જઇએ તો અનેક મળી આવે તેમ છે. તાત્પર્ય એ છે કે પ્રાચીનતા અને નવીનતા એકના એક સાધ્ય ઉપર લક્ષ રાખ્યા છતાં, માર્ગ ભિન્ન ભિન્ન લે છે, ને તેથી વારવાર વિરોધ જણાઈ આવે છે, પણ તે વિરોધ દેખાય છે તેટલો ઉંડો નથી કે ઉભયના ફલમાં પરિણામે ભેદ નથી. પ્રાચીનતા જ્યાં હોય ત્યાંથી ખસવા ન ઇચ્છે તે જેમ કલેશ અને હાનિને પાત્ર થાય છે, તેમ નવીનતા હોય ત્યાંથી ખસવાની અને દેશ કાલાનુસાર ઉપજી આવતા સંસર્ગોને અનુકૂલ થઈ જવાની આતુરતામાં બહુ વાર અકૃત્ય કરી બેસે છે. સ્થિરતા, દૃઢતા, શાન્તિ એ જેમ કાર્યમાત્રની સિદ્ધિને આવશ્યક છે, તેમ તેનાં તેજ બહુ વધી જાય તો હાનિકર્તા છે; સાહસ, ચાંચલ્ય, પરાક્રમ, એ જેમ સાધ્યને સિદ્ધ કરવા આવશ્યક છે તેમ બહુ વધી જાય તો ઉન્માદ અને હાસીનાંજ નિદાન થાય છે. મધ્ય માર્ગ સર્વત્ર સારો છે. પ્રાચીનના અને નવીનના એ પરસ્પરનાં મન અને શરીર જેવા આવશ્યક અંગ છે, તેમનો વિરોધ હોવાથી વ્યાધિ, કલેશ, અને દુઃખ નીપજે છે, ને સમતા અને સમાધાનીથી સુખ શાંતિ અને વિજયની ઉત્પત્તિ થાય છે. — સુદર્શન

## ૪

## રાજ્ય

## પ્રજામત અને સરકાર

લેખકવર્ગ એ પ્રજાનું મસ્તક છે; જેમ બીજા વર્ગો પ્રજાના હાથપગ આદિ અવયવ છે, તેમ લેખકવર્ગ પ્રજાનું મસ્તક એટલે વિચારનું સ્થાન છે. પ્રજાના સંસાર અને ધર્મ વિષયે જેમ લેખકો વિચાર દર્શાવી અનેક માર્ગ કરી આપે છે, તેમ રાજા પ્રજાની પ્રીતિ અને સ્નેહની ગ્રંથિ દૃઢ કરી આપવાનું કામ પણ લેખકોનુંજ છે. આર્યાવર્તના ભાગ્યિએ આજ ત્રણહજાર વર્ષથી તેના ઉપર જે પરચક્રનો ભાર મૂક્યો છે, તેમાં આ એક શતકથી પશ્ચિમના બ્રિટનોના સંબંધથી એ ભૂમિ જે સુખસંપત્તિ અને શાન્તિનાં ફલ ભોગવી શકી છે તેવાં કોઇ વાર તેણે ભોગવ્યાં હશે નહિ. આર્યભૂમિનાં બાલકોને જે રાજ્યે વિચાર કરતા સારાસાર સમજવાના સામર્થ્ય વાળાં, તથા પોતાની માગણીઓ દર્શાવવાની હિંમતવાળાં કર્યાં છે, તે રાજ્યના ન્યાય અને પ્રામાણિકપણા ઉપર વિશ્વાસની દૃષ્ટિથી જોવું અને તે રાજ્યનો ને આર્યપ્રજાનો સંબંધ વધારે નિકટ અને દૃઢ નીવડે એવા ઉપાય સૂચવવા એ પ્રત્યેક વિચારવાન્ દેશ હિતૈષીનું કર્તવ્ય છે.

વિશાલ રાજ્યને અંગે તથા રાજ્યકર્તાનો મુખ્ય ભાગ પરદેશી હોવાને અંગે, અનેક પ્રકારનો વ્યય કરવો પડે છે ને તેથી ક્વચિત્ ક્વચિત્ દેશ ઉપર વિવિધ સંકટો ઉદ્ભવે છે; પરંતુ તેનો માર્ગ કઠિન નથી. અહીંના રાજ્યકર્તાઓને વિનતિ, વિવેચન, વ્યાખ્યાન આદિથી વિદિત કરવા એ એક માર્ગ છે; પણ તેમને આ દેશના રાજ્ય પરત્વે માર્ગ દર્શાવનાર ઇંગ્લંડની પાર્લામેંટ અને ઇંગ્લંડની પ્રજા તેને જાગ્રત્ કરવી એ બીજો માર્ગ છે. ઇંગ્લંડની પાર્લામેંટ અને તે પાર્લામેંટને અધિકાર આપનાર ઇંગ્લંડની પ્રજા આખા જગતની પાર્લામેંટ અને પ્રજાઓમાં ન્યાયી, નિષ્પક્ષપાતી, અને રાજકીય સમાનતાની હીમાયત કરનાર રૂપે પ્રખ્યાત છે. અનેક ન્યાયી અને પ્રામાણિક વીરોના રુધિરથી પવિત્ર કરીને તેની સ્થાપના થઇ છે. તેમના આગળ આપણી ગરજો, આપણી અડચણો, અને અહીંની સરકારને

હાલના કરતાં વધારે સારી વ્યવસ્થા કરી શકવાના માર્ગો, દર્શાવવાથી પરિણામે આર્યભૂમિ અને ઈંગ્લંડનો સંબંધ વધારે દૃઢ, વધારે પ્રીતિની રેલો અને હમણેને વધારે ફલદાયક નીવડવાનો પૂર્ણ સંભવ છે. પૂર્વ અને પશ્ચિમનો આ એક અતિ ચમત્કારિક, દૈવી, અને વિલક્ષણ યોગ છે; તે સારાને માટેજ છે; એમાંથી સારુંજ નીવડે એવો યત્ન રાખવો એ આ દેશની તેમ તે દેશની સરખી ફરજ છે. પ્રખ્યાત નરરત્ન દાદાભાઈ અને તેમના સહાય સર વીલીઅમ વેડર્બર્ન આદિ ઘણા અંગરેજ ગૃહસ્થો આવાજ યત્નમાં વર્તમાન સમયે પ્રવૃત્ત છે. આપણા લેખકોએ પણ આ માર્ગ કરતાં અન્ય માર્ગ ગ્રહણ કરવો ઉચિત નથી, અને સંતોષની વાત છે કે આપણા લખનારા એજ માર્ગમા રહેતા આવેલા છે

વર્તમાનપત્રો અને પુસ્તકોના લખનારા આ પ્રકારે સરકાર અને સરકારનાં કૃત્ય ઉપર વારંવાર વિવેચન કરે નહિ તો સરકારને પણ પોતાનાં કાર્યોનું તથ્ય સમજવાનું સાધન રહે નહિ કલકત્તાની હાઈકોર્ટના માજી ચીફજસ્ટિસ સરરીચર્ડ ગાર્થે કહ્યુ છે તેમ એવાં વિવેચનો થાય તેજ સારું છે; ગુપ્ત મંડલીઓ અને કાવતરા હકાવનારી ટોળીઓ કરતાં એવાં ખુલ્લાં વ્યાખ્યાનો અને કોન્ગ્રેસ જેવા મંડળો હજાર દરજ્જે સારા અને ઉપયોગી છે. સર રીચર્ડ ગાર્થ કહે છે કે "જો ૧૮૫૭માં કોન્ગ્રેસ હોત તો તે સમયનો ભયંકર પ્રસંગ નીપજતેજ ન." આ પ્રકારે વર્તમાનપત્રો કોન્ગ્રેસો આદિ યોગ્ય રીતે કાર્ય કરનારી સંસ્થાઓ પ્રજાના સંબંધને દૃઢ કરી આપવાને પરમ ઉપયોગી છે એ નિર્વિવાદ છે.

આવો પ્રસંગ ચાલે છે તેવામાં પુનાવાળા ઓનરેબલ મી. બાલગંગાધર ટીલક બી. એ. એલ્ એલ્, બી એમના ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૨૪ અ ને આધારે ફિતુરી લખાણ કરવા બાબત સરકાર તરફથી કામ ચલાવવામાં આવ્યું છે અને તેમને ગુનેગાર ઠરાવી શિક્ષા કરવામાં આવી છે. એ પુરુષના વર્તન વિષે, તેમના લેખોના અર્થ વિષે, તેમને થયેલી શિક્ષા વિષે, હાલ તુરત કાંઈ પણ વિવેચન કરવા કરતાં તેમના કેસમાં જે આખા દેશને ચિંતા ઉપજાવનારો કાયદાનો અર્થ થયો છે તે વિષે વિવેચન કરવું આવશ્યક છે. અમો પોતે કાયદાનું જ્ઞાન ધરાવતા નથી, તેમ ઓનરેબલ મી જસ્ટીસ સ્ટ્રેચીના કરેલા અર્થને સુધારવાનું અમારું સામર્થ્ય નથી, તો પણ કાયદાનું જ્ઞાન ધરાવનાર લેખકોએ એ સંબંધમાં જે વિવેચન કર્યું છે તે અત્રે નોંધી રાખવાથી લખનારાઓને પોતાના કર્તવ્ય વિષે વિચારવાનું ઠીક પડશે.

" જે કોઇ બોલેલા અથવા વંચાવવા ધારેલા શબ્દોથી, સંજ્ઞાથી, દેખીતાં ચિન્હોથી,
" કે કોઇ પણ પ્રકારથી, બ્રિટિશ ઇંડિયામાં કાયદાથી સ્થાપેલી સરકાર સામે અપ્રીતિની
" વૃત્તિ ઉપજાવશે કે ઉપજાવવા યત્ન કરશે તે જન્મદેશનીકાલ અથવા થોડી મુદત દે-
" શનીકાલ તથા તે ઉપરાંત દંડ, અથવા ત્રણવર્ષ સુધી કેદ અને ઉપરાંત દંડ, અથવા
" એકલો દંડ એવી શિક્ષાને પાત્ર થશે.

" વિવેચનઃ—સરકારનાં કૃત્યોની એવી અરુચિ દર્શાવવી કે જે સરકારની કાયદેસર
" હકુમતને તાબે રહેવાની વૃત્તિથી વિરુદ્ધ ન હોય, અને એ હકુમતને ગેરકાયદેસર રીતે
" સામે થવા કે ઉધી વાળવાના યત્નોની સામે થઈ એ હકુમતને ટેકવવામાં ઉપયોગી હોય,
" તે અપ્રીતિ નથી. આમ છે એટલે સરકારના કૃત્યો ઉપર આ પ્રકારની અરુચિ ઉપજાવે
" તેવી ટીકા કરવી તે ઉપરની કલમનો ગુનો નથી."

પીનલકોડની ૧૨૪ મેં કલમ આ પ્રમાણે છે. આ કલમનો અર્થ અદ્યાપિ અનિશ્ચિત છે; એટલે વાસ્તવિક અર્થ કરવામાં રાજ્ય વિરુદ્ધ ગુનો કયારે અને કેમ

લખાણુ ઇત્યાદિથી થાય તે જોવાનું છે. " અપ્રીતિની વૃત્તિ " ઉપજે એવું લખાણુ ગુનો છે, પણ એજ કલમના વિવેચનમાં જણાવ્યા પ્રમાણે માત્ર " અરુચિ " ઉપજાવવી તે ગુનો નથી. 'સરકારની સામે અપ્રીતિ ઉપજાવવી ' અને ' સરકારને તાબે રહેવાની વૃત્તિથી વિરુદ્ધ નહિ એવી અરુચિ ઉપજાવનારી ટીકા સરકારનાં કૃત્યો ઉપર કરવી,' એ બેની વચમાં આ કલમનો અર્થ જોવાનો છે; કારણ કે ' તાબે રહેવાની વૃત્તિથી વિરુદ્ધ નહિ તેવી અરુચિ ' ગુનો નથી, જ્યારે ' અપ્રીતિ ' ગુનો છે. આ કલમમાં ગુના રૂપે ધારેલી જે ' અપ્રીતિ ' તે વાસ્તવિક રીતે જોતાં નિર્દોષ ગણેલી ' અરુચિ ' નો કોઇ અધિક પ્રકાર છે, ગુનારૂપ અપ્રીતિ અને નહિગુનારૂપ અરુચિ સ્વરૂપે એકનાં એક છતાં બન્ને વચ્ચે જે તફાવત છે તે માત્ર દરજ્જાનો તફાવત છે, અરુચિનો વધારે દરજ્જો તે અપ્રીતિ અને ગુનો છ. એ વધારે દરજ્જો ' અરુચિ 'માં શા ઉપરથી આવે છે કે જેથી તે ' અપ્રીતિ 'નું રૂપ ધારણ કરે છેતે પણ વિવેચનમાંજ કહેલું છે. ' તાબે રહેવાની વૃત્તિથી વિરુદ્ધ ન હોય ' તેવી ' અરુચિ ' ગુનો નથી એટલે ' અરુચિ 'માં ' તાબે રહેવાની વૃત્તિનો અભાવ ' ઉમેરીએ એટલે ' અરુચિ 'નો દરજ્જો વધીને ' અપ્રીતિ 'ના દરજ્જાને પહોચે અને તે અપ્રીતિ ગુનો થાય. પ્રત્યેક જાતની ' અપ્રીતિ ' તે ' અરુચિ 'જ છે, પણ પ્રત્યેક ' અરુચિ', અપ્રીતિ નથી એમ કલમના શબ્દો જોતાં સ્પષ્ટ સમજાય છે. કેવી અરુચિ નિર્દોષ ને કેવી દંડયોગ્ય છે તેનો વિવેક કલમમા અને તેના વિવેચનમાં દર્શાવેલો છે.

આ અર્થ કરતા, નામદાર જડજે જ્યુરીને ચાર્જ આપતી વખતે આ કલમનો કાંઇક જુદી રીતનો અર્થ કર્યો છે. કલમ અને વિવેચન, તેને તેમણે જુદે જુદાં લીધાં છે અને ' સરકાર ' તથા ' સરકારના કૃત્ય ' એવો તફાવત ઉપજાવી એમ પ્રતિપાદનકર્યું છે કે ' સરકારના કૃત્ય ' સામે ટીકા થઇ છે કે ' સરકાર ' સામે થઇ છે તે પ્રથમે જોવાનું છે. જો ટીકા સરકારનાં કૃત્ય સામે હોય તો વિવેચનને આધારે જોવું કે તે ટીકા ' તાબે રહેવાની વૃત્તિથી વિરુદ્ધ ' છે કે નથી; વિરુદ્ધ ન હોય તો ગુનો નથી થતો, વિરુદ્ધ હોય તો ગુનો થાય છે. જો ટીકા ' સરકાર 'ની સામે હોય તો તો કલમજ લાગુ કરવી અને ગુનો થયો મણવો કેમકે સરકારની વિરુદ્ધ ટીકા કરવી તે કોઇને કોઇ પ્રકારની પણ અરુચિ ઉપજાવ્યા વિના રહેજ નહિ. આવી રીતે અર્થ કરવાથી ફલ એ થાય છે કે ' સરકાર ' અને ' સરકારનાં કૃત્ય ' એ બે વાત ઉપર કોઇ પણ લખાણને ફીતુરી કે નહિ ફીતુરી ઠરાવવાનો આધાર આવી જાય છે, અને સરકારનાં કૃત્યોની ટીકા કરવી તે સરકારનીજ ટીકા કરવા સરખું હોવાથી કોઇ પણ લેખકને આ કલમના પંજામાંથી ઉગરવાનું અતિશય અશક્ય નહિ તો કઠિન થઇ પડે છે. વર્તમાનપત્રો ચલાવનારા અને ગ્રંથકારો, સર્વને આ કલમનો આવો અર્થ બહુ ચિંતા ઉપજાવનારો છે અને કોન્ગ્રેસ જેવી વફાદાર મંડળી જે જે ચર્ચા કરે છે તે પણ આ કલમના અર્થની બહાર છે કે નહિ એ જોવાનું છે. મી. ટીળક અને તેમના લાગતા વળગતાઓએ તેમજ આખા દેશના લખનારાઓએ આ કલમના આવા અર્થને સુધરાવવાને જેટલો યાગ તેટલો યત્ન કરવાગાં પછાત પડવું જોયતું નથી.

આવો અર્થ જો કાયમજ રહે તો પ્રજા અને સરકાર વચ્ચે હવે કોઈ પણ વાતનું વિવેચન કરવાનો કે કોઇ પણ પ્રકારની સ્પષ્ટતાકરી રાજભક્તિમાં વધારો કરવાનો પ્રસંગ રહે નહિ એટલું જ નહિ. પણ આજ પચાસ વર્ષ થયાં સરકારે આ ભૂમિના બાળકોને જે શિક્ષણ આપી દેશની ઉન્નતિમા વૃદ્ધિ કરી છે તે બધી ઘણે ભાગે રદ થયા જેવી થઇ જાય. ઇંડિયનમિરર કહે છે કે આવો કાયદાનો અર્થ કર્યો તે કરતાં તો ઇંડિયનપ્રેસએક્ટ વધારે સારો હતો.

Girijashanker Khaushanker
Bhut of Suree
Parel Bombay

# સુદર્શન.

(તંત્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી.)

(ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર.)



"सत्यं परं धीमहि"—भागवतम्.

તક ૧૩, અંક ૨] (માસિક) [નવેંબર. ૧૮૯૭

૧

## સાહિત્ય

### કબિર સાહેબનાં પદ.

૧

હરી રામ રહ્યો ભરપૂર, રંગીનો રામ રહ્યો ભરપૂર.
શુદ્ધ વિચાર કરો મેરે પંડિતો, હય નેડો નહિ દૂર. રંગીનો—૧
બેદ પુરાન રુ ભાગવત ગીતા, તામે લિખ્યોહે હજૂર;
તાહિ છોડી નર દસુ દિશ ધાવે, મમજત નહિ મન ભૂર. રંગીનો—૨
આતમ એક અખંડ અનોપમ, નીત નીત બરસત નૂર;
નીત પ્રકાશ નીરંતર નીરગુણ, જ્યૂં સવિતાકો પૂર. રંગીનો—૩
તેરા સાહેબ હે તુજ માહી, ઉસ્ત સબકી ધૂર;
સંતગુરુ મિલે સત શબ્દ બતાવે, આગર ટરે ચકચૂર. રંગીનો—૪
આપે ભેખ જગતમે લીનો, આપ જગતકો મૂર;
કહે કબીર તાહીકુ સૂજે, જા ઉ જો સૂર. રંગીનો—૫

---

૨

રામ નામ જન્મ જાણો, મતો જપ, રામ નામ જન્મ જાણો;
આતમ તત્ત્વ પીછાણો, મતો ભાઈ, રામ નામ જન્મ જાણો.
પૃથ્વી તેજ પવન ઔર પાની, ચારે ગગન સમાણા
રંગી ભાઈ રામ નામ ॥ ૧ ॥

કોણુ મરે કોણ અવતરે ભાઇ, કોણ છને ગોણ હારે,
જલકી લહરી જલસે ઉપની, કોણુ તરે કોણુ તારે.
સંતો ભાઇ રામ ॥ ૨ ॥

કાચા કુંભ લે જલ મહી ધરીયા, બાહેર ભીતર પણી,
ફૂટા કુંભ જલ જલમેં ભળીયા સો ગત ગીરને જાણી
સંતો ભાઇ રામ ॥ ૩ ॥

હરી અથાહ થાહ થે પાયો, સાહેર સુન્તા સમાણી,
ટીમર જાળ કાન કહા ડરહી, મીનહિ હો ગઇ પાણી,
સંતો ભાઇ રામ ॥ ૪ ॥

ગુરૂ વીન જ્ઞાન રામ વીન ઓલે, ગીન્ના બાદ કહાવે,
કહે કબિર ગુગેકા સમઝા, ગુગા હેય સો પાવે,
સંતો ભાઇ રામ ॥ ૫ ॥

---

## ૨
## રવિદાસનાં પદ.

### ૧

સત્ય સબદકો ૩પરે કોઇ નીરખદા
મૂલ સબ્દ કો કાહામેં ઉઠે, કહા રહી કર ભોવે,
કોણુ દેશમા શબ્દ બીરાજે, કહો તત્ત્વ વિચારી તોનેરે. કોઇ નીરખદા. ૧
કેતનાક લબા ને કેતનાક ચોડા, કેતના હે અનુમાના,
મોહે ગરીબકુ નહી સમજાઇ, કરી બતલાવો ધ્યાનાર કોઇ નીરખદા. ૨
કેતનાક હલકા ને કેતનાક ભારી, ખારા હે કે મીઠા,
કેગા રૂપ સબદકા સાધુ સબદ કીસ બીધ દીઠરે. કોઇ નીરખદા ૩
સરીર ખોજ સબદકુ પકડો, હાથ ગ્રહી બતલાવો,
પડે પીંડ ઘટ પરમટ બાગે, શબ્દ કહા સમાવોરે. કોઇ નીરખદા. ૪
ખાગદાસ રવીદાસકુ પુછે, ગુણકો ગગનો ડોરી;
કોણુ દેશમા કહા નીરંતર, કહા સનેગી દોરીર કોઇ નીરખદા. ૫

---

### ૨

સંત સબદકો બીચારરે કોઇ લેહદા.
મૂલ શબ્દ નાભીમે ઉઠે, તરવેણી રહી બેવે;
સુન્ય મહલમે શબ્દ બીરાજે, કોઇ ખડતલ સાડુ ભોવેરે કોઇ લેહદા. ૧
જેનો દીપક મદીર ધેગીઆ એમા સતના રંગા,

દ્વાદશ અંગુલ બાહેર લંબા, ચોડાઈ સર બાંગારે. કોઇ લેહંદા. ૨
હલકા સો સાધુ નહી માને, તાતેં ભારે કહીએ;
મોહા સો મૂરજ્જાદા ગુરૂની, શાંતી ગ્રહીને રહીએરે. કોઇ લેહંદા ૩
અરથ ન સુજે અટપટ ઐસા, તાતેં ભારે હોઇ,
જે સત જન અગમ ગત જાણે, એમા બીરલા કોઇરે. કોઈ લેહંદા ૪
છરે પીંડ જેમ સનમુખ દરસે, દ્વાદસ અંગુલ જાબ્હી;
બ્રહ્મ ચક્ષુ ભયે બ્રહ્મ અગનસે, ગલી વાસના તબહીરે. કોઇ લેહંદા ૫
દોલ કમલકો અણી અગર પર રૂપ સબદકા દેખા;
સુરત સબદ પર લીન ભઇ તબ, દીવા કરગ પર મેખારે. કોઇ લેહંદા ૬
ક્યેં સુતંતર મતગુર મબદે, ઘટ મહ પટ દરસાયા;
રવીદાસ કહે પીંડ પડે તો સબદ નીરાધાર સમાયારે. કોઈ લેહંદ. ૭

---

૨

## ગ્રંથાવલોકન

**મજૂદયરની ધર્મ અને ખોદાશનાસી:—*** 'થીઓસોફી' અથવા અન્ધ્યાત્મમંડલ એ નામધારી સંસ્થાએ આખા વિશ્વના પ્રાચીન ધર્મ સ્વરૂપનેજ પુનઃ જાગ્રત કર્યું છે, મૃતપ્રાય ભાવનાઓને જડવાદના ઉપહાસમાંથી ઉગારી લેવાનું જીવન આપ્યું છે, અને એમ સર્વ વિચારશીલ સુજનોને આત્મોન્નતિ અને દેશોન્નતિનો માર્ગ કરી આપ્યો છે, એવું જે કહેવામાં આવે છે તેના અનેક પ્રમાણે માંનું આ અમૂલ્ય પુસ્તક એક વધારે પ્રમાણ છે એમ જણાવતાં અમોને બહુ સંતોષ થાય છે. પ્રત્યેક દેશનો જે ઇતિહાસ છે તે જોતાં સમજાશે કે તે તે દેશની પ્રજાએ સંસારમાં, ધર્મમાં, રાજ્યમાં, નીતિમાં અને લખાણો તથા વાતચીતોમાં પણ જેજે ભાવનાઓ ઉપર પોતાની ભક્તિ દર્શાવી છે તે તે ભાવનાના ઉત્કર્ષ કે અપકર્ષમાંથીજ તે તે દેશનો ઉદય કે અસ્ત થઇ આવ્યો છે. જે દેશની પ્રજાની પાસે ધર્મ, નીતિ, સંસાર ઇત્યાદિની ભવ્ય ભાવનાઓ હોય તે દેશ ત્યારેજ નીચ અને પતિત થાય છે કે જ્યારે તે એવી પોતાની ઉચ્ચ ભાવનાઓની ભક્તિ કરી તેમાં આત્માર્પણ કરવાને બદલે તે ભાવનાઓના અતિ સ્થૂલ અને વ્યાવહારિક અર્થો ઉપજાવી તેનો ઉપહાસ અને તિરસ્કાર કરી તેને માથે પગ મૂકીને ચાલવા માંડે છે. એવી સ્થિતિમાંથી ઉદ્ધાર પણ ત્યારેજ થાય છે કે જ્યારે એની એ તિરસ્કારને પાત્ર થયેલી ભાવનાઓ પાછી માનને પાત્ર થાય અને ભક્તિ તથા સાર્થકતાનો માર્ગ દર્શાવવાને સમર્થ થાય. એ વિના બીજો માર્ગજ નથી. બહારથી આણીને ગમે તેવા સુધારા કે વધારા દાખલ કરો, પણ તે ઘણું કરીને મૂલજ ઘાલશે નહિ કે ઘાલશે તો ઉલટો વિકાર પેદા કરનાર થઈ પડશે. પ્રાચીનતાને પુનઃ તેના સજીવ, સતેજ, અને સંપૂર્ણ રૂપમાં જાગ્રત કરી તેની ભક્તિમાં લીન થવું એજ

---

* રચનાર મી. ધનજીભાઇ પેશતનજી કોટવાલ, મુંબઇ, દીપન પ્રિંટિંગ કંપની. મળવાનું ઠેકાણું ફ્લેચેટ્રસ્ટીસોજ, મુંબઇ.

સર્વ શ્રેયનો માર્ગ છે. ધર્મદૃષ્ટિથી કે વ્યવહારદૃષ્ટિથી કંઇ પણ કરવા જેટલાં વીર્ય, બલ, સાહસ, ધીરજ, અને સ્વાર્પણ ઉપજી આવવાં તે આવી પ્રાચીનતાની ભક્તિ વિના આવતાં નથી; તેમને પ્રયોજવાના માર્ગ દેશકાલાનુસાર નવા નવા ઘડાય, પણ સર્વને ગતિમાં મૂકનાર જે પ્રાથમિક વેગ તેનું નિદાન તો પ્રત્યેક દેશ પોતાની પ્રાચીનતાને પૂજતો થાય તેમાંજ રહેલું જણાય છે. આમ હોવાથી વર્તમાન સમયમાં પ્રત્યેક ધર્મ પોત પોતાની ભાવનાઓને સતેજ અને સજીવન કરી લેઈ તેની ભક્તિ આદરવા માંડે, અને પોતાની ભાવનાઓને વહેમ, સ્વાર્થ, ઠગાઇ, ઢોંગ ઇત્યાદિ મિથ્યા અપવાદોમાંથી ઉગારી લે તો તેના જેવું આપણી ઉન્નતિનું એકે ઉત્તમ સાધન હોઇ શકે નહિ.

બ્રાહ્મણ, બૌદ્ધ, જૈન, ઇસ્લામ, ક્રીસ્ચીઅન, યાહુદી, પારસી સર્વે પોત પોતાની ધર્મભાવનાઓના સંપૂર્ણ સ્વરૂપને ઓળખી પોત પોતાના નિત્ય ચારિત્રમાં અને વર્તનમાં તે ભાવનાની ભક્તિ દર્શાવે એજ પરમ કલ્યાણનો માર્ગ છે, અને તે માર્ગ દર્શાવનારું અજવાળું જેમ થિઓસોફીથી મળ્યું છે તેમ તે અજવાળાને આધારે એ માર્ગમાં વિચરનારા પણ ઘણા સુજનો તત્પર થયા છે એ હર્ષની વાત છે. એમજ, સર્વ ધર્મની એકતા સમજાતાં, અધિકારાનુસાર થયેલા બહારના ભેદ ઘસાઇ જશે, અને સમગ્ર વિશ્વનો ભ્રાતૃભાવ કાંઇને કોઇ અંશે પણ સિદ્ધ થશે. જે પુસ્તક વિષે આપણે બોલીએ છીએ તેમાં પારસીઓના ધર્મ સિદ્ધાંતોની, તેમની ધર્મ ક્રિયાઓની અને તેમના ધર્મગ્રંથોમાં આવતી કથાઓની બહુ સારી વિવેચના કરી છે, અને, થિઓસોફીની મદદથી, તે સર્વમાં જે સત્ય રહેલું છે, જે વાંચ્યતા અને ભક્તિ પ્રેરનારું બલ રહેલું છે, તેનો વિવેક કરી બતાવ્યો છે. પારસી ધર્મના મૂલ ગ્રંથોનું અમોને જ્ઞાન નથી એટલે ધર્મ સંબંધી વિષયો ઉપર અભિપ્રાય દર્શાવવા અશક્ત છતાં અમો એટલું તો નિઃસંશય કહી શકીએ છીએ કે જે રીતે એ ધર્મના વિષયોનો આ ગ્રંથ યોજનારે ખુલાસો કર્યો છે તે રીતની સત્યતા અને સર્વ માન્યતા જોતાં તેમનું પારસી ધર્મ સંબંધી જ્ઞાન બહુ ઉંચા પ્રકારનું છે અને તેમણે જે રીતે એ ધર્મને સમજાવ્યો છે તે રીતે સમજાવવામાં પારસી કોમનું પરમહિત સમાયલું છે. ધર્મભાવનાની ભ્રષ્ટતાથી પારસી કોમે જે પોતાનું એક પ્રજારૂપે હોવાપણું ગુમાવ્યું છે તે આવા લેખોના મનન અને આદરથી પુનઃ પ્રાપ્ત કરી શકાવાનો સંભવ અમોને જણાય છે.

સનાતન હિંદુ ધર્મ; કર્મયોગ*:—અમેરિકા અને યુરપમાં પ્રસિદ્ધિ પામેલા આર્ય દેશનિવાસી સ્વામી વિવેકાનન્દનાં આ વિષયનાં ભાષણો-વ્યાખ્યાનોનું આ ભાષાન્તર છે. વિવેકાનંદના લેખનું સામર્થ્ય સુવિદિત છે; અને તેમનો બોધ અતીવ સ્પષ્ટ અને સર્વે કોઇને સહજે ઉપકારક થઇ શકે તેવો સરલ છે. અંગરેજી કેળવણી પામી સુ નિપુણ થયેલા આ પુરુષને બ્રહ્મવિદ્યાનો બહુ સારો અભ્યાસ છે, અને હિંદુ ધર્મનું મૂલ સ્વરૂપ નિરૂપણ કરતાં તથા કર્મયોગનો મોક્ષમાર્ગ દર્શાવતા તેમણે બ્રહ્મજ્ઞાનનો આશ્રય કરી શ્રીભગવદ્ગીતામાં કહેલો અનાસક્તિ પૂર્વક કર્મ કરવાનો માર્ગ મોક્ષપદ દર્શાવ્યો છે. આ બે લેખ જુદે જુદે સમયે

* ભાષાંતર કરનાર રા. રા. ભગુભાઇ ફતેહચંદ કારભારી; વિજય પ્રવર્તક પ્રેસ, અમદાવાદ. મૂલ્ય એક આનો અને દશ આના.

સમજાયેલા છે અને પ્રથમનો લેખ એક જાણવા યોગ્ય વ્યાખ્યાન જેવો છે ત્યારે બીજો લેખ અતિ ઉપયોગી અને મનન કરવા જેવો છે.

આવા લેખોનાં ભાષાન્તર કરવામાં બહુ બહુ પ્રકારની અડચણો છે, તે ઉપર દૃષ્ટિ રાખવામાં ન આવે તો ભાષાન્તર કરીને ગૂર્જર વર્ગને જ્ઞાનનો લાભ આપવાનો હેતુ વ્યર્થ થઇ જવાનો સંભવ છે. મૂલ લેખ અંગરેજીમાં થાય છે, પણ તે લેખનો વિષય સંસ્કૃત તત્ત્વજ્ઞાનની ગુફામાંથી બહાર આણેલો હોય છે. સંસ્કૃત પરિભાષાઓને દર્શાવવાને અંગરેજી જેવી સંપૂર્ણપ્રાય ભાષામાં પણ હજી પુરતા શબ્દો થયા નથી, એટલે કોઇ વાર એક શબ્દને ઠેકાણે એક કે બે વાક્ય લખવાં પડે છે, કોઇ વાર કોઇ અવનવા શબ્દથીજ ચલાવી લેવું પડે છે, કોઇ વાર અંગરેજી તત્ત્વશાસ્ત્રનો સમાનાર્થ પરિભાષાનો પ્રયોગ કરી લેવાય છે, કોઇ વાર અન્ય પ્રકારેજ તેનો તે વાત કહેવી પડે છે. આમ થવાથી અંગરેજી લેખ કેવલ અંગરેજો સમજી અને વખાણી શકે તેવા ઉત્તમ પ્રકારનો થાય છે. સ્વામી પોતે તો સંસ્કૃત જાણે છે એટલે અંગરેજી ભાષા અને અંગરેજોનો અધિકાર એટલાથી જે ફેરફાર કરવા પડે તેજ કરે છે, પણ સંસ્કૃતને પરિપૂર્ણ ન જાણનારા અંગરેજો કે દેશીઓ અંગરેજીમાં આવા વિષયનાં જે વ્યાખ્યાન કરે છે તેમાં તો ભાષા અને દેશકાલ ઉપરાંત તેમને પોતાને કોઇ કોઇ પરિભાષાઓ વિષે જે અણસમજ હોય તે પણ તેમના લેખમાં ચાલી જાય છે. થીઓસોફીકલ સોસાઇટીનાં અંગરેજી લખાણોમાં ઘણી વાર આ બીજો પ્રકાર પણ જોવામાં આવે છે.

સ્થિતિ આવી છે; ત્યારે સંસ્કૃત વિષયોની અંગરેજી ચર્ચાનું ગૂજરાતી કરતી વખતે કેટલી સંભાળ રાખવાની આવશ્યકતા છે તે સ્પષ્ટજ છે. મૂલ વિચાર આપણો છે, માત્ર તે પરભાષામાં પરદેશીની રુચિ અનુસાર મૂકાયો છે, તેને પુનઃ આપણે આપણો પોતાનોજ દર્શાવી ન શકીએ તો એ ભાષાન્તર કશા અર્થનું રહેતું નથી એ ભાષાન્તરથી કાંઇ પણ લાભ સાધી શકાય તે માટે સર્વથી પ્રથમે ભાષાંતર કરનારને એટલો વિવેક તો હોવોજ જોઇએ કે અંગરેજી રચનામાં કહેલી કેટલી વાત કેવલ નવી છે, કેટલી ટીકા રૂપ છે, અને કેટલી મૂલ સંસ્કૃતમાંથી રૂપાંતર કરીને લીધેલી છે. એટલું જણાય તો પછી મૂલને મૂલરૂપે દર્શાવી બાકીના ભાગનું ગમે તેવી રીતે ભાષાન્તર કરી લેવાથી વાચકોને પરમ લાભ થવાનો સંભવ છે. એ અર્થે ભાષાન્તરકારને સંસ્કૃત આવડવું જોઇએ એટલુંજ નહિ પણ જે વિષયનો લેખ હોય તે અને તેના અનુષંગી વિષયોનું સારી રીતિનું જ્ઞાન જોઇએ. પણ આજ કાલ ગ્રંથકાર થવાની લાલસામાં, લોકો, આવી કશી સામગ્રી વિનાજ, અંગરેજી વ્યાખ્યાનોનાં ભાષાંતરો કરે છે અને નીશાળીઆ જેમ પોતાની 'રોયલ રીડર્સ' નો તરજુમો શબ્દે શબ્દ કરી જતા હોય તેવા લેખ જોડી આપીને વાચનારનો સમય ગુમાવે છે એટલુંજ નહિ, પણ વિવેકાનંદ જેવાનાં ઉત્તમ લખાણોનું યોગ્ય ભાષાંતર થવાનો પ્રસંગ પણ અટકાવી પાડે છે. અને વળી જ્યાં મૂલ વ્યાખ્યાનકારનેજ સંસ્કૃત પરિભાષાઓનું યથાર્થ જ્ઞાન નથી ને તેથી તેનું અંગરેજી વ્યાખ્યાન કાંઇક અસ્પષ્ટતાવાળું છે ત્યાં તેવા લેખનું ગૂજરાતી ભાષાન્તર શબ્દે શબ્દે કરી લેનારના કરતાં વધારે ઉપહાસાસ્પદ પ્રયત્ન ભાગ્યેજ બીજો કોઇ મળી શકશે. થીઓસોફીના જે જે લેખોનાં ગૂજરાતી ભાષાંતરો થયાં છે તેમાંના

પણ ખરાં જોવાથી આ વાત સ્પષ્ટ જણાશે. આવાં ભાષાન્તરોનું કામ ધારવામાં આવે છે તેટલું સહેલું નથી.

જે બે ભાષાંતરોને સંબધે આપણે આટલું બોલીએ છીએ તેમાંનું સનાતન હિંદુ ધર્મ એ ભાષાન્તર કરતાં કર્મયોગનું ભાષાન્તર વધારે સંભાળવાળું, વિચારવાળું, અને કેટલેક અંશે સ્વીકાર કરવા જેવું છે. એ ભાષાન્તરથી વાચનારને મૂલનો કાંઇક ભાવ આવી શકે તેમ છે; પણ દીલગીર છીએ કે સનાતન હિંદુ ધર્મ એ ભાષાન્તર માટે તેનો તે અભિપ્રાય થઇ શકતો નથી. નીચે ટાંકેલા ફકરાઓથી સ્પષ્ટ થશે કે ભાષાન્તરમાં કેવા પ્રકારની ખામીઓ છે —

" મરણ ત્યારે બીજું કાંઇજ નહિ પણ આમ એક શરીરના અમુક બિંદુમાંથી આત્માનું અન્ય શરીરના બિંદુમાં જવું તેજ છે. આત્મા તત્ત્વના લક્ષણ કિંવા ગુણના બંધનમાં બીલકુલ રહેતો નથી " સ. હિં. ધ. પૃ. ૧૧.

" મુક્તિ એ શબ્દ જન્મ, મરણ અને કંગાળીયપણું અને અપૂર્ણતાના બંધનમાંથી છુટવાપણાનો છુટકારો છે. " સ. હિં. ધ. પૃ. ૧૬

" અહિંયાં સઘળો સંશય દૂર થાય છે અને તેટલા માટે મનુષ્ય કારણ કર્તાના નાશવંત ભય ઉત્પાદક નિયમનું પરિણામ રહેતું નથી. " સ. હિં. ધ. પૃ. ૧૬

" આર્યાવર્તમાં દ્વિવાદ છેજ નહિ " સ હિં. ધ પૃ. ૧૯

" તે ગમે તે હો, કા હિંદુનો અથવા પારસીઓનો અહુરમજદ્ દ. "

સ. હિં. ધ. પૃ. ૨૭

" તેટલા માટે પ્રથક્ પ્રથક્ અવસ્થાઓમાં ધર્મ અને નીતિની વિરુદ્ધતાની પરીક્ષા કરવી એ એકજ ઉપાય આપણું પાસે છે નહિ કે જે માણસ રોકે છે તે કાંઇ ખોટું કરે છે. પણ જે પ્રથક્ પ્રથક્ અવસ્થામાં તે હોય છે તે અવસ્થામાં પ્રતિબંધ એ તેનો ધર્મ છે. "

કર્મયોગ પૃ. ૧૪

" તેટલા માટે આપણે હંમેશ સંભાળ રાખવી કે જ્યારે આપણે આ અપ્રતિબંધ અને નિષ્કલંક સ્નેહ વિષે બોલીએ છીએ કે જે આપણે યથાર્થ સમજીએ છીએ. " ( આટલુંજ વાક્ય છે, ' ત્યારે ' એમ કરીને વાક્યસમાપ્તિની જે અપેક્ષા છે તે અધુરીજ રહે છે) :

કર્મયોગ. પૃ ૧૫

" આપણે કર્મની વ્યાખ્યા આગળ આપી ગયા છીએ અને તેનો બીજો અર્થ ઉપાદાનકારણ થાય છે. " ક. યો પૃ. ૬૫

" આ જગત્ અનંત અસ્તિત્વનો એક ભાગ છે કે જે અમુક આકૃતિમાં નાંખવામાં આવેલ છે, અથવા તો તે નામ અને રૂપ ઉભયથી ઉત્પન્ન થયું છે. અને જ્યારે તે રૂપ પરિપૂર્ણ ભરે છે. અસ્તિત્વ સમગ્ર ભાગનો તે ભાગ કે જે રૂપ છતોછત ભરી નાખે છે તે કે જે આપણે જગત્ કહીએ છીએ. " ક. યો પૃ. ૬૭

આ અને એવા ઘણા દાખલા આપી શકાય એમ છે. આવા ભાષાન્તરમાંથી કોઇ સંસ્કૃત ભણેલા એવા પણ ગૂજરાતી વાચકને સ્પષ્ટ અર્થબોધ થઇ શકશે કે કેમ તે વિચારવાનું છે, અને તે ઉપરજ ભાષાન્તરની સાર્થતા કે વ્યર્થતાનો આધાર છે.

**દુ:ખ અને સહનશીલતા***:—આ વિષયનો આ નિબંધ છે નિબંધ લખવાને અર્થે અગાધ અને વિશાલ અનુભવની અપેક્ષા છે. કેવલ વાચનથી કે ઇતિહાસમાત્રના ઉપર ઉપરના જ્ઞાનથી નિબંધ લખી શકાતો નથી. શાલાઓમાં કથિતપાઠ શીખવે છે અને કોઈ પણ વિષયનો નિબંધ લખાવે છે તે વાસ્તવિક 'નિબંધ' એ નામને પાત્ર નથી, એ તો બાલકોને અવલોકન અને વિચાર કરી અનુભવ કેમ મેળવવો તેની પદ્ધતિ દર્શાવવાની એક સરણિ છે. અર્થાત્ વિષયનો અર્થ બાંધી તેનું સ્વરૂપ આપવું અને તેનું સમર્થન બે ચાર દૃષ્ટાંતોથી અને બે ચાર શ્લોકથી કરવું એટલામાં નિબંધનું નિબંધત્વ નથી. નિબંધ તો છે કે જેનું વચને વચન અનુભવનો નિધિ છે, જેની વાક્યરચના સૂત્રરૂપ છે, અને જેનો ઉપદેશ હૃદયના મર્મને તુરત આઘાત કરી ક્ષણ વાર તદાકારતા ઉપજાવે છે.

જે નિબંધ ઉપર આપણે અત્ર બોલીએ છીએ તે આવા ઉત્કૃષ્ટ પ્રકારનો તો નહિજ પણ સાધારણ રીતે લેખાતુ લખનારાઓ લખે છે તે કરતાં બહુ રીતે ચઢીઆતો છે લખનારે પોતાના અનુભવના પ્રમાણમાં ઠીક લખ્યું છે. અને વિષયનું સાનુભવ સ્ફોટન કરવા કરતાં તેનું લક્ષ ભાષારચના ઉપર ગયેલું છે જેમાં તે ઘણે ભાગે સફલ થયેલા છે.

**નારી નેહ નિર્વેદ**§:—શ્રી સોમપ્રભસૂરિએ શૃંગાર વૈરાગ્ય તરંગિણી એ નામનું સારૂં કાવ્ય સંસ્કૃતમાં રચેલું છે, તે વાંચવા ઉપરથી મનમાં જે ઉલ્લાસ પ્રકટેલો તેને આધારે રચાયલું આ 'નારી નેહ નિર્વેદ' કાવ્ય છે. કાવ્યરચના ઠીક છે, શબ્દ યોજના અને કાવ્ય રચનાની શક્તિ સારી છે.

**વૈદ્ય વિદ્યાનું તાત્પર્ય**—‡ જામનગરના પ્રસિદ્ધ પુણ્યરાશિ મહાત્મા ઝંડુભટ્ટજી જે આપણા ભારતખંડના એક અતિ ઉત્તમ વૈદ્ય છે તેમનો એવો આગ્રહ અને સિદ્ધાંત છે કે મનુષ્યનું મરણ વૈદ્યવિદ્યાના જ્ઞાન અને પ્રયોગને અભાવેજ થાય છે. બાલ્યથીજ દીર્ઘવિધાનુસાર રીતિ રાખી હોય, વયોવૃદ્ધ થતાં પણ રસાયનૌષધનું સેવન કર્યું હોય, તો આયુષ્યને વધારી શકાય છે. આ સિદ્ધાંતને અનુસરીને તેઓ અનેક ઔષધાદિના પ્રયોગ કરે છે તથા આતુરને આપે છે. તેમણે એક મંડળી પણ સ્થાપી છે જેનો ઉદ્દેશ શુદ્ધ ઔષધો આદિ આપીને તે મંડળના સભાસદોના જીવિતની વૃદ્ધિ કરી આપવા યત્ન કરવાનો છે. આ ઉદ્દેશને સ્પષ્ટ કરી આપી મંડળીના આશયો વિદિત કરવાનો આ લેખનો હેતુ છે; તેની સાથે અમારી સંપૂર્ણ સંમતિ છે. દેશી વૈદ્યકની ઉન્નતિમાં અને આર્ય ઔષધોપચારના પુનરુજ્જીવનમાંથી આપણને ઘણો લાભ થવાનો સંભવ છે, અને મહાત્મા ઝંડુભટ્ટજી જેવા સુનિપુણ વૈદ્યના પ્રયત્નને અનુકૂલ થઇ તેનો લેવાય તેટલો લાભ લેવો એ આપણું કર્તવ્ય છે.

આ ઉપરાંત "**નિરર્થક સ્વાર્થી સંસાર,**" "**સુંદર લક્ષ્મી**" તથા "**સંસારી ચિત્ર**" એ ત્રણ પુસ્તકો પણ અભિપ્રાય અર્થે મળ્યા છે જેનો ઉપકાર સાથે સ્વીકાર કરીએ છીએ

---

* રચનાર રા રા કાશીશંકર મૂળશંકર. વડોદરા. ન્યૂ વિ નિ. પ્રે કિંમત ૦-૦-૦

§ રચનાર એક સરધારવાસી જૈન રાજકોટ, ધી પુસ્તક પ્રસારક પ્રિ.ટીંગ પ્રેસ.

‡ રચનાર રા. રા. પ્રાણશંકર પ્રેમશંકર; પ્રસિદ્ધકર્તા રા. રા. શંકરપ્રસાદ વિ. કરુણાશંકર જામનગર. કિંમત રૂ ૦—૨—૦

૨

# ધર્મ

૧

## આત્મજ્ઞાન.

'જ્ઞાન' શાને કહેવું તે વિષે ગત અંકમાં આપણે કેટલુંક દિગ્દર્શન કરાવી ગયા છીએ, પરંતુ એવા આત્મજ્ઞાનની પ્રાપ્તિના માર્ગ અનેક અનેક પ્રકારના થઇ શકે છે, ને તે પ્રત્યેક માર્ગમાં વિચરતા સાધકો પણ આત્મજ્ઞાનીજ કહેવાય છે એ વિષયે કંઇક વક્તવ્ય રહેલું છે. સોક્રેટિસે કહ્યું હતું "Know thy-self" (તારા આત્માને જાણ), આપણાં શાસ્ત્રો પણ કહે છે કે 'આત્માની જિજ્ઞાસા કરી તેનું શ્રવણ, મનન, નિદિધ્યાસન કરવું' પ્રાચીન સમયથી ચાલી આવતી આ ઉક્તિમાં જે 'આત્મા'–શબ્દ પ્રયોજાયો છે તેનું તાત્પર્ય જાણવાની આવશ્યકતા છે. પ્રત્યેક વસ્તુ, પદાર્થ, ભાવ, વિચાર સર્વમાં તેનું તેનું જે સ્વતત્ત્વ તેને આત્મા કહવાય છ, અને એ આત્મા સર્વત્ર એકનો એક હોઇ નામરૂપાદિએ કરી વિવિધ સંજ્ઞાને પામે છે એમ મનાયું છે. 'આત્મજ્ઞાન' એ શબ્દથી એકાકાર, એકરસ, એકરૂપ, અચલ, અવિકારી આત્મતત્ત્વને સાનુભવ જાણવું એ અર્થ બોધિતો છે. આવા અપરોક્ષ આત્મસાક્ષાત્કારને અંતરાયભૂત જે જે વિક્ષેપકારણ છે તેના સમુદાયને જગત્, માયા, અવિદ્યા, પ્રકૃતિ, અજ્ઞાન, ઇત્યાદિ નામ અપાયાં છે આત્મજ્ઞાનનું પર્યવસાન એટલામાં છે કે પ્રકૃતિનો અત્યંત પરાજય કરી એકાકાર અવિકૃત આત્માનો વિક્ષેપરહિત નિરંકુશ અનુભવ પામી તૃપ્ત રહેવું.

આ તૃપ્તિ ઉપજાવી આપવાને અર્થે તત્ત્વજ્ઞાન (ન્યાય વૈશેષિક), પ્રકૃતિપુરુષવિવેક (સાંખ્ય), ચિત્તવૃત્તિનિરોધ (યોગ), વેદાજ્ઞાનુપાલન (મીમાંસા) સાધનસંપત્તિ (વેદાંત) ઇત્યાદિ માર્ગ કહેલા છે તત્ત્વજ્ઞાન, પ્રકૃતિનું સ્વરૂપ સમજાવી જીવાત્માને દુઃખરહિત કરે છે, વિવેક, પુરુષનું અંતૃત્વ સમજાવી પ્રકૃતિથી તેનું અલિપ્તપણું સાધી આપે છે, વૃત્તિનિરોધ, પ્રકૃતિના વિલાસોમાંથી વૃત્તિને વાળીને પુરુષાભિમુખ કરી સમાધાન કરાવે છે, વેદાજ્ઞા, અદૃષ્ટ એવા ધર્મમાર્ગમાં નિયોજે છે, અને સાધનસંપત્તિ, ગજયોગદ્વારા પ્રકૃતિપુરુષનો અભેદ સાધી આપી નિરંકુશ તૃપ્તિ અનુભવાવે છે. પણ એ સર્વમાં અનુગત તાત્પર્ય એકનું એકજ છે કે પ્રકૃતિનો પરાજય કરવો અને આત્માનો પ્રકૃતિ ઉપર સંપૂર્ણ વશીકાર સ્થાપવો. પ્રત્યેક વ્યક્તિને પોત પોતાની પ્રકૃતિ હોય છે, ને તે પ્રકૃતિમાં પ્રત્યેક સ્થાને આત્માનો પણ નિવાસ હોય છે. સામાન્ય જીવનમાં પ્રકૃતિજ સર્વોપરિ વર્તે છે. આહાર, નિદ્રા, ભય, વ્યવહાર, આદિ સાંભિગાન અને રાગક એવી પ્રકૃતિજ મનુષ્યને વિહ્વલ, દુર્બલ, કૃપણ, સ્વાર્થી, અને ભેદભાવમાં શુંઅવાઇ રાગદ્વેષે વિસ્તારનાર બનાવે છે. વારંવાર અસાધ્ય દુર્વાસનાવાળા સ્ત્રી પુરુષો માટે એમ કહેવાતું સંભળાય છે કે "હવે એને શાસન કામનું નથી એની એવી પ્રકૃતિ પડી છે," સામ્ય ઉક્તિ પણ છે કે "પ્રાણને પ્રકૃતિ સાથે જાય." પ્રકૃતિ એવી દુર્જય, દુસ્ત્યાજ્ય, અને દુર્નિગ્રહ છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ,

प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥

• ભૂતમાત્ર પોત પોતાની પ્રકૃતિ ઉપરજ જવાના; નિગ્રહ શું કરી શકવાનો ? એમ કહેલું છે.

જે પ્રકૃતિને વશ છે તેજ પામર છે. પશુધર્મમાત્રનેજ જે ઓળખે છે તે પ્રાકૃત અર્થાત્ પ્રકૃતિને વશ વર્તનાર જંતુ છે. જ્ઞાની અને પ્રાકૃતમાં એજ ફેર છે કે પ્રાકૃત, પ્રકૃતિને વશ વર્તે છે, જ્ઞાની પ્રકૃતિને વશ રાખે છે. પ્રકૃતિ છે તે વિશ્વરચનાનો વ્યાપાર ચલાવનાર અનેક અનેક પ્રકાર અને નિયમો વિસ્તારનાર મહાશક્તિ છે; આત્મા તે સર્વ રચના અને અનેકતાને એક એક સાથે સંકળી રાખી સર્વત્ર મૃદુતા, અભેદ, શાન્તિ, વિસ્તારનાર મહેશ્વર છે. અનેક દેવી અને દેવની મૂર્તિઓ પ્રકૃતિ અને પુરુષનાં રૂપાન્તર છે. જેમ બ્રહ્માંડમાં શિવ અને શક્તિનો આવો વિલાસ છે તેમ પ્રત્યેક પિંડમાં પણ વિક્ષેપ, વિરોધ, અતૃપ્તિ, અંધકાર અને અધમતાનું બીજ પ્રકૃતિ છે; એકતા, સમાધાન, તૃપ્તિ, પ્રકાશ, અને ઉન્નતિનું સૂત્ર આત્મા છે. બ્રહ્માંડમાં પણ જેમ જેમ પદાર્થવિજ્ઞાન, રસાયન, યંત્રવિદ્યા, ખગોલ આદિ શાસ્ત્રોથી આપણું જ્ઞાન વિસ્તાર પામતું જાય છે તેમ તેમ સર્વત્ર એકના એક નિયમનો પ્રાદુર્ભાવ આપણા જાણવામાં આવે છે, સર્વત્ર એકની એક શક્તિ વિવિધ રૂપે વર્તતી સમજવામાં આવે છે, અને ભિન્ન ભિન્ન ભેદમયી રચનાની સમાધાન અને સંશ્લેષવાળી એકતાનું ભાન આપણા મનમાં સાનંદાશ્ચર્યની સાથે પ્રકટ થાય છે. એજ રીતે અનેક વ્યાપાર કરતી કરાવતી પ્રત્યેક પિંડની પ્રકૃતિના અનંત વિક્ષેપોમાં અને તે વિક્ષેપોના અનુભવમાં પણ એકતા, સમાધાન અને તૃપ્તિ ઉપજાવે તેવી વ્યવસ્થા આપણને સમજાતી જવી જોઇએ. એજ આત્મજ્ઞાનનો માર્ગ છે. પ્રકૃતિના અનંત વિક્ષેપનો અનુભવ કરતાં પણ જેને કશું જ્ઞાન આવતું નથી, કશો વિવેક પ્રાપ્ત થતો નથી, ભૂતકાલના પ્રસંગોમાંથી પણ ભવિષ્યને માટે અમુક વર્તનનો નિયમ હાથ થતો નથી, તે મનુષ્યો પોતાનું જીવિત વ્યર્થ ગાળે છે એ સ્પષ્ટજ છે. તેમના ઉપર કેવલ પ્રકૃતિનોજ અતિશય અધિકાર થઇ ગયો છે.

એ અધિકારના પ્રકાર સમજાવવાને ગુણની વ્યવસ્થા કહી છે. જ્ઞાન, પ્રકાશ, સુખ, આનંદરૂપ સત્ત્વ; પ્રકૃતિ, વિક્ષેપ, લોભ, કામના, ઇત્યાદિરૂપ રજસ્; અને નિદ્રા, અજ્ઞાન, મોહ, આલસ્ય, જડતા ઇત્યાદિરૂપ તમસ્ એ ત્રણ ગુણ પ્રકૃતિના છે. શુદ્ધ સમષ્ટિની પ્રકૃતિમાં તો એ ત્રણેની એવી સમતા છે કે ત્યાં એકે ગુણ કહી શકાતો નથી, પણ વ્યક્તિ વ્યક્તિરૂપે પ્રકૃતિ વિલસે છે ત્યાં એ ગુણોનાં અનંત મિશ્રણો થાય છે; અને કાંઇક મોહમયી છતાં જ્ઞાન તેમ વૈભવને શોધવાની તૃષ્ણાવાળી અને જ્ઞાનક્ષણના કવચિત્ અનુભવ પામતી એવી રજઃપ્રધાન પ્રકૃતિથી માંડી શુદ્ધ સાત્ત્વિક અને શુદ્ધ તામસ પ્રકૃતિ સુધીના અનેક પ્રકૃતિપ્રકારનું જગત્ વિસ્તરે છે. તે તે પ્રકૃતિનું અનુમાન તે તે પ્રકૃતિના આહાર, વિહાર, વિચાર, આચાર, સંબંધ, રાગ, દ્વેષ, તેમના ઉપરથી થઇ શકે છે. પ્રકૃતિના આવાં સ્વરૂપ અને લક્ષણ છે, પણ પ્રકૃતિનો સાર વાસ્તવિક દૃષ્ટિએ જોતાં 'અહંકાર' માંજ આવી રહે છે. વ્યક્તિમાત્રને 'હું' એવો કોઇ અસાધારણ અને કોઇ પ્રકારે ટળી ન શકે તેવો પ્રત્યય રહે છે; એ 'હું' એટલો શબ્દ યદ્યપિ સર્વ કોઇ તેનો તેજ વાપરે છે ને પ્રયોજે છે તથાપિ વ્યક્તિ વ્યક્તિના 'હું'-નો શો અર્થ કરવો, તે, તે તે વ્યક્તિની પ્રકૃતિ

વળવાનું નથી એમ નિશ્ચય કરી તેને પડનો મુક્યો. તેમાં જોયું કે જીવાત્મા હજી ભીસંકુલ પકવ અવસ્થામાં આવ્યો નહિ હતો અને કામનાં તત્વો એટલાં બળવાન હતાં કે તેના ઉપરના પ્રયોગ સંતોષકારક નીવડે એવી આશા રહી નહિ. કાંઇક કાલ વીત્યા પછી ફરી તેના તેજ માણસ ઉપર પ્રયોગ કર્યો અને તેનું પરિણામ કાંઇક ઠીક આવ્યું. આ વખતે તેને એક રણક્ષેત્રનો દેખાવ સૂચવવામાં આવ્યો. આ દેખાવ તેના મનના વલનને વધારે અનુકૂલ પડશે એમ ધારી તે સૂચવ્યો. થયું પણ તેમજ. તેના જીવાત્માને તે આકર્ષક લાગ્યો. પણ જાગૃત થતાં સ્મરણ રહ્યું નહિ. માત્ર એટલુ તે કહી શક્યો કે કોઇક સ્થળે તે યુદ્ધમા હતો, પરંતુ ક્યાં અને શા માટે તેનો કાંઇ ખ્યાલ તેને નહિ હતો.

ત્યાર પછી જે પ્રયોગ કરવામાં આવ્યો તે વિશેષ પકવ અવસ્થાના જીવાત્માવાળો માણસ હતો. તે નીતિવાન્, કેળવાયલો, બુદ્ધિવાન્, ઉચા પરોપકારના વિચારવાળો અને બહુ ઉચ્ચ ભાવનાવાળો હતો. તેના પ્રતિ જ્યારે ઉપર કહ્યો તેવી રીતે પાણીના છાંટા સ્થૂલ શરીર ઉપર છાંટવાનો પ્રયોગ કર્યો કે તત્કાલ તેને સારી રીતના જોરજોશ વરસાદના તોફાનના ચિત્રનું દર્શન થતું જણાયું, અને તેનો પ્રત્યાઘાત લિંગ ૩૫ મગજ ઉપર થતા તેને લગતા દેખાવોની શ્રેણિ ચાલવા માંડી. આ સ્વપ્ન પુરૂં થયું એટલે પાછા તેની આગળ જે વિચારો ચાલતા હતા તે ચાલવા માડયા આમાં એટલું જોવા જેવું હતું કે એ વિચારોમાંના ઘણા ખરા લિંગરૂપ મગજમા પ્રત્યાઘાત ઉત્પન્ન કરતા હતા. વળી તે પ્રત્યાઘાત જોરથી થતો હતો; અને કોઇ કોઇ વાર તો તેના અનુપમી વિચારોની શ્રેણિ એટલી ચાલતી કે બહારના બીજા વિચારોને પ્રવેસ કરવાનો વખત આવતો નહીં. આ માણસનું સૂક્ષ્મ શરીર સારી પેઠે સ્પષ્ટ દેખાતું હતું. તેની આકૃતિ સ્થૂલના જેવી લગભગ દેખાતી હતી. કામનાં તત્વોનું ચાપલ્ય ઓછું હતું એટલે તેના પ્રમાણમાં જીવાત્માને ઉચા પ્રકારનું ભાન હતું. તેના સૂક્ષ્મ શરીરને સ્થૂલ શરીરથી ઘણા માઇલ સુધી લઈ જવામાં આવ્યું પણ તેથી તેને અથવા સ્થૂલને જરા પણ આકુલ વ્યાકુલતા થએલી જોવામા આવી નહી.

આગળ કહી ગયા તેવો ઉષ્ણ પ્રદેશનો સુંદર દેખાવ આની સમીપ મૂકવામાં આવ્યો કે તત્કાલ તેણે તે ગ્રહણ કરી લીધો અને તેના સૌંદર્યથી આનંદ પામતો દેખાયો તથા વારંવાર તેના તરફ જોઇ ખુશી થતો હોય અને તેમાં ગરકાવ થઇ ગયો હોય એમ જણાયું. થોડો કાલ તે આનંદ ભોગવવા દઇ તેને જાગ્રત કરવામાં આવ્યો પણ તેનું પરિણામ સંતોષકારક લાગ્યું નહી. માત્ર એટલુ તે કહી શક્યો કે તેને બહુ સુંદર સ્વપ્ન થયું પણ તેમાં શું જોયું તેની જરા પણ વિગત તે કહી શક્યો નહી. તેના મનમાં, લિંગ ૩૫ મગજમાં, જે વિચારો આવેલા તેનો કાંઈ કાંઇ આભાસ રહી ગયો હતો. ત્યાર પછી તેની આસપાસ પ્રાણનો કોટ બાંધી આગળના શક્ષની પેઠે બહિર્ વિચારને પ્રવેશ કરતા અટકાવ્યા અને ફરી પ્રયોગ કર્યો કે તરત પ્રથમના શક્ષની માફક તેનું લિંગરૂપ મગજ પોતાના પૂર્વના વિચાર ઉકેલવા લાગ્યું. સૃષ્ટિસૌંદર્યના દેખાવથી જીવાત્મા પ્રથમના કરતાં પણ વિશેષ આનંદ પામતો જોવામાં આવ્યો. પોતે આગળ જે દેખાવ જોયો હતો તેજ એ છે એમ પણ તેને સ્મરણ થયું લાગ્યું અને તેની ચોતરફની ખુબીથી આનંદમા ગરકાવ થઇ ગયો.

જીવાત્મા આ દેખાવના દર્શનમાં આનંદ કરતો હતો તે વખતે પેલું મગજ પૂર્વકાલમાં તે શક્સ જ્યારે વિદ્યાભ્યાસ કરતો હશે તે વખતે બનેલા કેટલાક બનાવોને તાજા કરી તેમાં આનંદ કરવા લાગ્યું. આ બનાવમાં એક જેમાં બરફના ગોળા કરી છોકરાઓ ખેલતા હતા, શીયાળાનો દીવસ હતા, અને જમીન બરફથી ઢંકાઇ ગઈ હતી, એ ઉપર તેનું લક્ષ વિશેષ લાગેલું જણાતું હતું. જ્યારે તેને જાગ્રત્ કરવામાં આવ્યો ત્યારે તેના ઉપર કોઈ વિચિત્ર પ્રકારની અસર જણાઇ. એક પર્વતના શિખર ઉપર પોતે ઉભો હતો તેનું તેને સ્પષ્ટ સ્મરણ હતું. એટલુંજ નહી પણ એક મહાન સુંદર દેખાવ પોતે જોતો હતો અને તેની મુખ્ય મુખ્ય નિશાનીઓ તેના ધ્યાનમાં રહી હતી. પરંતુ જે સ્થલે તે દેખાવ જોયો તે ઉષ્ણ પ્રદેશ લીલારાથી ભરપૂર હતો તેને બદલે આસપાસની જમીન સઘળી બરફથી છવાઇ ગયેલી તેના ધ્યાનમાં રહી હતી. વળી આ દેખાવના આનંદમા પોતે ગરકાવ હતો તેવામાં એકા એક—જેવું કે સ્વપ્નમાં વારવાર બને છે તેમ—તેનું ધ્યાન નિશાળના ગોકમા પોતાના સોબતીઓ સાથે બરફના ગોળા કરી ફેંકતો હતો તેમાં રહ્યું હતું. તેણે કહ્યું કે એ વિષે પોતે ઘણા કાલથી વિચાર પણ કોઈ વાર કર્યો નહી હતો.

ઉપરના બીજા પ્રયોગથી સ્વપ્નનું સ્મરણ કેવું અવ્યવસ્થિત અને અનિયમિત, મનુષ્યને રહે છે તે સ્પષ્ટ જણાય છે. તેની સાથે એવી હકીકત પણ તેમાંથી નીકળે છે કે જેઓનો જીવાત્મા અપક્વ અવસ્થામાં હોય અને કામતત્ત્વનું બલ વધારે હોય તેને તો સ્વપ્ન થતું નથી; અને કેટલાક લોકોને કોઇ કોઇ વખતે અનુકૂલ સંયોગોને લીધે રાત્રીએ બનેલા બનાવનું ગડબડાટવાળું સ્મરણ રહે છે. વળી આમાંથી એટલું પણ સમજવા જેવું છે કે જો કોઇ પણ મનુષ્યને નિદ્રામા જે કાંઈ લાભ થાય તેનો ઉપયોગ જાગ્રત્ અવસ્થામાં કરવો એવી ઇચ્છા હોય તો તેણે પોતાના વિચાર પોતાને કેવલ વશ રાખવા, કામી પ્રકૃતિને પોતાને આધીન રાખવી; અને મનને ઉચ્ચ ભાવના સાથે લગાડવું એ ઘણુંજ અવશ્યનું છે. જાગ્રત્ અવસ્થામા દિવસને વખતે એકાગ્ર મન કરી વિચાર સ્થિર રાખવા જે કોઇ પ્રયાસ કરશે તેને માલુમ પડશે કે તેનો લાભ દિવસનાં વ્યવહાર કાર્યમાં થાય છે એવું નથી. મનને વશ રાખે તેમજ વિષયવૃત્તિઓ પોતાને સ્વાધીન રાખે; ધીમે ધીમે પોતાના વિચારને પોતાને આધીન રહેવાની ટેવ પાડે —એટલે કે પોતે જે કાઇ વિચાર કરે તેનું પ્રયોજન અને આવશ્યકતા તત્કાલ ધ્યાનમાં આવે એવી ટેવ પાડે; તો તેને જણાશે કે લિંગરૂપ મગજ જીવાત્માનીજ, સૂચનાઓ ગ્રહણ કરે છે. જ્યારે તે સૂચના નથી થતી ત્યારે તે શાન્ત રહે છે. તે બહારના વિચારના પ્રવાહને જરા પણ સંચરવા દેતું નથી અને તેને લીધે આ સ્થૂલ ભૂમિકા કરતાં સૂક્ષ્મ ભૂમિકાના સંસ્કાર—જે ગ્રહણ કરવાને તીવ્ર બુદ્ધિ અને સત્ય સંકલ્પની જરૂર છે—તે સહેલાઇથી ગ્રહણ કરવા તત્પર રહે છે.

લિંગરૂપ મગજની કેળવણી માટે એક સહજ જાદુઇ કૃત્ય પ્રત્યેક મનુષ્યને ઉપયોગી થાય તેવું છે. જ્યારે તે મગજમા બહારના વિચારનો પ્રવાહ પ્રવેશ કરતો અટકાવવામાં આવે ત્યારે પણ તે પોતાના જીવાત્માના પૂર્વના અનુભવના વિચારોને તદ્દન અટકાવે એ જ-

નવું બહુ મુશ્કેલ છે. પણ તેટલું થાય તોએ લાભ છે. માટે એ બહારનો મલિન પ્રવાહ અટકાવવો એ પણ ઘણું છે. આ કામ એહેલથી થઇ શકે તેવું છે. જ્યારે પોતે નિદ્રા માટે બીછાનામાં સુવે તે વખતે તેણે પોતાનું તેજ પોતાના ફરતું જે રહે છે તેનો વિચાર કરવો. તેના સંબંધમાં એવી ઇચ્છા કરવી કે તે તેજના બહારના પડનો એવો કોટ બંધાય કે તેની અંદર બહારના વિચારના પ્રવાહનો સંચાર થાય નહિ. આ તેજ એ ઇચ્છાને આધીન થશે તેમાં જરા પણ સંદેહ રાખવો નહિ, એટલે તે કોટ બંધાશે અને બહારના વિચારની જરા પણ અસર થશે નહિ.

કેટલાક પ્રયોગો કરવામાં આવ્યા તેમાં વળી એક ખાસ વાત એવી જોવામાં આવી હતી કે માણસ નિદ્રાવશ થાય છે તે સમયે છેવટ જે તેને વિચાર આવતો હોય છે તે પણ બહુ અગત્યતા ધરાવે છે. જનસમૂહના ઘણા ભાગને આ બાબતનો ખ્યાલ રહેતો નથી; પરંતુ તેની અસર તેના શરીર ઉપર, મન ઉપર તેમજ વૃત્તિ ઉપર થાય છે. નિદ્રાવશ થયેલો માણસ બહારની સત્તાને કેવો આધીન થાય છે તે ઉપર જણાવ્યું છે. તેથી જો છેવટનો તેનો વિચાર ઉચ્ચ અને પવિત્ર ભાવનાવાળો હોય તો નિદ્રાવશ થયા પછી તેવાજ વિચારવાળાં સત્વો જે બીજાં માણસોએ ઉત્પન્ન કરેલા હોય છે તે તેના તરફ આકર્ષાય છે. તેને સુખે નિદ્રા આવે છે. તેના મન ઉપર ઉચ્ચ ભૂમિકાની અસર થાય છે, નીચેની થતી નથી. આ સઘળું તેના છેલ્લા વિચારને સન્માર્ગે ચઢાવેલો તેને લીધે બને છે પણ જો એથી ઉલટી રીતે નીચ વૃત્તિ અને સાંસારિક વિષયનો વિચાર તે વખતે રાખ્યો હોય તો તેને અનુકૂલ સત્વો આકર્ષાઇ તેની પાસે આવે છે. તેની નિદ્રામાં કામના ઉછાળાઓ આવી શાન્તિથી સુવા દેતા નથી અને ઉચ્ચ ભૂમિકાના સંસ્કાર થાય તેવી ભાવનાનું દર્શન કે શ્રવણ થવા દેતા નથી. એટલા માટે અધ્યાત્મ વિષયના અભ્યાસકોએ આ વાત સંપૂર્ણ રીતે લક્ષમાં રાખી નિદ્રાવશ થતી વખતે પોતાથી બને તેટલી ઉચ્ચ ભાવનાવાળા વિચાર મનમાં રહે એમ પ્રયાસ કરવો. કારણકે એ વાત સારી પેઠે ધ્યાનમાં રાખવાની છે કે જે સામાન્ય રીતે માત્ર સ્વપ્ન ભાસે છે તે દ્વારા કોઇ વખતે જે ભૂમિકામાં સત્ય દર્શન થવાનું છે તેમાં પ્રવેશ થશે. જે કોઇ પોતાના ઉંઘવાગાને ઉચ્ચવૃત્તિ ઉપર ઠરાવી રાખવા સતત આગ્રહ કર્મી કરશે તેની અંતર્ ઇંદ્રિયો અતે જાગ્રત્ થયા વિના રહેશે નહિ. અંતરનો પ્રકાશ વિશેષ ઉજ્જ્વલ થશે. અંતે સર્વ તેજોમય થઇ જશે. આ અવસ્થામાં પોહોંચ્યા પછી સ્વપ્નનો સંભવ નથી. મનુષ્યમાત્રે સમજવાનું છે કે નિદ્રા કરવી તે શૂન્યાકાર થવા માટે નથી પણ તેમાંથી જાગ્રત્ થવું ત્યારે વધારે તેજસ્વી, આનંદી, બલવાન્, થઇ સંપૂર્ણતાથી, ઉચ્ચવૃત્તિ સાથે વ્યવહાર કરવા માટે હતું છે. ઉત્થાન પછી થાક લાગતો નથી. ઉંઘવામાં કાંઇને કાંઇ નવીન શિક્ષા લેતો આવે છે. ગમે તેવી સેવા બજાવે પણ તે મહાત્માઓની સેવા હોય તો તેમાં કાળનો વ્યય તે નિરર્થક નથી. અને તેઓએ જે કામ સંપૂરત કર્યું છે તે પોતાથી બની શકે તેટલી જનસમૂહની અવસ્થા પરિપક્વ કરવામાં તેઓના શ્રમને સહાયભૂત થવું એ સાર્થક છે.

---

## ૩

## અભ્યાસ.

(અનુસંધાન પૃષ્ઠ ૧૧ થી)

श्रद्धा फलति सर्वत्र न विद्या न च दैवतम् સર્વત્ર શ્રદ્ધાજ ફલ આપે છે, વિદ્યા કે દેવતા ફલ આપતા નથી. ગમે તેવા ઉત્તમ મંત્રાદિકનો જપ વિધિપૂર્વક કરો, અથવા ગમે તેવા, તત્કાળ પ્રત્યક્ષ થાય તેવા, દેવનું આરાધન કરો, પણ હૃદયનો દૃઢ વેગ તેના તે મંત્રની અને તેના તે દેવની ભાવનામાં વળગેલો રહે નહિ તો કશું ફલ નીપજતું નથી. વર્તમાન સમયમાં અનેક પ્રયોગોની નિષ્ફલતા થાય છે તેનું કારણ શ્રદ્ધાનો અભાવ, એજ છે. શ્રદ્ધાથી સંકલ્પમાં બલ આવે છે અને બલવાન્ સંકલ્પ કાર્યને સિદ્ધ કરી શકે છે. સાધારણ વ્યવહારમાં પણ જે વાત ઉપર શ્રદ્ધા નથી હોતી તે વાત થઈ શકતી નથી, તે સિદ્ધ કરવામાં ચિત્તજ લાગતું નથી; બલાત્કારે વગાડાય તો ફલ થતું નથી. કાર્યસિદ્ધિનું રહસ્ય શ્રદ્ધા છે એ આપણને પ્રતિપદે અનુભવાય છે.

શ્રદ્ધાનું લક્ષણ કહ્યું છે કે

शास्त्रस्य गुरुवाक्यस्य सत्यबुद्ध्यवधारणम् ।
सा श्रद्धा कथिता सद्भि र्यया वस्तूपलभ्यते ॥

શાસ્ત્રનાં અને ગુરુનાં વચનો ઉપર સત્ય બુદ્ધિ રાખી તેમનું અવધારણ કરવું, તેને સત્પુરુષો શ્રદ્ધા કહે છે, એનાથી વસ્તુની ઉપલબ્ધિ થાય છે. શ્રદ્ધાથી વસ્તુની ઉપલબ્ધિ થાય છે, અર્થાત્ વસ્તુ પ્રાપ્ત થાય છે. શ્રદ્ધાનો વાસ્તવિક ઉપયોગ એજ છે કે એનાથી વસ્તુની પ્રાપ્તિ થાય. અભેદમાર્ગાનુયાયી સાધકને સર્વત્ર સમતાનો અતુલ અનુભવ આપાવી શકે એવો હૃદયવિસ્તાર પ્રાપ્ત કરી આપવામાં શ્રદ્ધાજ પરમોપયોગી છે. વસ્તુ એટલે અત્ર અભેદાનુભવ તે શ્રદ્ધાથી સિદ્ધ થાય છે એમ કહ્યું, પણ શ્રદ્ધાથી વસ્તુ પ્રાપ્ત થવામાં કાંઈક વિવેક રાખવો જોઈએ.

આંખો મીચીને, બુદ્ધિને શૂન્ય કરી નાખીને, કાંઈ પણ જોયા સાંભળ્યા કે વિચાર્યા વિના, જે એક વાત પકડાઈ તેને વળગી રહેવું એવી શ્રદ્ધાથી વસ્તુની ઉપલબ્ધિ થતી નથી. એવી શ્રદ્ધાથી તો દુરાગ્રહ, હઠ, અને ધર્મને નામે નકામી નકામી આડંબરછેટ અને વહેમની કુટેવોનીજ વૃદ્ધિ થાય છે. એવી કુટેવોનું બીજ હૃદયનો સંકોચ અને મનનું સાંકડાપણું, એ છે. એટલે જેને અંધ શ્રદ્ધા કહે છે તેથી તો હૃદયના વિસ્તારને સ્થાને હૃદયનો સંકોચ સિદ્ધ થાય છે અને વસ્તુની ઉપલબ્ધિ થતી નથી. જે શ્રદ્ધાથી વસ્તુની ઉપલબ્ધિ થાય છે તેના બે વિભાગ છે. એક તો એ શ્રદ્ધા સાધકને પ્રથમે પોતાના ઉપર જોઈએ કે મારાથી અમુક વાત સિદ્ધ થશે, મારામાં અમુક પ્રકારનું સામર્થ્ય છે, અને હું અમુક કરવાને શક્તિવાન્ છું. આવા નિશ્ચય વિનાની જે પારકા ઉપરની શ્રદ્ધા છે તે કશા કામની નથી; તેનાથી વસ્તુની ઉપલબ્ધિ થતી નથી. પોતાના પુરુષપરાક્રમ ઉપર શ્રદ્ધા જેને નથી, પણ શાસ્ત્ર ગુરુ આચાર્યાદિ કે સંપ્રદાયોક્ત વિધિ આદિ ઉપરજ શ્રદ્ધા છે, અર્થાત્ જેને શાસ્ત્રચર્ચા અને ગુરુસેવા, સંપ્રદાયાનુપાલન, આદિ ગમે છે પણ જે સ્વતં

શાસ્ત્રોક્ત માર્ગે આચરવાના સાહસ અને સામર્થ્યવાળો નથી; તેને વસ્તુની પ્રાપ્તિ થવાની નથી, ચિત્તશુદ્ધિ આદિ અન્ય માર્ગે થઈ પણ વસ્તુ પ્રાપ્ત થશે નહિ. તેવાં જનો તો 'કૃપા' અને 'પ્રસાદ'–થી વસ્તુ (મોક્ષ) લેવાના યત્નમાં શ્રદ્ધાને એક સાધન માને છે, અને ગુરુની કૃપા થઇ જશે, ગુરુ માથે હાથ મૂકશે કે કાનમાં મંત્ર ફૂંકશે, કે એકાદ મંત્રની અથવા ગોગની યુક્તિ સમજાવી દેશે એટલે મોક્ષ સિદ્ધ થઇ જશે એવી ભ્રમણામાં મિથ્યાચારી ગુરુઓની પાછળ પોતાના પુરુષપરાક્રમનો વ્યર્થ વ્યય કરે છે, અને પોતે જાતે નિસ્તેજ, નિર્વીર્ય થઇ, પુરુષાર્થથી દૂર ને દૂરજ રહે છે. ઘણાક પંથ સંપ્રદાયાદિના અનુયાયીઓની શ્રદ્ધામાં ન્યૂનતા હોતી નથી એમ આપણે જોઇએ છીએ, પરંતુ તે શ્રદ્ધાલુ જનોનાં હૃદય સંકોચ, ભય, શંકા આદિથી એવાં ભરપૂર હોય છે કે તેમને વસ્તુ પ્રાપ્ત થઈ નથી એ પણ આપણને તુરત સમજાય છે.

આમ છે માટેજ શ્રીશંકર ભગવાને શ્રદ્ધાનું જે ઉક્ત લક્ષણ કર્યું તેમાં શાસ્ત્ર અને ગુરુ ઉપર સત્ય બુદ્ધિ રાખવી એટલુંજ કહીને પતવ્યું નહિ, પણ તેવી બુદ્ધિને શ્રદ્ધા એ નામ આપી 'એનાથી વસ્તુની ઉપલબ્ધિ થાય છે' એટલું ઉમેર્યું અને એમ જણાવ્યું કે કેવલ શાસ્ત્રગુરુ ઉપરની શ્રદ્ધા તેજ સર્વસ્વ નથી, પણ શાસ્ત્ર અને ગુરુના કહેવા પ્રમાણે સ્વતઃ કરી લેવાનું પોતાનામાં સામર્થ્ય છે એવી પોતા ઉપર પણ શ્રદ્ધા જોઇએ, કેમકે પોતા ઉપર શ્રદ્ધા નહિ અને કેવલ શાસ્ત્રગુરુ ઉપર શ્રદ્ધા કરવી એથી તો 'કૃપા' અને 'પ્રસાદ'ની જે અંધપરંપરા ચાલે છે તે વિના બીજું થવાનું નહિ, વસ્તુપ્રાપ્તિ થવાની નહિ. વસ્તુપ્રાપ્તિ કરાવનારી શ્રદ્ધામાં પ્રથમ શ્રદ્ધા પોતાના સામર્થ્ય અને સાહસ ઉપર હોવી જોઇએ. કોઇ પણ પ્રક્રિયા, કોઇ પણ સાધન, જેના ઉપર સત્યબુદ્ધિરૂપ શ્રદ્ધા થઇ તે તુરતજ કરી શકવાનું, આચારમાં આણવાનું સામર્થ્ય સાધકનામાં હોવુંજ જોઇએ. વિવેક, વિરાગ, શમ, દમ, ઉપરમ, તિતિક્ષા, આદિનાં સ્વરૂપ અને લક્ષણ જાણ્યાં, તેમને સત્ય માન્યાં, તેમને સિદ્ધ કરવાથી અભેદ સાક્ષાત્કાર થાય એવી શ્રદ્ધા પણ થઇ, કિંબહુના તેવી શ્રદ્ધાથી ઠામ ઠામ તેની તે વાતો કરવી, પ્રસંગે પ્રસંગે તેનું તે વાચવું વિચારવું, એ પણ થયું;—છતાં અનાત્મ પદાર્થો ઉપદ્રવ કરે ત્યારે વિરાગથી તેમનો તિરસ્કાર ન થયો, શમ દમાદિથી તેમાં મન અને ઇંદ્રિયોને પરોવાતાં અટકાવાયાં નહિ, ઉપરમથી ઉદાસીનતા રખાઇ નહિ, કે તિતિક્ષાથી એ ઉપદ્રવના વર્ગનું સહન કરાયું નહિ. એમ શાથી થયું? સાધકને પોતાના ઉપર શ્રદ્ધા નથી; પોતે વિષયમાતના પ્રહારને સહન કરશે તો મરી જનાર નથી, સહન કરવામાંથી કશું દુઃખ થનાર નથી, એ વાત ઉપર તેને શ્રદ્ધા નથી; તેમજ એ પણ એને શ્રદ્ધા નથી કે મારામાં અમુક સામર્થ્ય છે. ઘણી વાર સારા સારા જનોને એમ કહેતા આપણે સાંભળીએ છીએ કે "અમુક કુટેવ ખોટી છે, તેનો ત્યાગ કરવો છે; એવો નિશ્ચય કરી મૂક્યો છે,' પણ પ્રસંગ આવે છે કે મન વિહ્વલ થઇ જાય છે અને નિશ્ચયનો અમલ થતો નથી;—કોણ જાણે કેમ, એવુંજ થઇ જાય છે!" આમાં પણ સાધકને પોતાના બલ ઉપર શ્રદ્ધા નથી, એક વાર પૂર્ણ શ્રદ્ધાથી બલનો પ્રયોગ કરે તો પુનઃ આવા દુર્બલ વિચાર તેના મનમાં કદાપિ આવશે નહિ; તેના તે પ્રસંગો પુનઃ પ્રાપ્ત થતાં પણ એવા દુર્બલ વિચાર આવશે નહિ.

'હુ જે નિશ્ચય કરીશ તે સિદ્ધ કરીશ' એવી પોતાના બળ ઉપર શ્રદ્ધા આવવી એજ અભ્યાસનું મુખ્ય અંગ છે. જગતમા સ્વાશ્રય, સ્વકર્તવ્ય, પરાક્રમ, સાહસ, વીર્ય, એના જે વ્યાવહારિક મહાદૃષ્ટાન્તો આજ પણ 'આપણી શક્તિને સતેજ કરી આપણને કોઇ મહત્કર્મમા નિયોજવા જેટલા વેગ ઉપજાવે છે તે આવી અતુલ આત્મશ્રદ્ધાના, પોતાના કાર્યગત ઉપર અતુલ શ્રદ્ધાના, પરિણામ છે પ્રત્યેક વ્યક્તિ, પ્રત્યેક પરમાણુ, આ વિશ્વમા વિરાજતી મહાશક્તિનો એક એક પિંડ છે. એ શક્તિ અક્ષય્ય અને અખૂટ છે, એનો વિનાશ થતો નથી, માત્ર વિનિમય થાય છે. એક પથરો બીજા પથરાને અથડાય એમા જેમ પરસ્પરની શક્તિનો વિનિમય છે, તેમ એક વિચાર અન્ય વિચાર સાથે ઘસાય તેમા પણ પરસ્પરની શક્તિનોજ વિનિમય છે, એકમા શક્તિ સ્થૂલભૂમિકા ઉપર કામ કરે છે, બીજામા માનસિક અથવા સૂક્ષ્મભૂમિકા ઉપર કામ કરે છે. પણ આખા વિશ્વમાં શક્તિના વિનિમય વિના બીજુ કાઇ નથી જે જે વ્યક્તિએ પોતામા રહેલી આ મહાશક્તિનો યોગ્ય માર્ગે વિનિમય કર્યો, તે માર્ગેમાજ તે શક્તિને નિયોજવાનુ સામર્થ્ય શ્રદ્ધાપૂર્વક પ્રયોજ્યુ, તે તે વ્યક્તિને વસ્તુની પ્રાપ્તિ થઇ વ્યાવહારિક ભૂમિકા ઉપર યશ કીર્તિ વિજયની પ્રાપ્તિ થઇ, પારમાર્થિક ભૂમિકા ઉપર અભેદસાક્ષાત્કારની નિરવધિ તૃપ્તિની પ્રાપ્તિ થઈ. વસ્તુત તાત્પર્ય એજ સિદ્ધ છે કે પોતામા રહેલી શક્તિનો યથાર્થ પ્રયોગ કરવાની શ્રદ્ધા પ્રત્યેક સાધકનામા અવશ્ય હોવી જોઇએ; તે વિના તેનો કોઈ પણ યત્ન સિદ્ધ થનાર નથી. આટલી વાત સાધકના સમજવામા દૃઢ રીતે આવી જાય, તો પછી સ્વશક્તિનો 'યથાર્થ' નિયોગ કરવો તે ઉપર તેને લક્ષ કરવાનુ છે, અને પોતાના પ્રયત્નની 'યથાર્થતા' શાથી સમજાય એ વિષે વિચાર કરવાનો છે એ શ્રદ્ધાનો બીજો વિભાગ છે, જેમા શ્રદ્ધાના લક્ષણમા જણાવેલા શાસ્ત્ર અને ગુરુને અવકાશ મળે છે. (આગળ ચાલુ)

---

## ૪

## દેવલોક.

(મળેલુ)

(અનુસંધાન પૃષ્ઠ ૯ થી)

આ લોકના કરતા દેવલોકની સત્યતા વિશેષ છે એ વાત જ્યારે આપણે તે લોક પ્રાપ્ત કરવાના સાધનની આવશ્યકતા ધ્યાનમા લઇએ છીએ ત્યારે આપણા જોવામા આવે છે. જેની ઇચ્છા એ લોક પ્રાપ્ત કરવાની હોય તણે જે જે ગુણો પ્રાપ્ત કરવાના છે અને વધારવાના છે તે એવા છે કે જે મનુષ્યજાતિમાના ઉત્તમ અને ઉમદા લોકોએ મનુષ્યમા સર્વદા હોવાની આવશ્યકતા માનેલી છે કોઇ પણ વાસના અથવા વિચારણા વિગેરે કરી નિઃસ્વાર્થ હોય તોજ તે સ્વર્ગલોકમા જવાનુ સાધન થઇ શકે છે મગા સ્નેહીઓ પ્રતિનો પ્રેમ, તેમજ ધર્મ ઉપરની આસ્તા તેને લીધે ઘણા લોકો સ્વર્ગ પ્રાપ્ત કરે છે. પરંતુ હમેશા એવો પ્રેમ અને એવી આસ્તા સ્વર્ગમા જવાના નિશ્ચય સાધન થાય એમ માની લેવાનુ નથી. પ્રેમ અને આસ્તામા પણ પ્રકાર છે તેમા મુખ્ય સ્વાર્થસહિત અને સ્વાર્થરહિત એ બે છે. એટલે સાધનરૂપ પ્રેમ અને આસ્તા તો સ્વાર્થરહિતજ હોવા જોઇએ એવા પણ પ્રીતિ થાય છે કે જેમા જેની પ્રતિ તે દર્શાવવામાં આવે તેની પાસેથી કાઇ પણ લેવાની ઇચ્છા હોતી

નથી પણ તેને માટે બધું શું કરી નાંખું એવોજ ભાવ રહ્યાં કરે છે. આવી ભાવનાથી જે શક્તિ પેદા થાય છે તે એવી સાત્ત્વિક છે કે તે દેવલોક વિના અન્ય ભૂમિકામાં પરિપૂર્ણ પ્રફુલ્લિત થઇ શકતી નથી. બીજી એવી પણ પ્રીતિ થાય છે કે જેમાં માત્ર સ્વાર્થ રહેલો હોય છે ને મનુષ્ય એમ ધારણા રાખ્યાં કરે છે કે પોતા પ્રતિ સર્વ કોઇની પ્રીતિ થવી જોઇએ, પરંતુ પોતે સાચી પ્રીતિ દર્શાવવા તત્પર રહેતો નથી. આનું પરિણામ એ થાય છે કે ઇર્ષ્યાનો ભારે દુર્ગુણ તેનામાં પેદા થાય છે અને તે વગર કારણે અથવા સહજ કારણ માટે પ્રકટ થઇ આવે છે. આવી પ્રીતિ સ્વર્ગ પ્રાપ્ત કરવાનું સાધન થઇ શકે નહિ. તેને લીધે જે શક્તિ ઉત્પન્ન થાય છે તે કામલોકથી આગળ જઇ શકતી નથી. ધર્મની આસ્તાવાળા લોકોમાંના મોટા ભાગને માટે પણ એવીજ રીતે સમજવાનું છે. તેઓની ઇચ્છા પોતાના ઇશ્વર પ્રતિ સ્વાર્થરહિત પ્રેમની નથી પણ પોતાના દુઃખી જીવનું કલ્યાણ કેમ થાય એ ભાવના પ્રબલ હોય છે. આવી વૃત્તિ પોતાની મેળે સૂચન કરે છે કે તેઓનો જીવાત્મા હજી વાસ્તવિક રીતે ખીલેલો નથી. (આગળ ચાલુ)

૨

શુદ્ધ.

૧

## નીતિ.

પ્રત્યેક મનુષ્ય સત્ય અને શુદ્ધ માર્ગમાં વિચરવુંજ ઇચ્છે છે, અસત્ય અને અશુદ્ધ માર્ગે વિચરતાં શરમાય છે, અનેક યુક્તિ પ્રયુક્તિથી અસત્ય અને અશુદ્ધને પણ સત્ય અને શુદ્ધનો આભાસ કરી આપવા મથે છે. એમ સર્વથા જનરુચિ સત્ય અને શુદ્ધ ઉપરજ છે; નીતિ અને ન્યાયમાંજ કલ્યાણ મનાયું છે. પરંતુ સત્ય, ન્યાય, નીતિ, પુણ્ય, પાપ-ઈત્યાદિ શબ્દોના અર્થ એટલા બધા અનિશ્ચિત અને શિથિલ છે કે વ્યક્તિએ વ્યક્તિએ તેનો અર્થ જુદો જુદો થઇ ગયેલો જણાય છે એટલુંજ નહિ પણ તે તે વ્યક્તિ પોતે એ પોતે ઠરાવેલા નીતિ આદિ શબ્દના અર્થને પોતાના આચારમાં સર્વ પ્રસંગે અનુસરે છે એવું કવચિતજ દેખાશે. સર્વ કોઇ 'પ્રસંગ'-ને નમતાં જણાય છે, પ્રસંગ ઉપર ચઢીને પોતાના નિશ્ચયનેજ આગળ કરવાનો આગ્રહ કોઇ અતિ વિરલ ઐતિહાસિક વીર કે ધાર્મિક મહાત્મા વિના અન્યત્ર જડવો અશક્ય જેવો છે. જેવો પ્રસંગ તેવી નીતિ; દૌરવોએ પાંડવોને લાક્ષાગૃહમાં છલ કરીને વસાવ્યા અને બાળી મૂક્યા, અભિમન્યુને યુદ્ધનીતિના નિયમોથી ઉલટી રીતે જય કરીને ચક્રવ્યૂહમાં હણ્યો, શિવાજીએ અફઝુલખાનનો સંધિને નિમે પ્રાણ લીધો, કે અમુક અ, બ, ક આદિ સ્ત્રી પુરુષોએ પુત્ર પુત્રીનાં લગ્ન ઠગવી લેવામાં, બે હાથ જમીન હાથ કરવામાં, પાંચ પૈસા મેળવવામાં, કે કોઇ રજવાડાની ખટપટમાં જુઠાને સાચું ઠરાવ્યું કે સાચાને જુઠું ઠરાવ્યું;—એમ સર્વત્ર જેવો પ્રસંગ તેવી નીતિ દીઠામાં આવે છે. 'પડશે તેવા દેવાશે' એ તો વ્યવહારનિપુણ વૃદ્ધોનું નીતિસૂત્રજ થઇ ગયેલું છે. લોકનીતિ, રાજનીતિ, ધર્મનીતિ, ગૃહનીતિ, એમ એકની એક નીતિના પણ અનેક વિભાગ થઇ, જાણે સત્યતા અને વિશુદ્ધિનો માર્ગ પ્રત્યેક સ્થાન અને પ્રસંગને અર્થે જુદો જુદો હોય તેવો પ્રચાર દીર્ઘકાલથી પ્રચલિત છે

આમાં પણ કેટલાક સમજુ થયાં એવો વ્યવહાર આખા જગત ઉપર પ્રસિદ્ધમાં

આવ્યો છે કે પ્રસિદ્ધ નીતિ એ કાંઇક જુદી વાત છે અને ખાનગી નીતિ એ કાંઇક જુદી વાત છે. જે વાત જનસમાજની દૃષ્ટિના દેખતાં ન કરી શકાય તે ઘરના ખૂણામાં કરી શકાય, અને ઘરના ખૂણામાં ન કરી શકાય, તે જનસમાજની દૃષ્ટિ આગળ કરી શકાય એવો વિચાર અર્ધાએક શતકથી પુરઃસર થવા લાગ્યો છે આમાં કેટલીક સત્યતા છે એ ખરૂં; અને મનુષ્યે મનુષ્ય પોતાના અંગત વ્યાપારો જે પ્રકારે કરે છે તે પ્રકારે તે સમસ્ત જનમંડલ આગળ પ્રસિદ્ધ રીતે વર્તી ન શકે એવી મર્યાદા છે એ પણ ખરૂં; તથાપિ જે એકાંતમાં અનીતિ હોય તે પ્રસિદ્ધમાં નીતિ થઇ જાય એવું જોનારની દૃષ્ટિમાત્રમાંજ નીતિ અનીતિનું ધોરણ સ્થાપવામાં, પ્રસંગમાત્રને નમીને ચાલવાના નીતિ અનીતિના ધોરણ કરતાં વધારે સારું ધોરણ મનુષ્યવર્ગે હાથ કર્યું હોય એમ લાગતું નથી. લાભ હાનિનો ગમે તેવો પ્રસંગ જેમ અનીતિને નીતિ ઠરાવી શકતો નથી તેમ કોઇ જોનાર ન હોય કે આખું જગત્ જોનાર હોય તેટલાથી પણ નીતિ અનીતિનો નિશ્ચય નીપજતો નથી.

આમ અનેક અનેક પ્રકારે નીતિની ભાવના અનિશ્ચિત અને શિથિલ દેખાય છે. તત્ત્વવિવેક કરનારા પંડિતો અને લેખકો એ વિષયે અતિ ગૂઢ અને અનેક સૂક્ષ્મ વાદથી ભરેલા લેખ વિસ્તારી ગયા છે; પણ એ વિષયની જોઇએ તેવી સ્પષ્ટતા અને સરલતા થઇ નથી; મનુષ્યોના આચારમાં નીતિમત્તાનો પ્રથમ કરતાં વધારે આવિર્ભાવ થયો નથી. આપણે યથાશક્તિ વિચાર કરવો જોઇએ કે નીતિ શાને કહેવાય છે. નીતિ પોતે શું છે, અને નીતિનો શા માટે સત્કાર કરવો પડે છે. ધીમે ધીમે એવા વિચાર પ્રચલિત થતો જાય છે, કે જનમંડલની સ્થિતિને અર્થે નીતિની આવશ્યકતા છે. ન્યાય અને નીતિના નિયમો જો સર્વોપરિ રહે નહિ તો મનુષ્યો એક એક સાથે મળી ગૂઢ અને કુટુંબ બાંધે નહિ, ગામ, નગર, દેશ, અને રાજ્યનું અસ્તિત્વ સંભવે નહિ અને સુખ તથા શાન્તિનો પ્રસંગ પણ આવે નહિ પાશ્ચાત્ય જડવાદમાંથી એટલેકે ચૈતન્ય એવી સ્વતંત્ર શક્તિ માનવા વિના પણ જડમાત્રના પરિણામથી સમગ્ર વિશ્વવ્યવસ્થા સંભવે છે અને સુશ્લિષ્ટ રીતે ઘટી શકે છે, એમ માનવામાંથી, નીતિના સ્વરૂપ વિષે આવો વિચાર ફલિત થયો છે. ' મનુષ્ય ' એ વર્ગ બીજા અનેક વર્ગોમાંથી પરિણામ અને પરિપાક થતે થતે ઉદ્ભવ્યો છે, અને ' મનુષ્ય ' આજ જે મંડલસંસ્થામાં વિચરે છે તે પણ તેજ રીતે ક્રમે ક્રમે પરિપાકને પામી છે અને પામતી રહે છે ત્યારે ઘર, ગામ, દેશ, રાજ્ય કે મંડલીમાં રહ્યા વિના મનુષ્યને ચાલતું નથી, અને તે રીતે રહેવું પડે છે એટલે પ્રત્યેક મનુષ્યના ઉપર અનેક પ્રકારનાં કર્તવ્યનું આવશ્યક બંધન આવી પડે છે. તેણે પોતાના શ્રેયને કર્તવ્યકોટિમાં રાખવું, તેવુંજ પોતાનાં કુટુંબી, પોતાના દેશી, પોતાના શાસન કરનાર, અને સમગ્ર વિશ્વમાં વસનો એકંદર મનુષ્યવર્ગસમસ્ત, તે સર્વનું શ્રેય પણ પોતાના કર્તવ્યની કોટિમાં રાખવું, એવો વર્તમાન જડવાદનો નીતિનો ઉપદેશ છે.

વ્યષ્ટિ અને સમષ્ટિ એ ભાવના વર્તમાનકાલે તો જડવાદે બહાર પાડી છે, અને બેન્થામનાં કેવ્યમાત્ર સમષ્ટિની દૃષ્ટિથી થવાં જોઇએ એવી નીતિનો તેણે ઉપદેશ કર્યો છે. પ્રત્યેક મનુષ્યે (વ્યષ્ટિએ) એક પણ કર્તવ્ય એવું, કે એવી રીતે,! ન કરવું કે જેથી સમગ્ર મનુષ્ય વર્ગ,(સમષ્ટિ) ને તે વર્ગરૂપે રહેવામાં, વધવામાં, સુખી થવામાં, અને શાન્તિ ભોગવવામાં વિઘ્ન આવી પડે. વર્તમાન સમયમાં પાશ્ચાત્ય શિક્ષણથી, પ્રાચીન એવી સર્વ વાતનો અનાદર

કરતા મુરકો આવાં નીતિનિયમનો સ્વીકાર કરે છે, અને 'ઘણાંનું ઘણું સુખ' થાય તે નીતિમય કર્તવ્ય છે એમ માને છે; એમાં વ્યષ્ટિ અને સમષ્ટિની નીતિનો જે ઉપદેશ જડવાદે કરેલો છે તેજ મૂલ આધારભૂત છે. આવા સૂત્રને અનુસરીને નીતિનું સ્વરૂપ વિલોકતાં નીતિ તે જનસમષ્ટિના નિર્વાહ અને ઉન્નતિને અર્થેજ પાલવાની છે એમ ફલિત થાય છે એટલુંજ નહિ, પણ પ્રસિદ્ધ અને ગુપ્ત એવા જીવનના બે વિભાગ પાડી પ્રસિદ્ધ નીતિ અને ગુપ્તનીતિનાં ધોરણોમા ભેદ રાખવાનું પણ નીપજી આવે છે. સમષ્ટિની દૃષ્ટિ આગળ સત્ય-પ્રામાણિકતા, ઐક્ય, ઉચ્ચતા, આદિની જે જે ભાવનાઓ સ્વરૂપ ધરી છે, જેને આધારે જનસમાજની સ્થિતિ, વૃદ્ધિ અને ઉન્નતિ થઇ છે ને થાય છે, તે સચવાયાં જાય તો, ગુપ્ત રીતે, પ્રત્યેક વ્યક્તિ ગમે તેવો આચાર રાખે તેથી બાધ નથી એમ આ નીતિમાર્ગના સિદ્ધાન્તનો ધ્વનિ છે. એક રાજ્યનો મંત્રી અન્યાય અને અસત્યતાને પોતાના રાજકીય વર્તનમાં આશ્રય આપે નહિ, તો તેના ઘરમાંના ત્રણ દીકરા વચ્ચે વહાલા અળખામણા કરી વિભાગ કરી આપતાં જે અન્યાય કરે તેની બહુ ગણના કરવા જેવું નથી; કોઇને પણ માણસના 'ગુપ્તવ્યવહાર' માં દૃષ્ટિ ઘાલવાનું પ્રયોજન નથી, તેનો પ્રસિદ્ધ વ્યવહાર શુદ્ધ હોય એટલે પૂરતું છે. વ્યભિચારમાં નિમગ્ન ગૃહસ્થ જ્યાં સુધી વ્યભિચારને પ્રસિદ્ધ જનમંડલની એક સંસ્થારૂપે સ્વીકારે નહિ ત્યાં સુધી તેના પ્રસિદ્ધ જીવન ઉપર લક્ષ રાખી, ગુપ્તજીવનમાં દૃષ્ટિ કરવાનો કોઇને હક નથી.

સંસારની જાલ એવી પાપમય, વિકટ અને વિષમ છે, પ્રસંગોની રચના એવી ગુંચવણવાળી થઇ આવે છે, અને સ્વાર્થવૃત્તિને અંગે અભિમાન એવો સર્વોપરિ રહે છે કે ગુપ્ત અને પ્રસિદ્ધના આવા ભેદ વિના જનસમાજની નીતિનું રક્ષણ થવું અતિ દુર્ઘટ છે. તેમજ મંડલ બાંધીને અથવા રાજ્યના અંગમાં રહીને મનુષ્યો પરસ્પર સાથે એકત્ર અને સહાય થઇ વસે છે તેમાં તે પોતાનું સમગ્ર સ્વાતન્ત્ર્ય અર્પી દેતાં નથી એ પણ પ્રસિદ્ધ છે. પોતાના અને પોતે જે મંડલ કે રાજ્યના અંગમાં હોય તેના નિર્વાહને વિરોધ ન થાય એટલે અંશે સર્વ કોઇ પોતપોતાનું સ્વાતંત્ર્ય ભોગવે છે; એ પ્રદેશના કુંડામાં કોઇની દૃષ્ટિ પડવી જોયતી નથી, કોઇનો ત્રાસ રહેવો જોયતો નથી, સ્વર્ગ, નરક, પાપ કે પુણ્યનો મહિમા પણ એ સ્વાતંત્રતાને પરતંત્રતા કરી દેવાનો અધિકાર ધરાવતો નથી. જડવાદ એજ ધોરણે નીતિમાર્ગ રચે છે. વ્યષ્ટિને પ્રાધાન્ય આપે છે; વ્યક્તિ વ્યક્તિ સર્વદા સર્વત્ર મુખ્ય અને પ્રથમ છે, તે સર્વ પ્રકારે સ્વતંત્ર છે; અનેક વ્યષ્ટિની જે સમષ્ટિ થાય તેના નિર્વાહને વિઘ્ન ન થાય તે રીતે એ સ્વાતન્ત્ર્ય વાપરવાનું છે; તેના સ્વાતન્ત્ર્યનો ભંગ કરાયો થાય નહિ. સ્વાતંત્રતા અને સમાનતા એ આ નીતિનાં સૂત્ર છે. માટેજ પ્રસિદ્ધ અને ગુપ્ત નીતિની મર્યાદા આવશ્યક અને યોગ્ય ગણાય છે. અર્થાત્ જનસમાજે પોતાના નિર્વાહ માટે નીતિનાં સ્વરૂપ રચેલાં છે; સત્ય જેમ એક કરાર છે તેમ સત્ય, શુદ્ધતા, પ્રામાણિકતા આદિ પણ જનસમાજે સ્વીકારેલા અનાદિકાલથી ચાલી આવેલા કરાર છે. શબ્દોના અર્થ જેમ સાંકેતિક છે, તેમ નીતિની પરિભાષા માત્ર સાંકેતિક અને જનસમાજના હિતને અર્થે યોજેલી છે. આવો એક પક્ષ છે, જે વર્તમાન સમયે સામ્રાજ્ય ભોગવે છે. એની વિશેષ વિવેચના થવી આવશ્યક છે.

## ૨

## આપણા પૂજ્ય ગુરુઓ.

પ્રાતઃકાલે સ્નાન કરી, દેવાર્ચન કરી, હાથમાં માળા લેઇને ડોસા દર્શને જઇ આવ્યા. આવતાં માર્ગમાં બીજા બેચાર વૃદ્ધ મળ્યા એટલે અનેક વાતો ચાલી. કોઇ પવિત્ર નથી, ફલાણો શેઠ દાન પુણ્ય કરે છે, ધાર્મિક છે, પણ લુચ્ચો છે, છોકરાને માટે કરે છે, વેપાર વધારવાને કરે છે, ઘરમાં પાપ કરે છે! અમલદાર કચેરીમાં દશ વાગે ગયા, પાંચ વાગ્યા સુધી અનેક જનના ઇનસાફ કર્યા, ન્યાય અન્યાયના સૂત્ર ગોખ્યા અને વિચાર્યા, સાંજ પડતાં ક્લબમાં ગયા એટલે ગામના સર્વ પ્રતિષ્ઠિત લોકના પગના ઉથામવા લાગ્યા, કોઇ ચોર, કોઇ વ્યભિચારી, કોઇ ઠગ, કોઇ કાઇને કોઇ કહીને વીસારે પાડવા લાગ્યા? જેના હાથમાં પૈસાનો કે અમલનો અધિકાર નહિ એવા માસ્તર નીશાળેથી છોકરાને રજા આપીને ઘેર આવ્યા, છોકરાને નીતિના વ્યાખ્યાનો આપતાં થાકીને હવા ખાવા નીકળ્યા, પણ બેચાર ભેગા થઇ કેળવણી, ભણેલા, અધિકારી, દ્રવ્યવાન્ સર્વની વ્યવસ્થા કરવામાં પડી ગયા, પોતાને અધિકાર નહિ પણ તે સહી કરી બતાવવાને કોઇને આમ ઠરાવવો, કોઇને આમ પજવવો, કોઇના ઉપર આવી નનામી રચના ઘડવી, ઇત્યાદિ પેચમાં પોતાનું મહત્ત્વ શોધવા લાગ્યા? આચાર્ય ગાદીએ બેશી અભેદ અને જ્ઞાનનો ઉપદેશ કરતે કરતે કોટડીમાં એકાન્તે બેઠા કે દ્રવ્ય આકર્ષવાના અને સ્વચ્છંદે સુખ ભોગવવાના ક્લેશમાં ઉતરી પડ્યા! ચાર પુરુષો, ચાર સ્ત્રીઓ, ચાર બાલકો, ભણેલા, અભણ, ગમે તે ભેગા થાય છે કે પોતાનું સ્વરૂપજ ભુલી જાય છે, નિંદા, કુથલી, નકામી સરખામણી, અને કલહ ઉપજાવવાની રચના વિના બીજું ક્વચિતજ કરે છે.

પૂજ્ય, ધાર્મિક, ધનાઢ્ય, સમૃદ્ધ, ન્યાયમૂર્તિ, સાત્ત્વિક, એવા જનો કેમ પોત પોતાને ભૂલી જતા હશે? એ બધા ભેગા થઇને જે જે વિવેચનો અને વ્યાખ્યાનો ચલાવે છે તેમાં પણ ન્યાય, પવિત્રતા, સાત્ત્વિકતા, આદિના ધોરણથીજ તેઓ ટીકા કરે છે, છતાં શા માટે ન્યાય અને પવિત્રતાની સંપૂર્ણ દરકાર કર્યા વિના ગમે તેને ગમે તેવો અન્યાય કરે છે? શું પોતે ન્યાય અને પવિત્રતાને ચહાતા નથી? એમ જણાય છે કે મનુષ્યો ક્ષણ વાર પોત પોતાના કર્તવ્ય અનુસાર વેષ ધારણ કરે છે, પણ તે વેષ એજ તેમનો ખરો વેષ નથી; તેમનું જે ઇષ્ટ છે તે તેમનો વેષ ઉતારી લીધા પછીજ પ્રસિદ્ધ થાય છે ન્યાયને આસને બિરાજનાર ન્યાય આપવામાં ન્યાયની હીમાયત કરવાથી પોતે ન્યાયમૂર્તિજ છે એમ સિદ્ધ થતું નથી; આચાર્ય ગાદીએ બેશી મિથ્યાત્વનો ઉપદેશ આપવા છતાં પોતે સર્વ મિથ્યાત્વ અનુભવી અભેદમાં પીગળેલો છે એમ નથી. તેમના તેમના વેષ તે તે લોક ભજવે છે. તે લોકો વસ્તુતઃ શાને શાને પરમપ્રિય અને ઇષ્ટ ગણે છે તેતો તેમના નિત્ય ઉદ્ગારમાંથી, તેમની વૃત્તિના વચનમાંથી, તેમના આચાર વિચારના પ્રવાહમાંથી, અને તેમની સ્તુતિ નિંદાના પાત્ર થતાં જનો ઉપર તેમની બુદ્ધિના પ્રહારમાંથી જણાઇ શકે છે. ન્યાય, ધર્મ, સાત્ત્વિકતા ગમે તેની બહારથી પૂજા કરવા છતાં પણ મનુષ્યોના અંતઃકરણમાં પૂજ્ય ગુરુદેવ બીજાજ હોય છે, ઇર્ષ્યા, અભિમાન, કુછંદ, કુટેવ, નિંદા, એજ તેમના પૂજ્ય હોય છે; જેને પૂજ્ય ગણવાનો તેવા જન દાવો કરે છે, બહારના આચારેથી દેખાવ કરે છે, તેનો એક ક્ષણવારના ઉપયોગ માટે ધારણ કરેલો વેષ છે.

બાહ્ય વેષ અને અંતઃસ્વરૂપ એ વચ્ચેનો આ જે મહદંતર આજે સંસારના ખૂણે ખૂણામાં વ્યાપી ગયો છે તેથી અનેક પ્રકારના કલહ, દ્વેષ અને વિક્ષેપ ઉપજ્યા છે એટલુંજ નહિ પણ આપણા ધર્મ અને શિક્ષણની પ્રવૃત્તિ પણ નિષ્ફલ થઇ ગઇ છે. નાટકમાં વેષ ભજવનારાને પણ પોતે જે ભૂમિકા ભજવતા હોય તેનો કાંઇક ખરો લાગો જાય છે, તેવા ચાળા, તેવી વાણી ને તેવા વિચાર પણ આવી જાય છે, પરન્તુ આ મહા સંસારના નાટકમાં વિવિધ વેષ ભજવનારને પોત પોતાના વેષનો પણ રંગ લાગતો નથી એ આશ્ચર્ય છે. મનુષ્યના મનમાંથી કર્તવ્યની ભાવના કોઇ એવી રીતે શિથિલ થઇ ગઇ છે કે શબ્દમાત્રથી, અણઘટતી ઇર્ષ્યા અને તુલનાનાં અયોગ્ય વિવેચનોથી, પોત પોતાના કર્તવ્યની એટલે કે પોતે જે વેષ લીધો છે તે પરિપૂર્ણ ભજવ્યાની, જે જે ખામીઓ છે તેનો પરિહાર કરી શકશે એમ માને છે. શબ્દયોજ જાણે વસ્તુની પણ ગરજ સારી જશે એવું માનવા અને મનાવવા પ્રયત્ન કરે છે, અને જે મિથ્યા વેદાન્તની ઘણા જનોને મુખે આપણે નિંદા સાંભળીએ છીએ તેજ વેદાન્તનું અનુકરણ થતું જાય છે.

આપણે જેને ચહાતા હોઇએ તેને બહુ સભારીએ છીએ, જાણતાં, અજાણતાં, પણ સ્મરણમાં લાવીએ છીએ સારો ઉદાર સ્વભાવ હોય તો સ્તુતિ અને ભક્તિથી તેને પૂજીએ છીએ, સાંકડો અને નીચ સ્વભાવ હોય તો ઇર્ષ્યા અને નિંદાથી તેને નીચે લાવવા ઇચ્છીએ છીએ. પણ સ્તુતિ કે નિંદા એ બધીએ આપણને ઇષ્ટ એવી જે મૂર્તિ તેની પૂજાજ છે, અને જેની પૂજા વારંવાર કરીએ તેનો પાસ આપણને બેસવા કરતા જે રીતે તે પૂજા કરીએ તેનો પાસ બહુ સત્વર બેશી જાય છે. આપણા વેષને અનુસાર સમતા અને ઉદારતા રાખીને તેવા થવાનો યત્ન કરીએ કે તેથી અધિકની સ્તુતિ ભક્તિ રાખીએ તો આપણા હૃદયને વિસ્તાર અને શાન્તિનો માર્ગ જડતાં કર્તવ્યનો માર્ગ પણ દેખાય છે. વેષ અનુસાર વિચાર આચાર ન રાખી તે વેષ અને તે કરતાં અધિક મનાતા વેષની તુચ્છતા અને નિંદામાંજ આપણે તૃપ્તિ શોધીએ તો સંકોચ અને નીચતાજ આપણા હૃદયમાં વાસ કરે છે અને અધમતાનો માર્ગ આપણી સમીપ આવે છે. માટેજ મહાત્માઓએ વારંવાર કહ્યું છે કે ગુણગ્રાહી થવું; મધુમક્ષિકાનો ગુણ રાખી સર્વથી સાર લેતાં શીખવું, અને આપણા હૃદયની પૂજા જ્યાં ઘટતી હોય ત્યાં ઉદારતાથી, અસંકોચથી, અને પ્રસિદ્ધ રીતે અર્પવી.

ક્ષુદ્ર મનુષ્યો જાણે છે કે એમાં આપણી મહત્તા ઓછી થાય છે, પણ તેમ નથી. નમનારજ ચઢે છે, નમ્ર કમાન હોય તેજ ઘણાગાં ઘણો આઘાત કરી શકે છે. આપણા હૃદયની પૂજા આપણે જેને જેને અર્પીશું તેનાથીજ આપણું વાસ્તવિક સ્વરૂપ ઘડાશે અને જણાશે, અને તે પૂજા જે પ્રકારે અર્પીશું તે પ્રકારથી જગત્ આપણી તુલના કરશે; કારણકે જેનામાં જે હશે તેજ તે આપી શકશે, તેમ લેઇ પણ શકશે, એવું સર્વત્ર સુપ્રસિદ્ધ છે.

૪

રાજ્ય

## વર્તમાન સમયની આવશ્યકતા

અમરાવતીમાં ' કોન્ગ્રેસ ' મળવાની સર્વ પ્રકારની તૈયારીઓ બહુ સંતોષકારક રીતે ચાલવા લાગી છે, અને થોડાજ સમયમાં કોન્ગ્રેસ મળવાનો દિવસ આવી પહોંચશે. જે કો-

પ્રેમને ઘણા દીર્ઘદર્શી અંગરેજ રાજનેતાઓએ ઉપયોગી આવશ્યક અને રાજભક્તિ વાળી ગણી જણાવી છે, તેના રાજા અને પ્રજા વચ્ચે પ્રતિભાવની વૃદ્ધિ કરવાના પ્રયત્નમાં આ બે વાત ઉપર ખાસ ચર્ચા કરવાની પ્રથમ જરૂર છે. એક મી. તિલકના કેસમાં જડજે કરેલો કાયદાનો અર્થ અને બીજી સરહદ ઉપરની લડાઇઓનો ખર્ચ.

અકટોબર માસના 'ઇંડિયા'ના અંકમાં 'ત્રાસનું રાજ્ય' એવા મથાળા હેઠળ મી. તિલકના કેસ ઉપર ટીકા કરતાં ઇંગ્લંડનાં ઘણાંખરાં પત્રોએ એ કેસ વિષે જે વિરુદ્ધ અભિપ્રાયો આપ્યા છે તેનું પૃથક્કરણ કરી બતાવ્યું છે, અને પુનામાં થયેલાં દિલગીરી ભરેલાં ખુનોને લીધે સરકારે એકાએક ભય અને આવેશમાં આવી જઇ આ ફરીઆદો ચલાવેલી છે; પણ જો શાન્ત વિચારને અવકાશ આપ્યો હોત તો આવી ઉતાવળ થઇ જાત નહિ, એમ લખ્યું છે. નામદાર જડજ મી. સ્ટ્રાચીએ જ્યુરીને જે ચાર્જ આપ્યો અને કાયદાનો અર્થ કરી બતાવ્યો તે વિષે લખતાં કહે છે કે "આવો સાર આપ્યા પછી જ્યુરીને માત્ર બેમાંથી એક વાત પસંદ કરવાની રહી હતી: કાં તો જડજે કાયદાનો કરેલો અર્થ ખોટો કહેવો અથવા મી. તિલકને ગુનેગાર કહેવા. આમ હોવાથી, મી. સ્ટ્રાચીએ કરેલી આ ભુલની અસર એ થાય છે કે મી. તિલકને સજા કરવાથી જે ઉપદેશ લોકોને મળી શકત તે લેશ પણ મળનાર નથી." ઘણાં વગવાળાં વર્તમાનપત્રોએ પણ જડજે કરેલા કાયદાના અર્થને વખોડી કાઢ્યો છે; અને, આ દેશમાં પણ, એકે અવાજે તે અર્થની વિરુદ્ધ સર્વે કોઈ ફરીઆદ કરી રહ્યા છે. હિંદુસ્તાનમાં કોન્ગ્રેસ જેવું મંડલ અસ્તિત્વ ભોગવી શકે એવી કંઈ પણ આશા ભવિષ્યને માટે રખાતી હોય તો પીનલકોડની ૧૨૪ એ કલમનો આવો અર્થ જગતને તેમ જલદીથી સુધરાવવાને સંપૂર્ણ યત્ન કરવો આવશ્યક છે.

* * *

સરહદ ઉપર જે લડાઇ હાલ ચાલે છે તેના વિરુદ્ધની ચર્ચાથીજ આખો અકટોબરના 'ઇંડિયા'નો અંક ભરેલો છે. પ્રોફેસર બ્યુરિગન, પ્રોફેસર બીસ્લી, મી. ફ્રેડરીક હેરીસન(?), સર નેવિલ ચેમ્બરલેન, સર ઓકલેંડ કોલ્વિન, કર્નલ હાના, વગેરે પ્રામાણિક રાજનીતિજ્ઞોના અભિપ્રાયો એ લડાઈ અને તેને અંગે થતા ખર્ચની વિરુદ્ધ છે, અને કર્નલ હાનાએ "પાછળ કે આગળ" (બેકવર્ડ્સ ઓર ફોરવર્ડ્સ) એ નામના પોતાના ગ્રંથમાં આ લડાઇ વિષે ઘણું લખાણ કરેલું છે: "ઇંડિયા"માં તેમાંથી ઉતારો કર્યો છે, તેને આધારે આ બે અભિપ્રાયો ટાંક્યા છે:–

"જો આપણે એક પછી એક નવા નવા કર નાખવાનો ક્રમ આરંભીએ તો રશીઆને એકે માણસ કે એકે તોપ હલાવ્યા ચલાવ્યાં વિના, માત્ર વખત આવતા સુધી થોભી રહેવું જ બાકી રહેશે. રશીઆ જો આ રીતે ધીમાશથી પણ ચોકસપણાથી રમત રમશે, તો તેના સામેના દાવ આપણે આપણે હાથેજ ખેલી આપીશું:"—સર ઓકલેંડ કોલ્વિન.

"તમારા ધ્યાન પર જે વાતો મેં આણી છે તેનો સાર કહી જાઉં. પૂર્વ બાજુના દેશ ઉપર ખર્ચાળ એવા પશ્ચિમના ધોરણથી રાજ્ય કરવાની પદ્ધતિ; વિશાલ અને ગરીબ પ્રજા; મ્હેસુલ વધારવાને બહુજ થોડો અવકાશ; આવક કરતાં ખર્ચ વધી પડવાનું હંમેશાનું વલન: ખર્ચ વધે પણ ઘટે નહિ એવી રાજ્યપદ્ધતિ; હિંદુસ્તાનમાં કે ઇંગ્લંડમાં સુશિક્ષિત પ્રજાપોકારની ખર્ચ ઉપર દેખરેખનો અભાવ; ઇંગ્લંડમાં રહી રહીને હ-

# સુદર્શન.

( તંત્રી મણિલાલ નભુભાઇ દ્વિવેદી. )

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર. )

" सत्यं परं धीमहि " —भागवतम्.

પુસ્તક ૧૩, અંક ૩ ] ( માસિક ) [ ડીસેંબર, ૧૮૯૭

## ભારતમાર્તંડ પંડિત ગટ્ટૂલાલજી.

ભારતમાર્તંડ વેદાંતભટ્ટાચાર્ય શીઘ્રકવિ પંડિત શ્રી ગટ્ટૂલાલજી ઘનશ્યામજીનો ભાવનગરમાં દેહોત્સર્ગ થયાના સમાચારથી ભારત વર્ષના એક છેડાથી બીજા છેડા સુધી કોઇ પણ દેશહિતૈષી, વિદ્યાવિલાસી, શાસ્ત્રાનુરાગી સુજનનું હૃદય દગ્ધ થયા વિના રહ્યું નહિ હોય. બાલ્યપણેજ પ્રજ્ઞાચક્ષુ થયેલા આ મહાત્માએ પોતાના પિતા પાસેથી એવું સારું પાંડિત્ય પ્રાપ્ત કર્યું હતું કે છએ શાસ્ત્રના વિષયોમાં, તેમજ વેદ, સ્મૃતિ, પુરાણ, ધર્મશાસ્ત્ર, સાહિત્ય શાસ્ત્ર, વ્યાકરણ, જ્યોતિષ આદિ વિદ્યાઓના વિષયોમાં પણ તેમના નિર્ણય ઉપર ઘણા ગંભીર પ્રશ્નોના નીકાલ સમર્થ પંડિતો તરફથી પણ સોંપવામાં આવતા. આવી સર્વદેશી વિદ્વત્તાની સાથે તલસ્પર્શિતા, મર્મજ્ઞતા અને ગ્રહણ કરવા કરાવવાની શક્તિનો યોગ મનુષ્યમાં હોય એ એક ઇશ્વરી ચમત્કાર જેવોજ ગણાય, તેમાં પણ અવધાનશક્તિ અને શીઘ્રકાવ્યની અતિ વિકટ કસોટીમાંથી ક્ષણ ક્ષણ પારમાં પાર પડવાની કુશલતા જોતાં પંડિતજીને કોઇ અવતારી પુરુષ માનવાનીજ વૃત્તિ થઇ આવતી. આટલા બુદ્ધિવૈભવ સાથે હૃદય એવું સરલ, સરસ, નમ્ર અને વિનીત હતું કે અભિમાનના લેશ વિના તે સર્વદા સર્વને સુલભ, સુગમ, અને અનુકૂલ હતા. વૈષ્ણવધર્મના તેઓ સમર્થ પોષક હતા, ગોસ્વામી શ્રી દેવકીનંદનાચાર્યની સાથે રહી એ ધર્મના સ્વરૂપમાં જે આધુનિક વિકૃતિઓ થઇ છે તે દૂર કરવા તેમનો ભગીરથ પ્રયત્ન હતો, તેમના પછી એ ધર્મની ધુરાનું વહન કોણ કરશે એ સંશયાત્મક છે. ધર્મ કર્મના વિષયમાં ઘણા આગ્રહી, આચારવાન્ એવા આ પંડિતે ઘણાક શિષ્યો તૈયાર કરેલા છે, એ શિષ્યો તથા એક અતિ કોમલ બાલકને શોકસાગરમાં રેવડતાં મૂકી પોતે સ્વરૂપમાં સમાઇ ગયા છે. દાંપત્ય પ્રેમ અને સતીત્વનો મહિમા કલિકાલમાં પણ જાણે પ્રત્યક્ષ

૨

## રુદન.

(ગઝેલ)

[ ઈંગ્રેજ કવિ 'શેલી' ના એક કાવ્ય ઉપરથી ]

ઓ જગત્, જીંદગી, કાલ, જુવો મુજ હાલ થયા છે કેવા,
ધ્રૂજતાં થરથરૂં સોપાન તમારાં છેલ્લાં;
ભર જુવાનિનો ઉલ્લાસ, મીઠડાં હાસ, હવે તે ક્યાં છે ?
ગયું, હાય! સર્વ એ ગયું; ફરી નહિ આવે. ૧
ઝાંખાં ઝાંખાં દેખાય દિવસ ને રાત ઉડી ગયું નૂર,
નવ મધુ ગ્રીષ્મ કે શીત ઋતુ વહે ઉર–
આ દીન ઉર ના થાય, પ્રફુલ્લ જરાય, શોકમાં ક્ષમે,
આનંદ અને ઉત્સાહ ગયાં નહિ આવે! ૨

---

૩

## સાંજ.

(ગઝેલ)

[ ઈંગ્રેજ કવિ 'સધે' ના એક કાવ્ય ઉપરથી ]

ધોળ્યાં શૃંગ સુવર્ણથી દિનકરે આ પર્વતોનાં ઉંચાં,
ટોળીઓ કલહંસનાં સરથકી ઉડી જતાં કૂજતાં;
પીંછાંમાં ચમકી ઉડે કિરણની છાંટ આછી રડી,
તેમાં સર્વપ્રભાનું મિશ્રણ થતાં જૂદી થઈ રહે ખુબી. ૧
ફેંકી ગોફણ બૂમ પાડિ અથવા ચોંકાવતો પક્ષીને,
આખો દિવસ માળે ઉપર રહી જે રક્ષતો પાકને;
ને ઉત્કંઠ અપેક્ષતો રજનિને આનંદભાને મુખે,
જો ધીમે પગલે વળે ઘર ભણી થાકેલ ખેડૂત તે. ૨
કાને ચોઘડિયાં તણો ધ્વનિ પડે પ્રાસાદમાં વાજતાં,
તીણા ઝાલરનાદથી વળિ બધાં દેવાલયો ગાજતાં;
ને ચારે ગમ એ અવાજ મધુરો આવે સુધી પ્હોચનો,
સંધ્યાકાળની શાંતિમાં પ્રસરતો આકાશમાં વ્યાપતો. ૩

બાતો ભલે વિસર્ગો સ્વર્ગ જિન,
પ્રેમીનું પૃથ્વીજ તથાપિ સ્વર્ગ.
શી ભાવના ઉન્નતને વિશુદ્ધ!
કરે વિચારો અપવિત્ર દૂર;
છે પ્રેમ તો ઈશ્વરનોજ અંશઃ
આત્માતણો વિસ્તૃત તેજપુંજ.

---

૬

## ગ્રંથાવલોકન.

**રવીન્દ્રનાથઃ—જગતસ્નેહ અને તેનાં વિશુદ્ધ સુખો.**— આ લેખ વિલોકતાં અનેક પ્રકારના વિચારો, જનસમાજના બુદ્ધિવિકાસનો ક્રમ લક્ષમાં રાખનારને, થયા વિના રહે તેમ નથી. લેખક એક તરુણ ગ્રેજ્યુએટ છે, ફિલસુફી અને કાવ્ય સાહિત્યના વિષયોનું અધ્યયન કરવાનો તેને શોખ છે, અને લેખક તરીકે પણ તેણે કાંઈક પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. પાશ્ચાત્ય શિક્ષણના સંસ્કારો પામી, પ્રાચીન આર્યધર્મમાં રહેલી ભાવનાઓને, અસાધ્ય, યુક્તિહીન, કે ભ્રમરૂપ માનવાની વૃત્તિમાંથી, કેવલ નવીન પક્ષની પદ્ધતિએ જવાથીજ ઉન્નતિનો માર્ગ સિદ્ધ થશે એવો નિશ્ચય ઉપજે એ સ્વાભાવિક છે; અને જેમણે પ્રાચીનતાને શ્રદ્ધાપૂર્વક સૂક્ષ્મ રીતે અવલોકી નથી તેવા પાશ્ચાત્ય શિક્ષણ પામેલા ઘણા ખરા યુવકોની એવી સ્થિતિ સર્વ કોઈના જાણવામાં છે. વિચારવાનને એ નિશ્ચય ફેરવવાનો સમય આવે છે, ને તેવા જે જે જનો એ નિશ્ચય ફેરવતા અમોએ જોયા છે તેમાં આ તરુણ ગ્રેજ્યુએટનો નિશ્ચય આવી રીતે ફરવા લાગેલો જોઈ અમોને ખરેખર સંતોષ થાય છે. પૂર્વના નિશ્ચયને ફેરવી અન્ય નિશ્ચય ઉપર આવવામાં નિર્બલતા નથી; ઉન્નતિ અને વૃદ્ધિ એમજ થઈ શકે છે.

તેમાં સેક્સપિયરની ઈતર નામ શિષ્ટ જનો જે આચરે છે તેનેજ ઈતર નામ સાફેકી ગોરણ ભૂમ પાઉર ગુણી આચારમાં દાખલ કરે છે; અને આચારનો આખો દિવસ ભાળો ઉપર રહી દેશના અગ્રણી ગણાવાને યોગ્ય આપણને ઉત્કટ અપેક્ષનો રજનિને આનંદથી ત્યારે શુભનીજ ઈચ્છા કરતા સર્વ જો ધીમે પગલે વજે ઘર ભણી 'થાકેલ ખેડૂત

કાને ચોઘડિયાં તણો ધ્વનિ પડે પ્રાસાદમાં વાજતો,
તીણા ઝાલરનાદથી વળિ બધાં દેવાલયો ગાજતાં;
ને ચારે ગમ એ અવાજ મધુરો આઘે સુધી પ્હોંચતો,
સંધ્યાકાળની શાંતિમાં પ્રસરતો આકાશમાં વ્યાપતો.

જ્ઞાની પણ 'હું જ્ઞાનનો જ્ઞાન પણ સમજું જ ઈશ્વરનો સાક્ષાત્કાર પામ્યો કહેવાતો નથી. કહે છે તેજ જ્ઞાન

—:૦૦:—

સદ્; પ્રકાશ

પામે છે, અને જ્ઞાન પગાડી શકે છે. કોઇ ક્ષણે પૂર્વનિશ્ચયને સ્થાને અન્ય નિશ્ચય સ્થાપવાનો પ્રસંગ આવતાં, સત્યના આગળ સ્વાભિમાનનો ભોગ આપવો એજ જ્ઞાન પામવા બરાબર છે. એમજ વૃદ્ધિ અને ઉન્નતિ સિદ્ધ થાય છે; શાસ્ત્ર અને કલાનો પ્રતિદિવસ વિસ્તાર થાય છે; જનસમાજનું કલ્યાણ થાય છે. અમારા પક્ષનું સમર્થન થયાના ઉલ્લાસમાં આ કહેવાતું નથી; 'અમારો પક્ષ' એવું કાંઈ છેજ નહિ; માત્ર સત્ય ઉપર પ્રીતિ ધારણ કરી, સ્વાભિમાનથી મુક્ત થઇ, ક્ષણ વાર, પૂર્વનિશ્ચયને સ્થાને અન્ય નિશ્ચય સ્વીકારવાની ઉદારબુદ્ધિથીજ ઉન્નતિનો માર્ગ લક્ષમાં આવે છે એના દૃષ્ટાન્તરૂપે, આ લેખના યોજનારને અમો ધન્યવાદ આપીએ છીએ. આટલું કહેવાનો પ્રસંગ, તેમણે લખેલી પ્રસ્તાવનાનો આરંભ જોવાથી, તેમજ ગયાં બે ત્રણ વર્ષનો તેમનો વિચારક્રમ જાણવાના પરિચયમાંથી, પ્રાપ્ત થાય છે. તેઓ લખે છેઃ—

"આપણે બધા જાણ્યા વગર અને સમજવાનો યત્ન કર્યા વગર વિચારોનીનું અવગણના કરવાને પાત્ર છીએ. આપણ બધાને જ્ઞાનનો સ્નેહ ક્ષીણ થતાં અમુક વખતે મનની આસપાસ દીવાલો બંધાઇ જાય છે; અને પછી તેમાં નવાં સત્યો દાખલ થઇ શકતાં નથી. અને તો પણ ઘણા પોતાના મનને ખુલ્લું ધારે છે, તે એટલા માટે કે દિવાલો દૂર થાય તે પહેલાં દેખાતી નથી. આમ છે તેટલા માટે દરેક નવીન વિષયની સાથે પ્રસંગ પાડતાં સાવધાન રહેવાની અને પરીક્ષા કરવાની ફરજ છે."

આવો સિદ્ધાન્ત કહીને તે સિદ્ધાન્ત ઉપર આવવાનો પોતાનો ક્રમ દર્શાવતાં તેઓ લખે છેઃ—

"થોડીએક મુદ્દત પહેલાં એક પ્રસિદ્ધ માસિકમાં અમુક પ્રતિષ્ઠિત લેખકના એક પુસ્તક ઉપર અવલોકન પુરું થયું. એ અવલોકન વાંચનારાઓ જોઈ શકયા હશે, અને જોઈ શકશે, કે તે શરૂ થયું ત્યારે ગ્રંથના મુખ્ય વિષય સંબંધી લેખકને થોડુંજ જ્ઞાન હતું, પરિણામ એ આવ્યું કે લેખક પોતાના અવલોકનમાં જેમ જેમ આગળ ચાલતો ગયો, તેમ તેમ તેના વિચારો ફરતા ગયા, અને પરિણામે તેને સ્પષ્ટ માલુમ પડયું કે તેનો આરંભ અયોગ્ય અને સાહસિક હતો, અને તેણે ધીરજથી અભ્યાસ કર્યો હોત તો તેનો લેખ તેને પોતાને અને વાંચનારાઓને ઘણો વધારે શિક્ષણીય થઇ શકત. આ હકીકત આ સ્થળે આપવાનો હેતુ સ્પષ્ટ છે."

'જ્ઞાનસુધા'માં 'સિદ્ધાન્તસાર'નું અવલોકન આવતુ હતું તેને ઉદ્દેશીને આ લખવું થયું છે.

સત્યનો ગ્રહ આ લેખકને આ રીતે થતો ગયો છે એટલામાંજ તેના ઉચ્ચ આશયની સમાપ્તિ નથી. જ્ઞાનનો આચાર સાથે જ્યાં અતિ સુદૃઢ સંબંધ છે તેવી નીતિ અને કર્તવ્યની ભૂમિકા ઉપર તત્ત્વજ્ઞાનની કસોટી કરવી; અને આ લેખમાં દર્શાવ્યાં છે તેવાં પ્રમાણોને આધારે તત્ત્વજ્ઞાન અને નીતિના નિશ્ચયોની માન્યતા સ્થાપવી;—એ પદ્ધતિ, આ સમયમાં, આપણા દેશમાં, કેવલ નવી છે. પાશ્ચાત્ય શિક્ષણ લીધેલો કોઈ વિચારવાન્ પુરુષ એ પદ્ધતિનો સ્વીકાર કરે તેમાં, પ્રાચીન ઉન્નતિભાવનાનેજ શ્રેયસ્કારિણી માનવા મનાવવાનો યત્ન કરનાર સર્વ કોઇને સંતોષ થાય એ સ્વાભાવિક છે. સ્વીડનબોર્ગે સ્વર્ગ નરક અથવા સ્થૂલ-

વિશ્વના સૂક્ષ્મ, પ્રાતિભાસિક, આકારો જોયેલા અને તેમાંથી તેને જે 'સત્ય સમજવાયેગ્યું' તે પ્રસિદ્ધ કરવાની તેને ઇશ્વરાજ્ઞા થયેલી; આવું પ્રસિદ્ધ કરતાં આ લેખક લખે છે કે:—

"ઇશ્વરાજ્ઞા !—શા માટે આ શબ્દ કોઇને પણ નહિ માનવા લાયક લાગવો જોઇએ ? "શું ફરજની દરેક પ્રેરણા ઇશ્વરાજ્ઞા નથી?....બેશક કોઈ અમલદાર આપણને આજ્ઞા કરે "તેની માફક તે આજ્ઞા પ્રથમ કાનમાં અને પછી અંદર પ્રવેશ કરતી નથી;- એ તો આ- "ત્મામાં, જેને આપણે નીતિબુદ્ધિ કહીએ છીએ તેમાંજ પ્રકટ થાય છે.....પણ જ્યાં સુધી "એ સ્નેહ અને નીતિબુદ્ધિને આપણે ઇશ્વરરૂપ માની શકીએ નહિ ત્યાં સુધી આપણે "બિલકુલ અધાર્મિક છીએ."

અર્થાત્ આત્માનુભવવાળા હૃદયનુ સ્ફુરણમાત્ર નીતિમય અને તેથી આજ્ઞારૂપ છે; અને તે આજ્ઞા ઉપર સર્વસ્વ અર્પવા જેવી શ્રદ્ધા એટલે તેવો પ્રેમ હોય તોજ એ આજ્ઞાનુસાર આચાર ઉપજી શકે છે. ત્યારે આ પ્રકારે 'પ્રેમ'નેજ ઇશ્વર ઠરાવી, શ્રદ્ધામાંથીજ જે અર્પણપૂર્વક કર્તવ્યની નીતિભાવના ફલિત થાય છે તેને ઇશ્વરાજ્ઞા કહેતાં,વ્યક્તિમાત્રને પ્રેમદ્વારા કર્તવ્યપરાયણતાનો બોધ આપવાની આ પ્રમાણપદ્ધતિ, પ્રસિદ્ધ નીતિવાદો અને યુક્તિવિસ્તારોના કરતાં નવીઅને જુદી છે. એટલુંજ નથી, પણ આવી ઇશ્વરાજ્ઞા સ્વીડનબોર્ગને થયેલી તેનું પ્રમાણ શું ? એમ પૂછીને તેના ઉત્તરમાં આ લેખક જે લખે છે તે પણ આ નવી પ્રમાણપદ્ધતિના સ્વરૂપને યથાર્થ રીતે સ્પષ્ટ કરવાને યોગ્ય ધારી અત્ર ઉતારવું ઉચિત છે:—

"આપણે જાણીએ છીએ કે અન્ન મનુષ્યોને ખાવાને માટે ઇશ્વરે નિર્મિત કીધું "છે; કારણ કે તે જઠરને અનુકૂળ પડે છે અને શરીરને પોષણ આપે છે, આના કરતાં "ઇશ્વરી નિર્માણનુ વધારે સારુ કે ઉચુ પ્રમાણ આપણે કલ્પી પણ શકીએ નહિ."

આવું કહીને આ લેખક જે સિદ્ધાન્ત ઉપર આવે છે તે સત્યગ્રહણની પ્રમાણપદ્ધતિ-પરત્વે, સર્વ કોઇ સત્યશોધકે લક્ષમાં રાખવા લાયક છે:—

"જે રીતે શરીર અન્નથી તેમ મન સત્યથી પોષાય છે. સત્ય મનને અનુકૂળ પડે "અને તેને પોષણ આપે તો તે ઇશ્વરી છે. એથી વધારે પ્રમાણ શોધનારને તો કદાપિ "મળશે નહિ, અને એથી ઓછું શોધનાર મનમાં માત્ર પવન અને કચરાને પુરશે."

અર્થાત્ 'અધિકાર' એજ સત્યગ્રહણમાં સર્વત્ર નિયામક છે એ વાત ઉપર દુર્લક્ષ થવામાંથી વાદવિવાદ વિરોધ અને અસત્યના વિસ્તારો ઉપસ્થિત થાય છે. જે મન જેવા સત્યથી પુષ્ટ થવા તત્પર હોય તેવુ સત્યજ તેને પુષ્ટિ આપી શકે, અને તેજ તેણે સત્ય માની, તે ઉપર સંપૂર્ણ શ્રદ્ધા કરી, આચાર અને કર્તવ્યમાં તેને ઉતાર્યું, તો ઉન્નતિ અને વૃદ્ધિનો માર્ગ સહજે હાથ થાય. આવો નિષ્કર્ષ કરી બતાવવાને, આ લેખકે સ્વીકારેલી પ્રમાણપદ્ધતિનું વિવેચન કરવાનું તાત્પર્ય એ છે કે આ પ્રકારે સત્યપ્રીતિથી, જ્યાં સુધી કોઇ પણ વિચારવાન્ પુરુષ, આવી માનસિક સ્થિતિ પ્રાપ્ત કરતો નથી, ત્યાં સુધી તે સત્યગ્રહણ માટેની કે સત્ય શીખવા માટેની યોગ્યતા પ્રાપ્ત કરતો નથી એ વાત સ્પષ્ટ થાય. આપણા ઘણાખરા ભેજ્યુએટો આવી માનસિક સ્થિતિમાં આવીને પ્રાચીન નવીન સર્વ વાતનો વિચાર

કોઈના થાય એ સમયની પ્રતીક્ષા કરનારને આ લેખકની આવી માનસિક સ્થિતિ એટલાજ માટે સંતોષ ઉપજાવે છે.

કેવી માનસિક સ્થિતિથી ને કેવી પ્રમાણપદ્ધતિથી સ્વીડનબોર્ગના વિચારો સમજાઈ શકે તે જોયા પછી તે વિચારોમાંનો જે લગ્નભેદ નામક એક વિચાર આ લેખમાં ચર્ચ્યો છે તે વિષયમાં એટલુંજ ઉમેરવું બસ થશે છે કે સૂક્ષ્મવિશ્વમાં જેમ સ્થૂલનો સ્પર્શ નથી, દેશકાલના પરિચ્છેદ નથી, તેમ સૂક્ષ્મરૂપ જે પ્રેમ તેમાં પણ સ્થૂલ વાસનાના પરિતોષો કે દેશકાલના પરિચ્છેદોનો સ્પર્શ હોઈ શકતો નથી. જ્ઞાન અથવા બુદ્ધિને જે સ્નેહ અથવા હૃદયની અપેક્ષા છે અને સ્નેહ અથવા હૃદયને જે જ્ઞાન અથવા બુદ્ધિની અપેક્ષા છે તે પરસ્પરને મળી આવે એજ લગ્નનો હેતુ અને સાર છે. જેને આપણે જ્ઞાન અને ભક્તિની એકતારૂપ અથવા બુદ્ધિ અને હૃદયની એકતારૂપ અદ્વૈત કહીએ તેનેજ સ્વીડનબોર્ગ લગ્ન કહે છે. લગ્નનો આ અર્થ અતિ વિશુદ્ધ અને વિશાલ છે. એ લગ્ન વિનાનો લગ્ન વ્યભિચાર છે. શ્રદ્ધાની વિપુલતા વાળું જ્ઞાન આચાર પર્યંત પહોંચી અપરોક્ષ કહેવાય છે, તેવી શ્રદ્ધાહીન જ્ઞાન આચારથી વિખુટુ રહી પરોક્ષ કહેવાય છે. એટલે જ્ઞાન અને શ્રદ્ધાનો યોગ લગ્ન છે, વિયોગ વ્યભિચાર છે. જે સ્થૂલલગ્ન વિષયે આ લેખમાં ચર્ચા થઈ છે ત્યાં પણ એમજ છે. 'જ્ઞાનનો પ્રેમ' એજ લગ્ન છે, અને તેજ દૈવી, દિવ્ય, સ્વર્ગ છે. નહિ કે સ્વર્ગ એવી અમુક દશા નથી, તે પણ છે, અને લગ્નનો આવો અર્થ સ્વીડનબોર્ગે પ્રત્યક્ષ સ્વર્ગમાંથીજ તેવાં તેવાં જોડાં જોઈને, આણ્યો છે, પરંતુ સ્થૂલ વિશ્વની અધમતામાંથી છૂટી ઉન્નત જીવન પ્રાપ્ત કરવાને બુદ્ધિ અને હૃદયનો જે યોગ અતિ આવશ્યક છે, ફલાભિસંધિરહિત કર્તવ્યમાં વિચરવાનો માર્ગ કરી આપનાર ઈશ્વરરૂપે જે પ્રેમ અથવા સમષ્ટિભાવ પૂજ્ય છે, તે સમજાવવાનો મુખ્ય આશય આ ભાવનામાં સ્પષ્ટ રીતે રહેલો છે. એટલાજ માટે આ લેખ મનનપૂર્વક વાંચવા યોગ્ય છે.

આપણાં પ્રાચીન શાસ્ત્રોમાં અને આર્યાવર્તની પ્રાચીન વિશુદ્ધ ભાવનાઓમાં પ્રેમનું ઉચ્ચ સ્થાન નથી સમજાયેલું એમ નથી; લગ્નના આવા ભવ્ય અર્થ નથી થયા એમ નથી; તથાપિ વચમાંના અંધકારમાં જે મલિનતા અને દુષ્ટતાએ તે ભાવનાઓને અધમ કરી નાખી છે તેને મુકાવશે, આપણને આપણી મૂલ ભાવનાઓનું કાંઈક ભાન કરાવે તેવા માર્ગે ઉપર લખાયલો આ લેખ સર્વાંશે સર્વને પૂર્ણ મનન કરવા યોગ્ય છે. છતાં ગ્રંથ યોજનાર જે કહેછે તે, સત્યપ્રીતિવાળા સર્વ વાચકોએ, લક્ષમાં રાખવાનું છેઃ—

"બેશક ઘણી બાબતો એવી આવશે કે જે તરત સમજાશે નહિ અથવા ખરી લાગશે નહિ. એવું બને ત્યારે એટલું યાદ રાખવું કે શાંતિથી પ્રકાશની રાહ જોયા વગર "આપણને પ્રકાશ મળી શકતો નથી. અને સ્વીડનબોર્ગ સુદ્ધાં પણ કંઇ સર્વજ્ઞ નથી. ઇન્"શ્વરી જ્ઞાન સ્વીકારવાની તેની પાત્રતા બેશક આપણા કરતાં અતિશય વધારે છે, પણ તે "સુદ્ધાં દોષ કરવાને પાત્ર છે. માત્ર સત્ય ઉપર જેને પ્રીતિ હશે તેને તેની પાસેથી ઘણું "સત્ય મળ્યા વગર રહેશે નહિ; કારણ કે એ સત્ય તેણે બુદ્ધિથી શોધેલું નથી, પણ પ્રી-"તિથી સ્વીકારેલું છે."

---

૨
# ધર્મ.
૨
## દેવલોક
(મળેલું)
(અનુસંધાન પૃષ્ઠ ૮૧ થી)

શોધક અભ્યાસીઓને પ્રથમ એક જીવ આ વિભાગમાં જોવામાં આવ્યો તે દષ્ટાંતરૂપે થાય તેવો હતો. એ માણસ આ મૃત્યુ લોકમાં હતો ત્યારે પરચુરણ ગાંધીઆણું વેચવાનો ધંધો કરતો હતો. તેની બુદ્ધિ કાંઇ બહુ ખીલેલી નહિ હતી તેમ ખાસ ધર્મ પ્રતિ પણ વૃત્તિ બંધાણી નહિ હતી. તે સાધારણ સાદો પ્રામાણિક આબરૂદાર નાનો સરખો વ્યાપારી હતો. પ્રત્યેક રવિવારે તે નિયમપૂર્વક દેવલમાં જતો. પરંતુ તેમાં તેની સમજ માત્ર એટલી હતી કે એ પ્રમાણે કરવાનો રીવાજ છે અને એમ કરવું તે ઠીક છે. ધર્મ સંબંધી તેને બહુ ઝાંખો ભાસ હતો અને તેનું તેને જ્ઞાન નહિ હતું. એ પોતાના દરરોજના રોજગાર સાથે સબંધ ધરાવનારી બાબત નહિ હતી અને તેના વ્યવહારના કામ પ્રસંગમાં તેની તેને બહુ જરૂર જણાતી નહિ હતી. આવી ધર્મભાવના બહુ છીછરી ગણાય એટલે તે તેને ઉપરના વિભાગમાં લઇ જવા જેટલી બલવાન ન હતી. પરંતુ તે પોતાની સ્ત્રી, છોકરાં, કુટુંબીઓને બહુ પ્રેમપૂર્વક ચહાતો અને તે એટલે અંશે કે તેમાં પોતાનો સ્વાર્થ રાખતો હતો નહિ. તેઓનો તેને અહોનિશ વિચાર આવ્યા કરતો અને પોતાની નાની સરખી હાટડીમાં તેઓને માટે મહેનત કર્યાં કરતો હતો. આ માણસની કામલોકમાં અવધિ પૂરી થઇ અને સૂક્ષ્મશરીર નાશ પામતાં તેમાંથી જ્યારે તે છૂટો થયો ત્યારે પોતાની પ્રીતિ જેના ઉપર હતી તેઓના સગાતમાં એ સાતમા વિભાગમાં દાખલ થયો એમ તેને લાગ્યું. આ ભૂમિકામાં તેની બુદ્ધિનો અથવા ઈશ્વરભાવનાનો કાંઇ મૃત્યુલોક કરતાં વિશેષ પ્રભાવ્યાપો નહિ હતો, કારણ કે મરણ થયા પછી તત્કાલ એવો ફેરફાર થઈ જતો નથી. એ લોકમાં તેની આસપાસ જે આવી મળ્યાં તે પણ કાંઇ બહુ ઉચ્ચવૃત્તિનાં નહિ હતાં. તેઓ તેની સંસારવૃત્તિમાં જે અત્યંત સુખદાયી હતાં તેજ હતાં; અને પોતે પણ તેઓના સુખને માટે વિશેષે કરી ઉત્કંઠિત રહ્યા કરતો હતો તેથી તેની સ્વાર્થરહિત વૃત્તિ બંધાણી હતી. આજ વૃત્તિ આંહી દષ્ટિભૂત થાય છે અને તે જીવ જ્યારે પુનરપિ જન્મ પામે ત્યારે સ્ફુરવાની હોય છે.

બીજો એવોજ દાખલો એક માણસ પોતાના એકના એક બાલકને મૂકી મરણ પામેલો તેનો જોવામાં આવ્યો. એ માણસને આ લોકમાં પોતાની તે નાની દીકરી પાસે ને પાસે રહેતી હતી. તેણીના ઉત્તમ ગુણ તે જોતો હતો અને તેનું ભવિષ્યમાં અત્યંત કલ્યાણ કેમ થાય તેના વિચાર ખડા કર્યાં કરતો હતો. ત્યાં વળી એક છોકરી જોવામાં આવી તે પોતાનો પિતાના વિવિધ ગુણોનો વિચાર કર્યાં કરતી હતી અને તેને આનંદ આપવાની યુક્તિ પ્રયુક્તિના ચિતાર ખડા કરતી હતી. બીજી એક ચુનાની સ્ત્રી હતી તે પોતાનાં ત્રણ બાલકની સગાતે અદ્ભુત સુખમાં હોય એમ જણાતું હતું. આ બાલકમાં એક દીકરો હતો

સે બહુ સુંદર હતો અને તે એ દેશની ઓલિમ્પિક નામની શરતોમાં વિજયી થયેલો ત્યારી આનંદ પામતી જણાતી હતી.

એ ભૂમિકાના આ વિભાગમાં થોડા સૈકા થયાં રોમન, કાર્થેજીનીઅન, અને અંગ્રેજો ખાસ કરી આવેલા જોવામાં આવતા હતા. આનું કારણ એમ જોવામાં આવે છે કે એ લોકોમાં કુટુંબ પ્રતિ સ્વાર્થરહિત લાગણીઓનો પ્રભાવ વિશેષ થયેલો છે. હિંદુ અને બૌદ્ધ લોકો આ વિભાગમાં બહુ થોડા જોવામાં આવે છે કેમકે તેઓના સામાન્ય વ્યવહારમાં ધાર્મિકવૃત્તિ વિશેષ હોય છે એટલે તેઓ એ કરતાં ઉચ્ચ વિભાગમાં પ્રથમથીજ પ્રવેશ કરે છે.

આપણા શોધક અભ્યાસકોએ અવલોકન કર્યું તેમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં મનુષ્યો જોવામાં આવ્યાં. તેઓના ઓછા વધતા પ્રકાશથી તેઓના સાત્ત્વિક પ્રભાવનું પણ ભાન થઇ શકતું હતું અને વર્ણના ભિન્ન ભિન્ન પ્રકારથી તેઓના ગુણની પરીક્ષા થઈ શકતી હતી. કેટલાક પ્યારમાં ભરપૂર ગયેલા તેઓ પોતે જેના પ્રતિ પ્યાર રાખતા હતા તે એકનેજ ધારી બેઠા હતા અને બીજાનો જરા પણ વિચાર કરતાજ નહિ. તેમાં કેટલાક જંગલી લોક પણ હતા. એક મલાયાનો રહીશ હતો. તે છેક ત્રીજા વર્ગના પિતૃમાંથી હતો. આ માણસ પોતાની પુત્રી પ્રતિ અત્યંત પ્રીતિ ધરાવતો હતો તેથી તે આ ભૂમિકામાં પ્રવેશ કરવા પામ્યો હતો. પોતાનાં કુટુંબી પ્રતિની સ્વાર્થરહિત પ્રીતિના સદ્‌ગુણથીજ માત્ર તે આંહી આવ્યો હતો. એ વિના બીજા કોઈ ગુણ એવાં મનુષ્યોને આ લોકના અધિકારી કરે એવા નહિ હતા. આ તો ભોક્તા વિષે કહેવામાં આવ્યું. હવે યોગ્ય જીવોની સ્થિતિ પણ જાણવા જેવી છે. ઉપર જે દષ્ટાંતો આપવામાં આવ્યાં તેમાં યોગ્ય જીવોમાં ખરેખર જીવન બહુ ઝાંખું ઝાંખું દેખાતું. કારણકે તે જીવો પણ આ લોકમાં આવવાના પૂરા અધિકારી થયા નહિ હતા. પરંતુ જે જીવ એવી રીતે અધિકારી થયા હોય છે તેઓની મૂર્તિમાં તો તેઓના સ્વરૂપનું કિરણ પ્રવેશ કરી તેને પ્રકાશિત કરે છે. આવા જીવના માંહો માંહેના વ્યવહારથી દેવલોકનિવાસીને બહુ લાભ થાય છે.

ત્યાર પછીના વિભાગોનું વર્ણન કરતા પહેલાં દેવલોકમાં ગયા પછી જીવને ભાન ક્યારે થાય છે તે જાણવું જરૂરનું છે. સૂક્ષ્મશરીરથી કારણશરીર છૂટું પડી જાય છે ત્યારે કાંઈક કાલ પર્યંત તે તદન બેભાન હોય છે. આવો કાલ પ્રત્યેક જીવને થોડો અથવા ઘણો હોય છે અને તે આ દુનિયાંમાં જેવી રીતે જીંદગી ગુજારી હોય છે તેના ઉપર આધાર રાખે છે. દેવલોકમાં જાગ્રત્ થતાં જે શુદ્ધિ આવે છે તેને સરખાવીએ તો તે કોઇ માણસ રાત્રીએ નિદ્રા કર્યા પછી પ્રાતઃકાલમાં જાગે છે અને જેવી સ્થિતિ થાય છે તેના જેવી છે. ઘણા લોકોને એ અનુભવ થયેલો હોવો જોઇએ કે જ્યારે નિદ્રામાંથી માણસ જાગ્રત્ થાય છે ત્યારે પ્રાતઃકાલમાં થોડો કાલ આનંદપૂર્વક શાન્તિ લાગે છે. આ વખતે અગર જોકે તે પોતે શુદ્ધિમાં હોય છે તો પણ શરીર શિથિલ હોય છે અને મન પોતાનું કાર્ય કરવા ચપલ થયું હોતું નથી. દેવલોકમાં જતા જીવોની પણ એવી સ્થિતિ થાય છે. પ્રથમ ગયા પછી કેટલાક કાલ તો માત્ર સુખરૂપ આનંદજ વ્યાપી રહે છે અને તે વૃદ્ધિ પામતો જાય છે. આમ થતાં થતાં તેને એ લોકનું ઘણું ભાન આવે છે. એ વખતે તેને આત્મસંસ્કાર

અને વિશેષે કરી તેમાં પ્રયોગ કૃત્યને માટે જે જે ગોઠવણો અને રચના કરવામાં આવી હશે તેનું કાર્ય આહી છે આ અને એટલું ધ્યાનમાં રાખવાનું છે કે જેમ જેમ ઉંચે ચઢતા જઈએ છીએ તેમ તેમાં ભિન્ન ભિન્ન પ્રકાર અને ઓતપ્રોતતા વિશેષ જણાય છે એટલે આટી આપણે એક વિભાગની સામાન્ય ખાસીયતો ગણાવીએ તો પણ તેમાં વખતો વખત એટલા બધા અપવાદ અને ભેદ જોવામાં આવે છે કે તેને મુખ્ય ગણતરના પેટામાં સમાવવા કઠિન થઈ પડે છે

(આગળ ચાલુ)

---

૨

## ઉન્નતજીવન.

આહાર, નિદ્રા, ભય, મૈથુન એ ચાર વ્યાપાર સર્વપ્રાણિસાધારણ છે, અજ્ઞાનદર્શન પામતા જન્તુથી તે વિચારની અપાર રચનામાં વિચરતા મનુષ્ય પર્યંત સર્વને એ ચારે વસ્તુ સમાન છે, એટલે અંશે તો એક કીટ કે મનુષ્ય તેનામાં કશો તફાવત નથી તફાવત શાથી ઉપસ્થિત થાય છે? કેવળ ગતિમાત્રથી જેના જીવનની પ્રતીતિ થઇ શકે છે એવા અરક્ષવત્ જન્તુઓ, તેથી વધારે સામર્થ્યવાળા પક્ષી, તેથી અધિક શક્તિવાળા પશુ, તેથી અધિક શક્તિવાળા મનુષ્ય, એમ ઉત્તરોત્તર તફાવત શાથી થતો આવે છે? કીટ પતંગાદિથી મનુષ્ય સુધી જે જીવનના અનેકાનેક પ્રકાર ઉત્તરોત્તર ચઢતા ચઢતા જણાય છે તેમાં તે તે જીવનને ઉન્નત ઉન્નત બનાવનાર કીયો હેતુ છે? જે રાજર્ષિએ આ કલ્પનાને કાવ્યરૂપે ઉચ્ચારી છે તેણે તે તફાવત ઉપજાવનાર હેતુને ‘ધર્મ’ એવું નામ આપ્યું છે ધર્મને લીધે પશુ અને મનુષ્ય વચ્ચે તફાવત પડે છે, ધર્મહીન મનુષ્ય અને પશુમાં કશો ફેર નથી, એમ તેણે કહ્યું છે, અને જાણે પશુ સુધી આવીએ ત્યાં પર્યંત તો ધર્મભાવનાનો ઉદયજ નથી એમ સૂચવી, મનુષ્ય અને ધર્મભાવનાનો નિકટ સંબંધ દર્શાવ્યો છે. આમાં સંશય પણ નથી આ જે ઉચ્ચરાયું છે તે અતિ મહાન્ સત્ય છે જડ અને ચેતનનો તફાવત વ્યવહારમાં સાધારણ રીતે ચલન વલન ઉપરથી મનાય છે, ચલનવલનમાં જેમ જેમ બુદ્ધિનો ઉમેરો થતો દીઠામાં આવે છે તેમ તેમ તે તે જીવનને ઉત્તરોત્તર ઉન્નતિ આવતી જાય છે, એ બુદ્ધિનો પરિપૂર્ણ વિકાસ મનુષ્યમાં થાય છે માટે તેને સાંસારિક જીવનનું કેન્દ્ર મનાય છે પ્રથમે કેવળ ગતિજ હોય છે, ધીમે ધીમે પ્રેરણા રૂપે બુદ્ધિ ઉપજે છે, પછી કાર્ય અને હેતુના કાંઇક અસ્પષ્ટ અનુસંધાન જેવી બુદ્ધિ થાય છે, પછી સ્મૃતિરૂપે બુદ્ધિ દર્શન દે છે, ને છેવટ બુદ્ધિ પોતે પોતાને પણ વિચારી શકે એવા અનુભવમાં પક્વતા પામે છે બુદ્ધિ પોતે પોતાને જોઇ શકે, પ્રત્યેક સંવેદન, જ્ઞાન અનુભવ, તે પ્રાપ્ત થાય ત્યારે ભોગવાય એટલુંજ નહિ પણ તે સર્વનું પુનર્ગ્રહણ થઇ તેની સારાસારતાનો વિવેક થાય આ ધ્યાનને માટે હેય કે ઉપાદેયના સંકલ્પ થઈ આચારનો તથા વિચારનો નિર્ણય થાય, એ પરિપક્વ બુદ્ધિનું ચિન્હ છે આવે ક્રમે વિચારતા ‘ઉન્નત જીવન’ના પ્રકારે, વિશ્વક્રમ સિદ્ધ થતું આવે છે તે આપણે જોઈ શકીશું બુદ્ધિ અને તેના પરિપાકમાં જીવનની ઉન્નતિનો ક્રમ રચાયલો છે, એક પાસા કેવલ ગતિ અને પ્રેરણાથી આરંભી સ્વાનુસંધાન પામી શકવા રૂપ હદ પર્યંત બધા બુદ્ધિનાજ ક્રમ છે

બુદ્ધિમાંજ સર્વ ઉન્નતિનું સાધન હોવાથી શિક્ષણ, ઉપદેશ, લેખન, વાચન, આદિ

ન્યુકારો વિસ્તરે છે, ત્યારે શું એ બુદ્ધિજ પશુ અને મનુષ્ય વચ્ચેનો તફાવત ઉપજાવનાર 'ધર્મ' છે? જ્ઞાન પામવું અને તે જ્ઞાનનું પણ પુનરવલોકન કરવું એ બુદ્ધિ પશુમાં નથી એમ પંડિતોએ સિદ્ધ કર્યું છે. મનુષ્યમાં તે છે, માટે પોતે પોતાને જાણી શકે એવી બુદ્ધિ તેજ ધર્મ છે એમ કહી શકાય. 'પોતે પોતાને જાણી શકે તેવી બુદ્ધિ' તેનેજ આત્મજ્ઞાન કહેવાય છે; કોઇ પણ મનુષ્ય જેને પોતાનું, પોતાપણું જાણતો માનતો હોય તેનું તેને યથાર્થજ્ઞાન થાય, પોતાની પ્રકૃતિ, પોતાની શીલ, પોતાનાં વ્યસન, પોતાનાં શુભાશુભ વર્તન, પોતાનાં દેશકાલ સંબંધ, ઇત્યાદિનું તેને યથાર્થ એટલે સારાસારવિચારપૂર્વક વિવેકજ્ઞાન થાય, તો તે આત્મજ્ઞાનનુંજ પ્રથમ પગથીયું છે, અને એને આત્મજ્ઞાન કહેવામાં બાધ નથી. કારણકે એવું જ્ઞાન ન થાય ત્યાં સુધી 'આત્મા' જે સમગ્ર વિશ્વની એકતાનું એક સૂત્ર છે તેનો અનુભવ તેને આવી શકતો નથી, વિશ્વમાત્ર સાથે પોતામાં પણ જે સામાન્ય અંશ છે, જે નિત્ય અનિવાર્ય અંશ છે, તેને ઓળખી તેમાંજ સ્થિતિ રાખવાને મનુષ્ય યત્નવાન્ થતું નથી; પોતાના આગંતુક અને અનિત્ય વિકારી અંશોને નિત્ય અને અવિકારી અંશોના વશમાં આણી પરિણામે અવિકારી અંશોમાં મેળવી લેતાં શીખતું નથી. આમ છે એટલે પોતે પોતાનું પુનરવલોકન કરી શકે તેવી બુદ્ધિ અર્થાત્ આત્મજ્ઞાન તેજ ધર્મ છે અને તે ધર્મ કરીને મનુષ્યો અને પશુઓ વચ્ચેનો તફાવત પડાય છે; ઉન્નત જીવનનો મર્મ હાથ આવે છે.

ઉન્નત જીવનનો માર્ગ આત્મજ્ઞાન છે એમ સિદ્ધ થાય છે. એ આત્મજ્ઞાન તેજ ધર્મ છે? પોતાના સ્વરૂપને જાણી પ્રકૃતિ ઉપર પોતાનો અધિકાર સ્થાપવો એટલામાંજ ધર્મની સમાપ્તિ છે? ઉન્નત જીવનની પરાકાષ્ઠા છે? દુઃશીલવાળી પ્રકૃતિને નિયમમાં લાવી સુશીલ અને સુમાર્ગગામી કરી પૂર્ણ નીતિમાન્ રહેલો સાધુ પરિપૂર્ણ ધાર્મિકતા અને ઉન્નત જીવનને પામ્યો છે એમ કહેવાશે? દુઃશીલવાળાં દુરાચારી અધાર્મિક ને તેથી પશુવર્ગથી અભિન્ન એવાં મનુષ્યો કરતાં તો તે સાધુ અનેક પ્રકારે ઉન્નત અને ધાર્મિક છે; પરંતુ ઉન્નત જીવનની જે ભાવના આપણે બાંધવી છે ત્યાં સુધી એકલી સાધુતાજ લેઈ જઈ શકતી નથી. ધર્મના અંગની કેવલ વિશુદ્ધ ચારિત્ર અને નીતિમાન્ વ્યવહાર એટલાથી સમાપ્તિ થતી નથી; આત્મજ્ઞાનની એ છેલી સીમા નથી. આત્મજ્ઞાન અને ઉન્નત જીવનના માર્ગનો એ મધ્ય મુકામ છે એટલું ખરૂં, પણ એજ અંત છે એમ નહિ. મનુષ્યની અને સમગ્ર વિશ્વની પરિપૂર્ણ ઉન્નતિ, તેના વિચારમાત્ર તેના આચારમાં પ્રત્યક્ષ પ્રકટે તેમાંથી થતી જાય છે; જ્યાં સુધી પ્રતારણાનો લેશ પણ વ્યવહારમાં રહેશે, વિચાર અને આચારનો જ્યાં સુધી વિયોગ રહેશે, ત્યાં સુધી વ્યષ્ટિનું કે સમષ્ટિનું, કોઇનું, કલ્યાણ થનાર નથી. એનું કારણ સ્પષ્ટ છે. વિચાર અને આચારની એકતાથી જે ભવ્ય કર્તવ્ય અને સ્વાર્પણનો (એટલે કે પોતે જ્યાં હોઇએ ત્યાં પ્રાપ્ત થતા કર્તવ્યને કરવામાં પોતાપણાનો અર્થાત્ સ્વ અને સ્વ અર્થનો ભોગ આપવાનો) સંભવ છે તે, સિદ્ધ ન થવાથી, પ્રતારણા, સંકોચ, ભય, શંકા, અને કૃપણતાજ વ્યવહાર પરમાર્થ સર્વની નિયામક રહે છે, અને ઉન્નત જીવન કે ધાર્મિકતા એકે આવવા દેતી નથી. અને આત્મજ્ઞાન પણ, કેવળજ બુદ્ધિનો અર્થ કરતાં આપણે કહી આવ્યા તેમ, પોતાના સ્વરૂપને ઓળખી સમગ્ર વિશ્વ સાથે પોતામાં જે સમાન અંશ છે તેને વળગી, પોતાને સર્વથી ભિન્ન રાખનાર અંશોને સમાન

માં આવેલાં છે તેનો વિશેષે કરી ખુલાસો કરી શકે તેમ છે. અને તેમ કરતાં સંસ્કાર આધીન ક્વચિત્ ક્વચિત્ મનુષ્યોને અપરોક્ષને અર્થે અધિક શ્રમ લેવાની રુચિ થવાનો પણ સંભવ છે.

પ્રત્યગાત્માની ઉત્પત્તિનું સ્પષ્ટ જ્ઞાન થવા માટે આપણે મનુષ્ય જાતના આરંભકાલથી અવલોકન કરતા આવવું જોઇએ, એટલુંજ નહિ પણ મનુષ્ય તરીકે આત્માનો પ્રભાવ હજુ થયો પણ નહિ હતો તે કાલપર્યંત પોહોચવું જોઇએ. "સિક્રેટ ડૉક્ટ્રિન" યાને ગુપ્તવિદ્યાના પુસ્તકમાં તેમજ પ્રચલિત ધર્મશાસ્ત્રોનાં પુસ્તકોમાં તમે વાંચ્યું અથવા શ્રવણ કર્યું હશે કે મનુષ્યની પ્રથમ પંક્તિનાં માણસોનાં શરીર ચંદ્રલોકમાંથી જે રૂપ તેઓને પ્રાપ્ત થયું હતું તે પ્રમાણે બંધાયાં હતાં. મનુષ્યજાતનું મૂલ પિતૃઓ છે. તેઓએ સૂક્ષ્મરૂપ આપ્યું અને તે દ્વારા તથા તેની સાહાય્યથી સ્થૂલનું બંધારણ થતું ગયું. આ પિતૃઓ ચંદ્રલોકના નિવાસી હોવાથી તેઓને ચંદ્રલોકના પિતૃ કહેલા છે. એ સંબંધી બહુ વિગત અત્યારે આપતાં અતિ લંબાણ થાય તેથી તે વાત આટલેથીજ બંધ રાખશું. તોપણ એટલું જણાવવાની જરૂર છે કે તેમનું અસ્તિત્વ આજ પણ આપણી આસપાસ જોવામાં આવે છે. એ વાત તો સંપૂર્ણ રીતે સર્વમાન્ય છે કે ચંદ્રની આ પૃથ્વિ ઉપર નિરંતર અને ચોક્કસ અસર થયાં કરે છે. વળી એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે સૃષ્ટિરચનાની ઘણી ખરી કાલગણના આફ્ક તેને નિમેલ છે. આજ લાખો વર્ષ થઈ ગયા છતાં તે નિયમ ચાલ્યો જાય છે એટલાથીજ જ્યારે પ્રાચીન ગ્રંથોમાં પૃથ્વિ અને ચંદ્ર વચ્ચે અને મનુષ્યજાતના પૂર્વજો અને ચંદ્રમાં પુરાતન કાલમાં વસનારા લોકોના રૂપ વચ્ચે કાર્યકારણભાવસંબંધ વિષે વાંચવામાં આવે છે ત્યારે આપણને કાંઈ આશ્ચર્ય લાગતું નથી.

પ્રથમ જે ત્રણ આવર્તન આ પૃથ્વિના ગોળા ઉપર થઈ ગયાં તે વિષે અંહી વધારે કાંઈ કહેવાનું નથી. પણ એટલુંજ કહેવું બસ છે કે તે થઈ રહ્યા પછી ચોથા આવર્તન સમયે આપણે હાલ જે ગોળા ઉપર વસીયે છીએ તેમાં ઉત્પન્ન થયેલી મનુષ્યજાતિની પ્રથમપંક્તિને ખીલવવા માટે ચંદ્રલોકના પિતૃઓએ પોતાના સૂક્ષ્મ રૂપનું આરોપણ કર્યું. એ રૂપ છાયારૂપ હતાં અને સૂક્ષ્મ વાયુપ્રકૃતિનાં હતાં. કોઇને એવી શંકા થાય કે સ્થૂલ પહેલાં સૂક્ષ્મ કેમ? તેને માટે એવું સમાધાન છે કે એ સૂક્ષ્મના સાધન વિના કોઈ પણ પ્રકારનું જીવનશક્તિનું કાર્ય, વિદ્યુતશક્તિ, આકર્ષણશક્તિ, અથવા કોઈ પણ પ્રકારે પ્રાણનું વહન જે શરીરના સર્વ વ્યવહારમાં અગત્યનો ભાગ લે છે તેનો સંભવ નથી. સ્થૂલ રજકણોને આકર્ષવા માટે તેમજ તે એકઠાં થયાં પછી યોગ્ય વ્યવસ્થામાં રાખવા માટે જે શક્તિની તથા તેનું યથાસ્થિત કાર્ય થવાની આવશ્યકતા છે તે સૂક્ષ્મ વાયુના પ્રથમ બંધારણ વિના થઈ શકતી નથી, માટે સૂક્ષ્મ ક્રમમાં પહેલું બંધાય છે. ખરી રીતે જોતાં પ્રત્યેક સ્થૂલ રજકણ ફરતું સૂક્ષ્મવાયુનું પડ હોય છે અને તે એ રજકણમાં પણ વ્યાપી રહે છે. સારાંશ, એ છે કે સ્થૂલનું બંધારણ ટકી રહેવા માટે અને તેને જોઇએ ત્યારે સ્થૂલ રજકણો લેવા માટે જે શક્તિ શરીરમાં રહેલી છે તે એ સૂક્ષ્મ પડદ્વારાજ કાર્ય કરે છે.

મનુષ્ય જાતિની પહેલી અને બીજી પંક્તિના સમયમાં તો સ્થૂલ શરીર, યક્ષકિન્નરાદિના તરફથી તૈયાર કરવામાં આવ્યાં હતાં. જેને આપણે ઉપરનું ખોળીયું કહીયે છીએ જે

શ્વાસોચ્છ્વાસાદિ પામ્યો છે તે તેઓએ ધાર્યું હતું. મનુષ્યજાતિની પ્રથમ પંક્તિમાંથી બીજી થઈ અને બીજીમાંથી ત્રીજી થઈ. એમ ક્રમે ક્રમે થતું આવ્યું તેમાં ભંગ થયો નહિ હતો. કોઈ પણ સમયે કેવલ નવીન સૃષ્ટિ થઈ નથી. જે થયું તે ચોક્સ હેતુ પ્રમાણે અને અનુક્રમ પ્રમાણે થયું. આ શરીરમાં જે સામગ્રીનો ઉપયોગ કરવામાં આવ્યો તે પૂર્વે યુગાન્તરમાં ખનિજ, ઉદ્ભિજ્જ, અંડજ જરાયુજ ઉત્પત્તિ થયેલી તે દ્વારા યોગ્ય રચના થયેલી તે હતી. તેનાં રજકણો જ અંતર્ગત વિકાર પામે છે અને તે મનુષ્યનાં શરીર માટે કામમાં લેવામાં આવે છે. કારણ કે જ્યારે તે રજકણો ઉચ્ચ પંક્તિના પશ્વાદિ તથા મનુષ્યનાં શરીરમાં કામે લગાડવામાં આવે છે ત્યારે એ વિકાર થવાની આવશ્યકતા છે.

આપણે જે સમયની જીવાત્માની સ્થિતિ વિષે આ પૃથ્વિ ઉપર તેનો આગમનની ચર્ચા કરવા ધારેલું છે તે સમયે મનુષ્યરૂપે પુનરપિ પ્રથમ પ્રવેશ કર્યો હતો, એટલે પ્રથમ પંક્તિ થઇ પછી બીજી થઇ તે જવા દઈ આપણે ત્રીજી પંક્તિએ આવીએ. આ પંક્તિ એપ્રમિત કાલ થયાં ક્રમે ક્રમે અને ધીમે ધીમે ખિલતી આવતી હતી. તે સમયમાં અન્ય પશ્વાદિ જીવો પણ ખિલતા હતા. પ્રથમની અને બીજી પંક્તિમાં સ્થૂલ અને સૂક્ષ્મ શરીરની વ્યવસ્થા બંધાતી આવી અને ત્રીજી પંક્તિ થઇ ત્યારે તન્માત્રાઓ જમતું થઈ આપણાં મનુષ્યનાં તેમજ પશ્વાદિનાં શરીરમાં તે દ્વારા સર્વ વિકાર, સંસ્કાર, ઈત્યાદિ બહિર્ જ્ઞાન થઇ અંતરમાં પોહોચે છે. બહિર્ સૃષ્ટિના આઘાત શરીરનો ઉપરનો ભાગ ગ્રહણ કરે છે. ભિન્ન ભિન્ન આઘાત ગ્રહણ કરવા માટે તે શરીરના ભિન્ન ભિન્ન ભાગો યોગ્યતા પ્રાપ્ત કરે છે. એ ભાગોને આપણે ઈંદ્રિયો કહીએ છીએ. પરંતુ એ ઇંદ્રિયો જ્ઞાન ગ્રહણ કરનાર નથી. તેઓ તો માત્ર અમુક અમુક પ્રકારની ગતિ પોતપોતાને અનુકૂલ હોય તેવીજ ગ્રહણ કરે છે. એટલે તે ગતિને મૂલ ઈંદ્રિયને ફરી પોહોચાડવાનું હજી બાકી રહે છે. એ મૂલ મગજમાં રહેલી માનવામાં આવે છે તેમ નથી, પણ તેથી આગળ, ઉંડાણમાં સૂક્ષ્મદ્વારા પોહોંચાડવાની છે. આ સ્થાન જે ત્રીજું શરીર કહેવામાં આવ્યું તે, ઇંદ્રિયોનું મૂલ સ્થાન છે. આ પણ એક શરીર છે અને ત્યાં વિદ્યુત્ તથા આકર્ષણશક્તિના વહન વડે એ સર્વ કાર્ય થાય છે. આપણે જેને લાગણી કહીએ છીએ. તેની અને તે ઉત્પન્ન કરનાર આઘાત વચ્ચે તેમજ ચક્ષુ ઉપર પોહોચતી પદાર્થની ગતિ અને દર્શન તેની વચ્ચે વખતે ભંગ પડે એમ બને છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધાદિ જ્ઞાન પ્રાપ્ત કરવાની શક્તિ એ શરીરમાં સ્થિત થયેલી છે. એ શરીર મનુષ્યમાં છે તેમ પશ્વાદિ અન્ય પ્રાણીઓમાં પણ છે. આપણી આસપાસ રહેનારાં પ્રાણીઓમાં તેના અસ્તિત્વનો અનુભવ પણ આપણને થાય છે. એ પ્રાણીઓને લાગણી થાય છે અને તેઓમાં વિષયવિકાર, ઉર્મિઓ, તથા ક્ષુધા તૃષાદિ ઈચ્છા પ્રદર્શિત થાય છે. તેઓમાં ક્રોધનો વિકાર જોવામાં આવે છે. તેઓમાં મૈથુનની ઇચ્છા જોવામાં આવે છે. આ સર્વ વિકારના સમૂહનો પ્રકાશ કરનાર જે શરીર છે તેને કામ-રૂપની સંજ્ઞા અપાય છે.

કામ પ્રાણીમાત્રમાં ઉદ્ભવ પામે છે અને વૃદ્ધિ પામે છે. સૃષ્ટિમાં ક્રમાનુસાર વૃદ્ધિ થયે જાય છે તેમાં એક વાત નિશ્ચય છે કે અમુક અંશે વૃદ્ધિ પામેલા જીવાત્મામાં તેનાથી

ઉપરની પંક્તિમાં જવાનાં બીજનું અસ્તિત્વ સર્વદા રહેલું છે. ગમે તે સ્થાને ઉભા રહી ધ્યાન કરશો તો જણાશે કે તેનાથી ઉપરના સ્થાનના બીજ ત્યાં છે અને એવો આગળ વધારો થયા કે તેમાંથી નવીન વ્યક્તિ નીકળી આવશે વસ્તુમાત્રમાં આ લક્ષણ હોય છે. અને બીજમાં સુધારો થતાં વ્યક્તિરૂપમાં વધારો થાય છે. વનસ્પતિ; પ્રાણી, મનુષ્ય ગમે તેને અવલોકો તો એજ જોવામાં આવશે કે તેને આગળ વધવાનુ હશે તો ભવિષ્યમાં થનાર વ્યક્તિ–રૂપના સહાયકારક બીજનો અંશ તેમાં હશેજ અંશ કહેવામાં આવે છે તેનું કારણ એટલું છે કે તે અંશ શક્તિમાત્ર હોય છે.

એ અંશનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે સૃષ્ટિના આરંભકાલ પર્યંત જઈ લક્ષ કરવાનુ છે તે સમયે વિરોધાભાસવાળાં દ્વંદ્વ ઉત્પન્ન થયાં અને તેમનો પ્રથમ ઉત્પત્તિ સમયે સમાવેશ થઈ ગયો. બન્નેનો એક બીજાથી વિરુદ્ધ સ્વભાવ હોય તે બે છેડા બતાવે છે. તેમા એક કર્તા એક ભોક્તા છે. એક તીવ્ર છે એક મંદ છે. એક પ્રવૃત્તિ કરે છે અને એક રૂપ પ્રદર્શિત કરે છે. સૃષ્ટિમાં આ બેનો એવો અભેદ છે કે સર્વત્ર એ બન્ને સગાતેજ જોવામાં આવે છે. જગતમાં આ લોક તેમજ અન્ય લોક પણ આના વિનાનું નથી. અને એ બેના સંયોગ વિના કાંઈ પણ નવીન ઉત્પત્તિ અથવા વૃદ્ધિનો સંભવ નથી. એ થવા માટે કાર્ય કરનાર શક્તિ અને તેનાથી ખીલનાર રૂપ બન્નેની સમાન આવશ્યકતા છે. આપણે ગમે તો તેને સ્ત્રી પુરુષ કહીએ કારણ કે સ્થૂલ સૃષ્ટિના વ્યવહારમાં પણ એ નિયમ જોઈએ છીએ; ગમે તો તેને માતપિતા કહો; અવશ્યની વાત એટલીજ છે કે એ બે અને એ બન્નેનો અભેદ પૂર્ણ રીતે લક્ષમાં રાખવો એટલે પ્રત્યગાત્માનુ મૂલ સમજી શકાય.

હવે તેની ક્રમાનુસાર વૃદ્ધિ ધ્યાનમાં રાખવાની છે. એ વૃદ્ધિ દેખીતી રીતે રૂપની છે; અને અદૃશ્યલોકમાંથી આવે છે અને કામરૂપ પર્યંત આગળ વધે છે. એ રૂપ મનુષ્ય તેમજ અન્ય પ્રાણીઓમાં સામાન્ય છે એ પણ એક વાત લક્ષમાં રાખવાની છે. કામરૂપ ઈંદ્રિયજન્ય જ્ઞાનથી બંધાય છે. તે વડે બહિરના આઘાત ગ્રહણ થાય છે અને તેને લાગણીરૂપે અંદર પોહોચાડે છે. ચિત્શક્તિનુ મૂલ પણ તેમાંજ છે. બહિરથી આવતી ગતિને ગ્રહણ કરવાની શક્તિ જ્યાં હોય ત્યાં ચિત્શક્તિ બીજરૂપે હોવીજ જોઇએ. એ ગ્રાહકશક્તિ વૃદ્ધિ પામી જ્યારે તે સાથે લાગણી થવા માંડે છે ત્યારે મનનુ બીજ પ્રદર્શિત થયું એમ સમજવું. મનનુ બીજ સમજવાનુ એટલા માટે કે તે સમયે તેમાં ગ્રાહકશક્તિ હોય છે પણ ઉત્પાદક શક્તિ હોતી નથી એમ કરતાં મન વૃદ્ધિ પામે છે. આપણે જો જંગલી અને પાળેલાં પ્રાણીઓનો મુકાબલો કરશું તો આશ્ચર્યજનક ભેદ જણાઇ આવશે. જેને આપણે મનશક્તિ કહીએ છીએ તે જંગલી કરતાં પાળેલાં પ્રાણીઓમાં વિશેષ જોવામાં આવશે. આનું કારણ બહુ સાદુ છે એમ આગળ જતાં આપણે જોઇશુ; જે જંગલી પ્રાણીઓ મનુષ્યના જરા પણ સમાગમમાં આવ્યાં હોતાં નથી તે જગતના બહિર આઘાતને બહુ સારી પેઠે ગ્રહણ કરે છે, પણ તેમા જરા પણ સમજ અથવા વિચાર જોવામાં આવશે નહિ. બહિર આઘાત અને અંતર લાગણીનો સંબંધ જરા પણ તેનામાં દેખાતો નથી માત્ર જ્યાં સુધી તે વસ્તુ તેની સમીપ હોય ત્યાં સુધી તેને તેનુ ધ્યાન રહે છે. અથવા કોઇ ઇંદ્રિયજન્ય ઇચ્છા પૂરી પાડવાની હોય છે ત્યારે તે પ્રતિ

તેનું ધ્યાન જાય છે. કોઈ પણ એવા પ્રાણીના દષ્ટિએ તેના આહારની વસ્તુ પડશે તો તેને ક્ષુધા નહિ વ્યાપી હોય તો પણ તે પ્રતિ તેને દોરી લઇ જશે, અથવા ક્ષુધા વ્યાપી હશે ત્યારે આહારની વસ્તુ સમીપ નહિ હોય તો તેની શોધમાં જવાને પ્રેરાશે. સારાંશ એ કે વનચર પ્રાણીઓમાં વિચારશીલ કૃત્ય જોવામાં આવશે નહિ. તેઓનાં સર્વ કૃત્ય શરીરની હાજતો પૂરી પાડવા માટે જે વિકાર થાય છે તેથી થાય છે અથવા તો કોઇ વસ્તુ દૃષ્ટિએ પડે છે તે તેને અમુક કૃત્ય કરવા ઉશ્કેરે છે. એટલે તેઓમાં આપણે સામાન્ય રીતે જેને મન કહીએ છીએ તેનું અસ્તિત્વ જણાતું નથી. મનનું સર્વથી પહેલું અને છેક થોડું કાર્ય જ્યારથી અંતર્જ્ઞાન અને બહિર્ વસ્તુનો સંબંધ જોડતાં શીખાય છે ત્યારથી થવા માંડે છે. એથી કરી એક વખત જોયેલી વસ્તુની દૃષ્ટિ સમીપ નહિ હોય તો પણ તેનું સ્મરણ રહે છે અને તે વડે જે સંબંધ એક વાર બાંધેલો હોય તે પ્રમાણે કાર્ય કરાય છે. આ ક્રિયાને સમજ અને સ્મરણ કહેવામાં આવે છે.

ઉપર આપણે કામનો પ્રભાવ અને મનનો ઉદ્ભવ સૂક્ષ્મ રીતે થાય છે એ વાત કહેલી છે. હવે ચિત્શક્તિ એથી આગળ ખીલવા માટે કાંઇક બહારના આઘાતની આવશ્યકતા રહેલી છે. ઇશ્વરનો અંશ પ્રકૃતિના સંયોગમાં આ કરતાં આગળ વધી શકતો નથી. અર્થાત્ હવે ઉગવા માંડે છે. કામરૂપમાં મનનું બીજ થયું. આ સૃષ્ટિમાં માતા, ભોક્તાને પોષકશક્તિ કહેવી જોઇએ. આ વાત સારી રીતે સમજવા માટે ઉદ્ભિજ્જશાસ્ત્રનું દૃષ્ટાંત કહેવામાં આવે છે. જેઓને એ શાસ્ત્રનું કિંચિત્ જ્ઞાન હશે તેના જાણવામાં હોવું જોઈએ કે પ્રત્યેક વનસ્પતિમાં તેનાં ઈંડાં હોય છે. અને તેમાંથી બીજ ઉદ્ભવે છે. આ ઇંડાં માદાવર્ગના છોડમાં હોય છે. એટલે જો તેના પ્રતિ કાંઈ કાર્ય થાય નહિ તો તે જેમનાં તેમ રહી જાય છે. અને કાળે કરી સુકાઇ જાય છે અને નાશ પામે છે. એની અંદર નવાં વૃક્ષ થવાનાં સર્વ બીજ છે અને પોષણ કરવા માટે જોઇતો પદાર્થ રહેલો હોય છે. તેણે ખોરાકનો સંગ્રહ કરી રાખેલો હોય છે અને જો કોઈ નવીન છોડ પેદા થાય તો તેને પોષવા તેનામાં સામર્થ્ય છે. પણ તેમાં મુખ્ય વાત એ છે કે કોઈ પણ વૃક્ષવ્યક્તિ એ ઈંડાંમાત્રથી ઉદ્ભવી શકતી નથી. તેમ થવા માટે નરવર્ગના છોડમાંથી અમુક રીતે સંયોજન થવાની જરૂર છે. આ રજ રૂપે આવી મળે છે. તેની સૂક્ષ્મ નલિકા ઈંડામાં પ્રવેશ કરે છે. અંદરની સૂક્ષ્મ નલિકા સાથે તેનો સંયોગ થાય છે. અને તે સંયોગથી એક નવીન વ્યક્તિ ઉદ્ભવે છે જે બીજરૂપે પ્રદર્શિત થાય છે. એ બીજ થોડા કાલ પછી પોતાનાં મૂલ માબાપનાં લક્ષણ દેખાડવા લાગે છે. તે માબાપથી જુદું પડે છે અને પોતાની સ્વતંત્ર જીંદગી ભોગવે છે. તે ફરી પોતાનાં મૂળ, થડ, ડાળીઓ, પાંદડાં સર્વનો પ્રસાર કરે છે. આનો આરંભ બે સૂક્ષ્મ નળિકાના સંયોગથી થયો એ તો ધ્યાનમાં રહ્યું હશે. એ બે પ્રથમ ભિન્ન સ્વભાવની હતી. એકનો સ્વભાવ કર્તા, આઘાત કરનાર, ફલરૂપ કરનાર ઇત્યાદિ કર્તૃત્વનો હતો અને બીજીનો ગ્રાહક, પોષક, ધારકત્વનો હતો એટલે બે પ્રકારનાં સ્વભાવનાં લક્ષણ તેમાં હતાં. આ પોષક લક્ષણવાળો ભાગ ચંદ્રલોકમાંથી આવી એટલે અંશ રોહાયો. એ વિભાગને રૂપવિભાગ કહ્યો. એટલે તેમાં બે વાતનો સમાવેશ થયેલો જોવામાં આવશે. એક તો તે ભોક્તા છે એટલે બહિર્ આઘાત ગ્રહણ કરે છે અને તેમાં જે જે ક્રિયા થાય છે તે બહિર્ વિકારને અનુસરી થાય છે.

અર્થાત્ રાજપુરુષોએ તેમજ વ્યાવહારિક ચતુર જનોએ સમષ્ટિભાવના પ્રાપ્ત કરી સમષ્ટિનું નીતિયુક્ત કર્તવ્યપારણ હોય તેને હાથ લેવું જોઇએ. પ્રત્યેક વ્યક્તિએ પોતાનો વિચાર સમગ્ર મનુષ્યવર્ગના એક રૂપે કરવો જોઇએ, અને પોતાની નીતિ સમગ્ર મનુષ્યવર્ગની નીતિના પ્રતિબિંબ રૂપે યોજવી જોઇએ પ્રત્યેક વ્યક્તિને માટે જે નિયમ છે તે પ્રત્યેક રાજ્ય કે મંડળી કે નાતને માટે પણ સત્ય છે એમજ જેને આપણે ગત અંકમાં 'પરમ' અને 'સાપેક્ષ' કર્તવ્યના નામથી સમજાવી આવ્યા છીએ તેનું કાંઇક ભાન થઈ શકે છે અને ખાનગી તથા વ્યાવહારિક નીતિનો ખોટો ભ્રમ ટળી જઈ, મન કર્મ વાણીની એકતા રૂપ પરમ નીતિમાર્ગ હાથ થાય છે.

---

## ૪

## રાજ્ય.

**૧ રાજદ્રોહની કલમમાં સુધારો**:—તા. ૨૮ મી જાન્યુઆરીના 'ઇંડિયા' ના અંકમાં આ વિષય ઉપર કેટલીક ટીકા કરવામાં આવી છે. આપણે જાણીએ છીએ કે આ દેશમાંથી બધે ઠેકાણેથી આ નવા સુધારા વિરુદ્ધ સરકારને અરજીઓ થવા માંડેલી છે. નવા સુધારાથી જે જે નુકસાન થશે તે હવે કોન્ગ્રેસે પોતાના ઠરાવમાં વર્ણવેલાં છે એટલુંજ નહિ પણ એવો સુધારો કરવાની હાલમાં જરૂર હતી કે નહિ એ પણ વિચારવા જેવું છે ટાઇમ્સ ઓફ્ ઇંડિયા લખે છેઃ—

"મુંબઈ હાઇકોર્ટમાં હાલની રાજદ્રોહની કલમનો જે અર્થ થયો છે તે ધ્યાનમાં રા-
"ખી સરકારે એ કલમ સુધારવાની આવશ્યકતા જણાય ત્યાં સુધી તેને એમની એમ ર-
"હેવા દીધી હોત તો સારુ હતુ."

અંગરેજ પ્રજા સર્વ કરતાં સ્વતંત્રતાને ચહાનાર પ્રજાઓમાં પ્રધાનપદ ભોગવે છે. ગુલામગિરિનો ધધો દુનીયાંમાંથી નાબુદ કરાવ્યાનુ અને કરવાનું યોગ્ય માન પામેલી છે, મનુષ્યમાત્રના સુખને અર્થે યત્નવાન્ રહે છે, અને હિંદુસ્તાનને પ્રાપ્ત કર્યા પછી, જાણે ઈશ્વરેચ્છાએજ એ દેશ ઉન્નતિને માર્ગે ચઢાવવાને અર્થેજ પોતાના રક્ષણમાં આપ્યો છે એમ માનવાનો દાવો કરે છે. આજ સુધીમાં અંગરેજી રાજ્યે સલાહ શાન્તિ આપવા ઉપરાંત દેશના વ્યાપાર ધધાને ખીલાવવામા તેમજ પ્રજાની માનસિક સ્થિતિ સુધારવામાં ઘણો યત્ન કરેલો છે. એ યત્નનુ ફલ એવુ આવ્યું છે કે આ દેશના આગળ પડતા જનો અંગરેજી રાજ્ય સાથેજ પોતાની અને પોતાના દેશની ઉન્નતિને સંપૂર્ણ રીતે જોડાયલી માનતા થયા છે; એ રાજ્યના વહીવટમાં પોતાને અને પોતાના દેશને જે જે પ્રતિકૂલતા હોય તે સરકારને નિવેદન કરવા લાગ્યા છે. વર્તમાનપત્રોમાં અને જાહેર ભાષણોમાં આવી ફરીઆદો ઘણીવાર પ્રકટ કરવામાં આવે છે, ને તેથી સરકારને હાનિ થવા કરતાં લાભ થવાનોજ

અસ્પષ્ટ છે એ સ્પષ્ટ છે આ સ્થિતિ અટકાવવામાં કેટલી હાનિ છે તે બંગાળાની હાઈકોર્ટના ચીફજસ્ટિસ સરી ચર્ડ ગાર્થના શબ્દોમાંજ કહીએ—

"હુ એટલુજ કહી શકુછુ કે દેશીપત્રો હુ પ્રત્યેક અઠવાડીએ વાચતો, અને તેમા મને, "રાજ્યદ્રોહ કે અપ્રીતિ કે અંગરેજી અમલ ઉપર અરુચિ જેવુ કાંઈ જણાતુ નહિ જે "મને જણાતું અને જે જોઇને હુ ખુશી થતો તે એટલુજ કે સરકારી અમલદારોમાના કે- "ટલાકની રીતભાત ઉપર તેમને ઘટે તેવી યોગ્ય ટીકા થયેલી હોય. મને લાગે છે કે આવી "ટીકાનેજ સરકાર દબાવી દેવા ઇચ્છિા રાખે. પણ હુ એમ માનુછુ કે સરકારી અમલદારોની "ગેરવર્તણુકને હિંદી પ્રજાના ધ્યાન ઉપર તેમજ ન્યાયની અદાલતોના ધ્યાન ઉપર લાવવાનો 'એટલો એજ યોગ્ય માર્ગ છે."

છતાં આવા માર્ગને બધ કરવાથી અસતોષ અને અન્યાયથી થતી ઉશ્કેરણી અદર ને અદર દબાઈ રહેશે તેથી રાજા પ્રજા કોઇને લાભ થવાનો સભવ નથી અગરેજી રાજ્ય આટલે સુધી સ્વતત્રતાની વિરુદ્ધ થવાનુ કહે એ વાત કોઇને પણ આશ્ચર્ય ઉપજાવે તેવી છે. મી. બેનરજી કહે છે કે:—

"અગરેજોને સ્વતત્રા ઉપર જે પ્રેમ છે તેને અત્યત ન શોભે તેવી રીતે આ બાબતમાં "અમારી સાથે વર્તવામા આવે છે"

'ઇંડિયા' નો તત્રી તે ઉપર ઉમેરે છે—

"મી. બેનરજી જેવા પ્રતિષ્ઠિત અને ચારિત્રવાન પુરૂષના આ ઉદ્ગાર જે રાજ્યે પો- "તાની અક્કલ છેકજ ગુમાવી ન હોય તે રાજ્ય તો લક્ષમા લેઈ, પોતાની ધારણામા અટકે."

આ રાજદ્રોહના ખીલ વિરુદ્ધ આખા હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધીની પ્રજાએ સરકારને અરજીઓ કરેલી છે અને વીલાયતમા પણ લીબરલ પક્ષના રાજકીય પુરુષો તેમ વર્તમાનપત્રોમા ચર્ચા ચાલી રહી છે. કલકત્તાવાળુ અમૃતબજારપત્રિકા ધારે છે કે સરકાર પણ એ બીલને એકદમ પસાર કરતાં વિચારમાં પડી છે, પણ સેક્રેટરી ઓફ સ્ટેટ- ની ભલામણથી આ બીલ ઉભુ થયેલુ હોવાથી, હાલ તુરત તેનો શો છેડો આવે છે એ બહુ ચિંતા રાખવા જોગ છે સર્વ કોઇ શુભચિંતક અને બ્રિટિશ રાજ્યને ખરા દિલથી ચહાનાર આ બીલ રદ થાય એજ ઇચ્છશે.

આવી રીતે અનેક અનેક પ્રકારે અનિષ્ટ ગણવા યોગ્ય આ બીલ નામદાર વાઈ- સરોયની ધારાસભામાં પસાર થયું એવા દિલગીરી ભરેલા સમાચાર, આ અંક છપાતાં છપાતાંજ મળે છે!

**૨. સરહદની લડાઈનો ખર્ચ:**—સર માઈકલ હીકસબીચ જે વીલાયતની સરકારની એક્સચેકર (તીજોરી) ના પ્રધાન છે તેમનુ કહેવુ એમ થયુ કે હિંદુસ્તાનની સરહદ પાર જે લડાઇઓ થાય તેનો ખર્ચ ઇગ્લડે આપવો વાજબી ગણાશે પરતુ આવા તેમના ઉદ્ગા-

રથી હું પામવાનો સમય આવે તે પહેલા બે રીતે આપણને અત્યંત ના ઉમદી બરેહી ખબર મળી છે હિંદી સરકાર પોતેજ એમ કહેવા નીકળી છે કે અમારે નાણાની જરૂર નથી, લશ્કરનો ખર્ચ ધાર્યા કરતાં ઓછો થયો છે અને આવતે વર્ષે ઉપજ એટલી બધી સારી થવાની આશા છે કે માફક રીતે રહી શકશે આવી સ્થિતિમાં વીલાયતની તીજોરી હિંદુસ્તાનની તીજોરીની મદદે ન આવે તો તેમા કોનો દોષ કહી શકાય? પણ વીલાયતની તીજોરીવાળાજ એક બીજો વિભાગ એવો આગ્રહ કરે છે કે હિંદુસ્તાનની સરકારને વીલાયતની તીજોરી મદદ કરનાર છે એવી આશાજ આપવી ન જોઇએ કેમકે જો એવો દાખલો પડયો તો પછી હિંદુસ્તાનની સરકાર ખર્ચની હદ રાખી શકે નહિ આ રીતે, લોકોની સ્થિતિ ગમે તેવી હોય તથાપિ પણ હિંદી અને વીલાયતની સરકાર વચ્ચે આ વાતનો બહુ નિરાશાજનક રેલો નીકળવાની અતિ ખેદકારક સંધિ આવ્યાની ખબર 'ઇંડિયા' આપે છે આ ઉપર વીલાયતનાં કેટલાક વગવાળા પત્રો ઘણી સખ્ત ટીકા કરે છે તા ૧૧મીનું 'ઇંડિયા' ખબર આપે છે કે પાર્લામેંટમાં એ બાબત ચર્ચાઈ જઈ, મદદ ન આપવી એવું નિશ્ચય પણ આવી ગયું છે।

૩ **ચાંપેકરને ફાંસી:**—પુના વાળા મી. રેંડ અને લેફટેનંટ આયર્સ્ટનાં દિલગીરી ભરેલા ખુન કરનાર ખુની ચાંપેકરને ફાંસીની શિક્ષા થઇ છે, અને તેના ઉપર ચાલેલાં કામમાંથી કશી જાણવા જોગ હકીકત બહાર આવી નથી જ્યારે નાતુ ભાઇઓને 'રાજકીય કારણો' માટે એકદમ કેદ કરવામાં આવ્યા અને મી ટીલક ઉપર રાજ્યદ્રોહનો કેસ ચલાવવામા આવ્યો ત્યારે હિંદી પ્રધાન લોર્ડ જોર્જ હેમિલ્ટન પાર્લામેંટમા એમ બોલ્યા હતા કે પુનામાં અંગરેજી રાજ્ય ઉથલાવી નાખવા એક મોહોટું કાવતરૂં બ્રાહ્મણોએ રચ્યું છે આ બાબતનું કશું એ ખુનોની તપાસમાંથી પણ નીકળ્યું નથી, હવે પાર્લામેંટની બેઠક શરૂ થઇ છે તો તેમા હિંદી પ્રધાને એક અતિ ઉપયોગી અને આગળ પડતી જાત ઉપર મૂકેલા આવા ગંભીર આરોપનો શો ખુલાસો થાય છે તે જોવાનું છે

૪ **પાર્લામેંટની બેઠક** શરૂ થતાં નામદાર મહારાણી શ્રીએ જે ભાષણ કર્યું તેમા થોડાક સમયથી નહિ અપાયનું એટલું લક્ષ હિંદુસ્તાન ઉપર અપાયું છે પાર્લામેંટમાં પણ હિંદુસ્તાન સબંધી ઘણી ઘણી બાબતોના પ્રશ્ન આ બેઠકમાં નીકળવાની વકી છે આખા યુનાઇટેડ કીંગડમમાં પણ હિંદુસ્તાન વિષેના ભાષણો અને હિંદુસ્તાન વિષેની ચર્ચાઓ ચાલી રહી છે અંગરેજ પ્રજા હમેશાં ન્યાય અને સ્વતંત્રતાને ચહાનાર છે, પ્રજાઓનો ઉદ્ધાર કરનાર અને દુખને ન સહન કરનાર છે, તો આ પ્રકારે આપણને કાંઇ પણ સરલતા થવાની આશા છે હિંદુસ્તાનની પ્રજાએ જો કોઇ પણ રીતે પોતાના દુખનું નિવારણ શોધવાનું હોય તો તે આ રીતેજ છે, અને એ જોતાં હિંદી કોંગ્રેસે તેમ કોન્ફરન્સની બ્રિટિશ કમીટીએ આ દશ બાર વર્ષની હયાતી કેવલ નિરુપયોગીજ ભોગવી છે એમ કોણ કહી શકે?

---

# સુદર્શન.

(તંત્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી.)

(ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર.)



"सत्यं परं धीमहि"—भागवतम्.

પુસ્તક ૧૩. અંક ૬.] (માસિક) [માર્ચ. ૧૮૯૮


૧

## સાહિત્ય

૧

### રજાની માગણી

(મગરૂ)

**ગજલ**

તોડ્યું જિગર, તું છે ખુશી, હાના રજા દેવી ઘટે,
બાકી રહ્યા ઘા હોય તો બે ચાર દઈ દેવા ઘટે—ત્રો૦ ૧
તેં શું કર્યું તે આ બદન ખોલી બતાવાતું નથી,
જંજીરથી છોડી મગર કે શ્વાસ તો દેવો ઘટે—ત્રો૦ ૨
અરજી દઇ કેદી થનારો કેદખાને ઠીક છે,
તેનેય પણ મેદાનની કાદી હવા દેવી ઘટે—ત્રો૦ ૩
માશૂક કે ખુંમી નહિ મુર્દામહીં પામે મઝા,
લેવા મઝા એ ખુંમની આરામ તો દેવો ઘટે—ત્રો૦ ૪
છે જીવવું કે જીવવા મયતુય રોવા કાજ છે,
તો આંસુડાંની સાયરીએ પામવા દેવી ઘટે—ત્રો૦ ૫
રીઝાય તેની લિજ્જતો શું રીઝનારૂ જાણશું,
ચાખ્યો નથી તોએ સનમ તાજો થવા દેવો ઘટે—ત્રો૦ ૬
આરામમાં આનંદની આશા નથી રાખી અમે,
છે દર્દથી દર્દ જવું ત્યાં તો જવા દેવો ઘટે—ત્રો૦ ૭
છે દર્દને ખડકાવવું ને દર્દીઓની લ્હેર કે,

જ્યાં ત્યાં ખવે છે એજ પણ પૂગી તલખ ક્રીધી ધરે.—એ૦
ખંજર ચલાવી લાલ હાથની કરી તુજ હાથની,'
મારી નહિ, તેની ગરજ, કાંઈ દયા આવી ધરે—એ૦
માગુ રક્ત, જાઉં બલે, આખર કદમ તારેજ હું,
બે ચાર દિન-બે ચાર યુગ ઢુકી રક્ત દેવા ધરે.—એ૦

---

## ૨

## ચેતવણી

### ધૂન

ચેતો ચેતો રે, જીવડા ચેતો,
બાજી માંડતા પે'લી સમેટારે—જીવડા૦ ચેતો ચેતોરે૦
પોપતણું અભિમાન અજામિલ 'નારાયણ' સુણી ભુલ્યો,
વ્યાસ અઢાર પુરાણ ભાગવત ભક્તિ ગાતાં ઝુલ્યો - રે,—જીવ૦ ચેતો૦
લીન હરી, મુક્તિ મળી, જગ બે જીત્યો દીન,
રામ, શત્રુ, સંહારતાં નિજપદપંકજ લીનરે—જીવ૦ ચેતો૦
અર્ધાંગે ઉમયા સજિ સિધ્ધે સિદ્ધ સમાધિ સાધી,
બ્રહ્મ અખંડ અભેદ ગન્ય ભર્યું ભ્રાંતિવિલાસ ઉપાધિ રે—જીવ૦ ચે૦
ચેતો મોત ઝુમી રહ્યું રડતા નાખે રાડ,
મોતમુખે રમતા હમે નિત ખેલે નવલાં લાડરે—જી૦ ચે૦
નીચે તીર કમાન ચઢ્યું આ શીયાળો શિર ઝુમ્યો,
ચકલાના ચિતવ્યાથી શામળો નાગરૂપ ધરી રૂમ્યોરે—જી૦ ચે૦
શાસ્ત્ર પુરાણ પુકારીને કે' ચિત ચેતવ ચેન,
સંશય મટે શરીરનો ખુલે સમાધિસેનરે— જી૦ ચે૦
કૃષ્ણ બની ગીતામૃત ગાઓ ગોપ સખી બની ઝીલો,
અમૃત આપી હલાહલ શંકર બોર્યું એ રસ પીલોરે— જી૦ ચે૦

---

## ૩

## શબ્દકોશ

ગૂજરાતી ભાષાની ઉત્પત્તિ સંસ્કૃતમાંથી, પ્રાકૃત અને અપભ્રંશદ્વારા, થઈ; ને તેમાં જૈન સાધુઓ તથા નરસિંહ, મીરાં, ભાલણ, પ્રેમાનંદ, શામલ, અખો, અને બીજા અનેક ભક્તો, કવિઓ, આદિનાં વિચનો આરંભાયાં ત્યારથી તે સાકાર થતી ચાલી. ગૂજરાતમાં કાવ્યરચનાનો પરિચય હિંદીની મારફતે આવેલો હોય એમ માનવાને કારણ છે, અને હિંદી ભાષાના કેટલાક શબ્દો, નિયમો અને આખી વાક્યરચનાઓ ગૂજરાતીમાં દાખલ થઈ છે. હિંદીદ્વારા કે મુસલમાન મારફતે ઉર્દુ, ફારસી, આદિ શબ્દો અને તે સાથે કાણાં કાણાં પ-

રિયેગમાં આવતા અંગ્રેજી શબ્દોને અંગ્રેજી વાક્યરચનાઓ પણ ઉમેરાઇ છે. શાલા ખાતાએ આજથી આશરે ચાળીશેક વર્ષ ઉપર વાચનમાલા રચાવી ત્યારથી વાચન અને લેખનનો નવો પ્રકાર ઉદ્ભવતાં વિવિધ વિષયો પરત્વે, વિવિધ શૈલી અને વિવિધ જોડણી આદિના પ્રકારોથી ભરપૂર લેખો વિસ્તરતાજ રહ્યા છે. આ બધા સાહિત્યને એકત્ર કરી ગૂજરાતી ભાષાનો એક સારો કોશ રચાવાની બહુ આવશ્યકતા છે. એ કામ કોઈ એક મનુષ્યથી ઉઠાવી શકાય તેવું નથી, છતાં કવિ નર્મદાશંકરે એ મહાભારત કાર્યનો આરંભ કરી યથાશક્તિ જે કાંઈ કર્યું છે તે ઘણું સ્તુતિપાત્ર અને ભવિષ્યમાં તેવો યત્ન કરનારને અતિશય ઉપયોગી છે.

એમ સમજાય છે કે ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી એક શબ્દકોશ તૈયાર થાય છે ને તે અર્થે શબ્દોની જોડણી નક્કી કરવાની બહુ જરૂર છે. આ કાર્યને માટે કેળવણી ખાતાના મહેરબાન ડાઇરેક્ટર સાહેબે, રા. બા. લાલશંકર ઉમયાશંકર, રા. સા. માધવલાલ હરિલાલ, રા. રા. કમલાશંકર પ્રાણશંકર અને રા. રા. રમણભાઈ મહીપતરામ એટલા ગૃહસ્થોની એક કમીટી ઠરાવીને ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીને તે કામ સોંપેલું છે. રા. બા. લાલશંકરભાઇએ તારીખ ૧૨ ફેબ્રુઆરી ૧૮૯૮ની પોતાની યાદીમાં, આ કમીટીને એકલી જોડણીજ મુકરર કરવાની હોય એવી મતલબનું લખ્યું છે તથાપિ, તે સંબંધમાં, રા. સા. માધવલાલભાઇએ તા. ૧૩-૧૨-૯૭ની જે યાદિ પ્રસિદ્ધ કરી છે તેના મથાળા ઉપરથી જણાય છે કે શબ્દકોશ રચવાનું મુખ્ય કામજ આ કમીટીને સોંપવામાં આવ્યું છે. તેમની યાદીમાંથી એમ પણ સમજાય છે કે કોશનું કામ ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટી કરશે અને આ કમીટી તે, એક સલાહકારક કમીટીરૂપે રહેશે. રા. બા. લાલશંકરભાઈની યાદી સાથે 'અ'-થી 'ધ' સુધીના શબ્દોની ટીપ છપાવીને મોકલવામાં આવી છે, અને તે શબ્દોની જોડણી વિષે, તથા એકંદર જોડણીના સ્વરૂપ વિષે અને લેખનના પ્રકાર વિષે અભિપ્રાય માગેલો છે. રા. સા. માધવલાલ ભાઇએ તેજ સંબંધમાં કેટલીક સૂચનાઓ કરી છે, જેનો સાર એ છે કે (૧) 'કોઠી' (દાણા ભરવાની) અને 'કોઠી' (વૃક્ષ) એમાં અને એવા પ્રકારના શબ્દોમાં આવતા 'ઓ' આદિ સ્વરોના બે પ્રકારના ઉચ્ચારને માટે બે જુદાં ચિન્હ યોજવાં, તથા અનુનાસિકનો જ્યાં ઉચ્ચાર કરવાનો હોય ત્યાં સ્પષ્ટ અનુનાસિકનું ચિન્હ યોજવું અને અનુનાસિક ઉચ્ચારવાની જરૂર ન હોય ત્યાં અનુનાસિકનું મીંડું થાય છે તેજ રાખવું. આ અભિપ્રાય ઉપર વડોદરા શાલાખાતાના રા. રા. છોટાલાલ નરભેરામે રા. બા. લાલશંકરભાઇ ઉપર કાંઇક લખી મોકલ્યું છે જે તેમણે છપાવીને વિદ્વાનોના અભિપ્રાય માટે મોકલ્યું છે. તેમનો અભિપ્રાય રા. સા. માધવલાલભાઈ જે ચિન્હો યોજવાનું કહે છે તેની અને તેવાં ચિન્હ યોજવાની કોઇ પણ પદ્ધતિની વિરુદ્ધ છે. તા. ૬ ઠી માર્ચના 'ગૂજરાતી'-માં કોઇએ રા. છોટાલાલના વિચાર જેવોજ વિચાર પ્રકટ કર્યો છે.

ગૂજરાતી ભાષાના શબ્દોનો કોશ રચાય એજ વાત સર્વ રીતે ઇષ્ટ છે, જો ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી જેવી સર્વ રીતે સમર્થ સભા એ મહાભારત કામ ઉઠાવે નહિ તો તે ક્યારે અને કેવી રીતે પાર પડી શકશે એ કહેવું કઠિન છે. અમારા આગળ

આવેની યાદીઓથી એમ માનવાને કારણ હતુ કે આવો 'શબ્દકોશ' જ રચવાનો આ ઉપક્રમ છે, પણ ખાનગી તપાસથી અમોને એમ સમજાયુ છે કે કેળવણી ખાતાના પુસ્ત કોમાં આવતા શબ્દોનોજ એક નાનો સરખો કોશ રચવાનો ઉદ્દેશ હાલ રાખવામા આવ્યો છે આવો નાનો પ્રયત્ન પણ યોગ્ય માર્ગે છે અને ઉપયોગી છે, પરતુ એ કરતાં સપૂર્ણ કોશ રચવાનીજ પ્રથમ અને ખરી આવશ્યકતા છે કેળવણી ખાતાનાં પુસ્તકો માટે કોશની ખાસ જરૂર જણાતી નથી, કેમકે તે તે પુસ્તકો શીખવનાર ગુરુ સમીપજ હોય છે, પ્રત્યેક પુસ્તકના અર્થની ચોપડીઓ પુષ્કલ મળે છે, અને કવિ નર્મદાશકરનો મ્હોટો કોશ વિદ્યમાન છે વળી કેળવણી ખાતા એકલા માટે કોશ રચવાથી બહુ ઉપયોગ પણ સિદ્ધ થતો નથી, કારણ કે જેમને કોશની ખાસ જરૂર પડે એવો વાચકવર્ગ તે કેળવણી ખાતામા ભણનારો વર્ગ નથી, અને જે પુસ્તકો તે વાચકવર્ગના હાથમા આવે છે તેવાં પુસ્તકોનો કેળવણી ખાતામા પ્રચાર નથી આમ હોવાથી એકલા કેળવણી ખાતા માટે શબ્દસગ્રહ તૈયાર કર વામાં અલ્પ ફલને અર્થે બહુ યત્ન કરવા જેવુ જણાય છે, અને આવી સમર્થ સભાએ તો સપૂર્ણ શબ્દકોશનો આરભ કરવામાજ પોતાના ઉદ્દેશની સાર્થકતા શોધવી એ વધારે યોગ્ય માર્ગ છે સોસાઈટી જેવા સમૃદ્ધ મડલથી પ્રસિદ્ધ થતો સપૂર્ણ કોશ સર્વને હાથ જઈ શકે તેવા મૂલ્યવાળોજ રહી શકે એટલે કેળવણી ખાતાના તેમ સર્વના ઉપયોગમા તે આવી શકે એ સ્પષ્ટજ છે

પરતુ જ્યારે માત્ર કેળવણી ખાતાના ઉપયોગ જોગસોજ સગ્રહ તૈયાર કરી તેની જોડ- ણીનો નિશ્ચય કરવાનો છે ત્યારે આપણે તેટલાજ વિષયનો વિચાર કરીએ. જોડણીનો નિશ્ચય થયા પછી ગૂજરાતી વાચનમાલાને પણ એ ધોરણે સુધારી લેવામાં આવનાર છે એવુ સમ- જાય છે શાલામાં શિક્ષણ લેતાં બાલકોને પ્રથમથીજ શુદ્ધ લખવાની ટેવ પડે એ બહુ ઇષ્ટ છે, અને તે અર્થે આ ઉપક્રમ ઘણો અગત્યનો છે જ્યારે વાચનમાલા રચવામા આવી ત્યારે બુક કમીટીએ જોડણીના કેટલાક સામાન્ય નિયમો નક્કી કરેલા છે ત્યાર પછી કોઈ કોઈ વિદ્વાનોએ એ પ્રશ્નનો નિકાલ કરવા યત્ન કર્યો છે, પણ રા રા નરસિહરાવ ભોળાનાથ બી એ સી. એસ એઓએ તે વિષયનો એક ગભીર લેખ પ્રસીદ્ધ કર્યો ત્યારથી એ ચર્ચા વધારે સાકાર થતી ચાલી છે 'ગૂજરાતી' મા તે સમયે કેટલોક વાદવિવાદ થયો હતો, અને હવણાં રા રા ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી બી એ એલ એલ બી એમણે 'સમા- લોચક'–માં રા. રા નરસિહરાવના નિયમોની પરીક્ષા કરી તે કરતા વધારે સરલ નિયમો યોજવા પ્રયત્ન કર્યો છે. વડોદરાના ઉત્સાહી મહારાજા શ્રી સયાજીરાવે સ્થાપેલા કલાભવન- માથી જે 'જ્ઞાનમજૂષા' પ્રસિદ્ધ થવા માંડી હતી તેમાં જોડણીના કેવા નિયમો રાખવા એ સબધે પણ કલાભવનના પ્રિન્સીપલ રા રા ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગર્જર એમ એ બી એસ સી એમણે એક લેખ પ્રસિદ્ધ કરેલો છે કવિ નર્મદાશકરે પોતાના કોશને માટે અમુક નિયમો સ્વીકાર્યા છે તે તો સુપ્રસિદ્ધ છે રા રા કેશવલાલ હર્ષદરાય ધ્રુવ બી એ એમનો આ વિષયનો અભ્યાસ ઘણો સૂક્ષ્મ અને સપ્રમાણ છતાં તેમણે અદ્યાપિ એ સ- બધે જોકે કાંઈ લખીને પ્રસિદ્ધિમાં મૂક્યુ નથી તથાપિ તેમનુ મત પણ લક્ષણુવા યોગ્ય થઈ શકે તેવુ છે

'જેમ બોલાય તેમ લખવું' આ એક પક્ષ આ વિવાદમાં ઉદ્ભવ્યો હતો, અને હ-વણો સોસાઇટી તરફથી પૂછાવવામાં આવ્યું છે તેમાં પણ ગર્ભિત રીતે એ પક્ષનો આશ્રય થયેલો લાગે છે. ભાષાની ઉત્પત્તિ અને શબ્દસંજ્ઞાની યોજનાનો ક્રમ વિચારતાં એ વાત સહજ સમજાય તેવી છે કે મનુષ્યના મનોભાવ દર્શાવવાનેજ તે બધા સંકેત થયેલા છે, એટલે તે તે સંકેત જેમ બોલાતો હોય તેમજ લખાય તેમાં સંકેતિત અર્થ બોધવાની સરલતા વધારે રહી શકે. પરંતુ 'જેમ બોલવું તેમ લખવું' એ નિયમને અમુક મર્યાદા હોવી આવશ્યક છે. બોલવું તેમ લખવું એ ધોરણ સ્વીકારતાં સર્વમાન્ય શિષ્ટ લેખનપદ્ધતિનો નાશ થાય, અને અમુક દેશ, શહેર કે જ્ઞાતિના બોલવાનેજ સપ્રમાણ ગણી તે તે પ્રમાણે લખવું એવું ઠરાવવા જતાં તે સર્વમાન્ય ન થાય એટલુંજ નહિ પણ શબ્દનાં મૂલ શોધીને જોડણી આદિ ઉપજાવવાની જે કડાકૂટમાંથી છૂટવા માટે 'બોલવું તેમ લખવું' એ નિયમનો આશ્રય કરવામાં આવે તે કડાકૂટ કરતાં પણ વધારે મુશ્કેલી ઉભી થાય. સંગીત જેવા વિષયો જેનો પ્રાણ ઉચ્ચાર અને બોલવામાંજ રહેલો છે તેમાં સંજ્ઞા અને ચિન્હોની યોજનાથી તેનો તે યથાર્થ ઉચ્ચાર એકથી અન્યને સંક્રામિત કરાવવો આવશ્યક છે; ભાષા જેમાં શબ્દરૂપ સંજ્ઞાઓથી સંકેતિત અર્થબોધ ઉપજાવવો એ પ્રધાન વાત છે તેમાં શબ્દોને જેવા બોલાય તેવાજ સંક્રામિત કરવા કરાવવાનો આગ્રહ પ્રધાનતાને પાત્ર નથી. વળી શબ્દ અને શબ્દોના ઉચ્ચાર કેવલ લખવાથીજ શીખાતા હોય એવી એક ભાષા અદ્યાપિ વિદ્યમાન નથી, સંપૂર્ણ એવી સંસ્કૃત ભાષામાં પણ ઉદાત્ત અનુદાત્ત સ્વરિત આદિના ઉચ્ચારને અર્થે ગુરુની અપેક્ષા રહે છે; તેમજ લેખનમાત્રથીજ ઉચ્ચારપૂર્વક ભાષાજ્ઞાન, ગુરુનિરપેક્ષ, થઇ જાય એવી યોજના શક્ય છે કે નહિ તે પણ હજી વિવાદિત છે. કોઈ પણ ભાષાની પૂર્ણતાનું એ એક સુચિન્હ છે કે શબ્દોની જોડણી અને ઉચ્ચાર વચ્ચે કશો ભેદ રહે નહિ, પણ ગૂજરાતી જેવી અનેક ભાષાના તત્ત્વથી બંધાયલી અને હજી નવી નવી વૃદ્ધિ પામતી ભાષાને તેવી કરી લેવાનો યત્ન અકાલે થયેલો ગણાય તો આશ્ચર્ય નથી. આવાં કારણોને લેઇ આ સંબંધમાં અમારૂં મત એવું છે કે 'બોલાય તેવું લખાય' એ ધોરણ ઇષ્ટ અને લક્ષમાં રાખવા યોગ્ય છે તથાપિ તેનેજ જોડણીનો નિર્ણય કરવામાં પ્રથમ પ્રમાણ ગણી શકાય નહિ.

ગૂજરાતી ભાષાના શબ્દોમાં શુદ્ધ સંસ્કૃત, પ્રાકૃત તથા અપભ્રંશદ્વારા આવેલા, કેવલ દેશી, હિંદી દ્વારા કે સાક્ષાત્ આવેલા ઉર્દુ ફારશી આરબી, મરેઠી રાજ્યની અસરથી આવેલા મરેઠી, અને છેવટ વર્તમાન સરકારથી પ્રાપ્ત થતા અંગરેજી શબ્દો દીઠામાં આવે છે. આવા સમુદાયને અમુક એકજ પ્રકારે લખવાનો નિયમ યોજી શકવો અશક્ય છે; અને રા. બા. લાલશંકરભાઈ કહે છે તેમ "ગુજરાતી ભાષાના શબ્દોની જોડણીના સર્વમાન્ય નિયમો થએલા નથી, અને તેવા નિયમ સંભવિત નથી" એમજ કહેવું પડે છે. પરંતુ એમ જણાય છે કે થોડાક સાદા નિયમો લક્ષમાં રાખવાથી, સર્વને માન્ય થઈ શકે તેવું ધોરણ હાથ આવી શકે.

(૧) સંસ્કૃતમાંથી આવેલા શબ્દો અને સમાસોને મૂલ સંસ્કૃતમાં હોય તેવાજ લખવા.

(૨) પરભાષાના શબ્દોને તેમનો જેવો શુદ્ધ ઉચ્ચાર હોય તેવા લખવા.

(૩) પ્રાકૃત અને અપભ્રંશ ભાગ આવેલા શબ્દોને પ્રયોગમાં જેવા મળતા હોય તેવા લખવા.

(૪) દેશી એટલે જેમનું મૂળ સંસ્કૃતમાં પ્રાકૃતમાં કે પરભાષામાં જણાતું નથી તેવા શબ્દોને જેવા બોલાતા હોય તેવા લખવા.

(૫) ગુજરાતી ભાષાના વ્યાકરણના નિયમો ઉપરના ચારે પ્રકારના શબ્દોને લાગુ થાય ત્યારે પ્રત્યયાદિને યોગે તેમની જોડણી વ્યાકરણમાં ઠરી હોય તે પ્રમાણે કરવી. સંસ્કૃત વ્યાકરણનો નિયમ ગુજરાતીમાં દાખલ કરવો નહિ.

આના પ્રસંગ ઘણા છે બહુવચનનો ઓ પ્રત્યય લગાડવામાં ઇકારાંતનો 'ઇય્' કરવો કે ઇ અને ઓ રાખવા એ એક પ્રશ્ન છે કવિ—કવિઓ, કવિયો, સ્ત્રી, સ્ત્રીઓ, સ્ત્રિયો. ક્રિયાપદના મૂળ ભેદમાં દીર્ઘ ઉકારનો સર્વ તથા કારકમાં હ્રસ્વ કરવો કે કેમ? શીખવું, શિખવવું કે શીખવવું? સંબંધ ભૂતકૃદંત થઈને, લઈને, ઇત્યાદિકમાં ઇકાર દીર્ઘ કે હ્રસ્વ માનવો? એમજ થયલું કે થએલું ગયલું કે ગએલું ઇત્યાદિનો નિર્ણય પણ નક્કી નથી. સમાસ કરતી વખતે કેટલાક શબ્દો હ્રસ્વ થઈ જાય છે. ફૂલ ફુલવાડી, મરણુક, જેમકે, ઇત્યાદિ અવ્યયો બને છે તથાપિ તેમને જુદા લખવા કે ભેગા લખવા? 'એ', 'જ' ઇત્યાદિ અવ્યયો શબ્દને વળગાડીને લખવા કે જુદા લખવા? એ આદિ અનેક પ્રશ્નો આ વિભાગમાં વિદ્યમાન છે.

આ પાંચજ નિયમો ઉપર સંપૂર્ણ લક્ષ અપાય તો જોડણીના પ્રશ્નનું ઘણે ભાગે નિરાકરણ થઈ જાય પરંતુ વિચારવાન્ સહજે જોઈ શકશે કે પ્રથમના ચાર નિયમો કરતાં જે ખરો અગત્યનો અને મુખ્ય નિયમ છે તે પાંચમો છે. એના પેટામાં જે જે દૃષ્ટાન્તો આપ્યાં છે તેમના વિષે હવણાં ને હવણાં નિર્ણય કરી આપવો કઠિન નથી, છતાં તે નિર્ણય અસ્પષ્ટ રહેવા દેવાનું કારણ એ છે કે ગુજરાતી ભાષાનું સંપૂર્ણ વ્યાકરણ રચતી વખતે, જેમ શબ્દોના મૂળ શોધતે શોધતે આપણે શબ્દની જોડણી નક્કી કરીએ છીએ તેમ, પ્રત્યયો અને પ્રત્યયને યોગે થતા વિકારોના પણ મૂળ તપાસી તપાસી તે તે રૂપની જોડણી નક્કી થયા વિના અભિપ્રાય આપવો ઉચિત નથી. કોશ અથવા જોડણીના પ્રશ્ન પહેલાં વ્યાકરણનો પ્રશ્ન છે અને વ્યાકરણનો નિશ્ચય થયા પછી જોડણી અને કોશનો નિર્ણય થતાં કશી વાર લાગશે નહિ. ગુજરાતી ભાષામાં હોપ, [illegible], ટેલર સાહેબનું, રા. બા. લાલશંકર અને રા. બા. હરગોવનદાસે રચેલું, એટલાં વ્યાકરણ જાણવામાં છે, પણ એમાંનું એક વ્યાકરણના નિયમોનો ઇતિહાસ ધ્યાનમાં રાખીને રચાયું હોય એમ કહી શકાતું નથી. ટેલરના વ્યાકરણમાં તેવો પ્રયત્ન સ્વર્ગવાસી પ્રખ્યાત ભાષાપંડિત શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસની મદદથી થયો છે, પણ તેમાં અંગરેજી ધોરણના કેટલાક નિયમો રહી જવાથી વિકૃતિ ઉપજી આવેલી છે, હોપ સાહેબનું વ્યાકરણ તો છેક અંગરેજી ધોરણે જ રચાયલું છે, અને રા. બા. હરગોવનદાસનો પ્રયત્ન સંસ્કૃત અને પ્રાકૃતના પૂર્ણ અભ્યાસ વિનાનો છે માટે શબ્દકોશ કે જોડણી કાંઈ પણ કરતા પૂર્વે ગોમાસ્ટોને અમારી એવી પ્રા-

થતાંજ કે તેણે એ સારૂં નહિં વ્યાકરણ રચાવવું

આ સંબંધમાં હવે એટલીજ વાત વિષે બોલવાનું બાકી રહ્યું છે, લેખનને માટે અમુક ચિન્હો નવાં ઉપજાવવાં કે નહિ? આપણે બોલીએ છીએ તેવું લખી શકતા નથી એ સર્વત્ર સારી રીતે જાણીતી વાત છે અમે, તમે, મોટુ, ઈત્યાદિમાં હકારનો ઉચ્ચાર છે પણ તે કી રીતે લખવો એ વિષે વિવાદ છે કવિ નર્મદાશંકરે અકાર સાથે હકાર જોડવા સુધીનું સાહસ કર્યું હતું, કેટલાક મોટું ઇત્યાદિને મોંહું એમ પણ લખે છે, કેટલાક કહેવું, મ્હોટું, મ્હને એમ પણ લખે છે આવ્યો, લાવ્યો ઇત્યાદિમાં પણ રા રા મનસુખરામભાઈએ લવણ્યા લાવ્યો, આવ્યો, એવું ખાસ લખવાનું શરૂ કરી યકારનો ઉચ્ચાર વકારની નીચે એક નુકતો મૂકીનેજ દર્શાવવો ઉચિત ધાર્યો છે ઉર્દૂ ફારસી, અરબી આદિ ભાષામાં 'ખુબ' 'ખાક' ઈત્યાદિ શબ્દોમાં ખકારનો જે ઉચ્ચાર છે તેને માટે ગૂજરાતીમાં જે 'ખ' છે તે પૂર્ણ નથી ને નવા ચિન્હને ઉભું કરીએ તો ફાવે તેમ છે આવી સ્થિતિ ચાલે છે તેવામાં રા રા માધવલાલભાઈ ઓકારના ઉચ્ચારોને તથા અનુનાસિકના ઉચ્ચારોને સ્પષ્ટ કરાવવા નવાં ચિન્હો ઉપજાવવાની ભલામણ કરે છે ઓ અને અના બે પ્રકારના ઉચ્ચાર અંગરેજી આદિ શબ્દો ગૂજરાતીમાં ભળવાથી બહુ આવશ્યક થઈ પડેલા છે, તેમજ અનુનાસિકની સ્થિતિ તો ગૂજરાતી ભાષામાં એવી થઈ ગઈ છે કે કેટલેક ઠેકાણે માત્ર અનુસ્વરનોજ ઉચ્ચાર થાય છે અને કેટલેક ઠેકાણે પાછળના અક્ષરનો સવર્ગીય અનુનાસિકજ ઉચ્ચારાય છે એટલુંજ નહિ પણ તેથી ઉલટુ થતા ઉચ્ચારની વિકૃતિ થઈ જાય છે જુદા જુદા ઉચ્ચાર દર્શાવવા જુદાં જુદાં ચિન્હ ઉપજાવવાં જોઈએ તો અનેક અનેક પ્રકારના ઉચ્ચારો માટે ચિન્હો ઉપજાવતાં આપણને ઘણી અડચણ આવી પડે અને બોલવા પ્રમાણે લખવાના નિયમને અનુસરતાં જે મર્યાદા રાખવાની જરૂર છે તેની પાર નીકળી જઈ આપણે સરલતાને બદલે નવી અને નિષ્પ્રયોજન ગુંચવણ પેદા કરીએ ઉચ્ચારો ગુરુમુખે શીખવા દેવા અને કોશમાં કૌંસ કરીને અમુક ધોરણથી સમજાવવા એજ સારો માર્ગ છે રા સા માધવલાલભાઈ અનુનાસિક સંબંધે જે કહે છે તે તો ભાષાના સ્વરૂપમાંજ હવે સુદૃઢ રીતે ઘડાઈ ગયેલું છે એટલે તેની વ્યવસ્થા થવી ઉચિત છે એમાં એવો નિયમ રાખ્યો હોય તો સારું કે જ્યાં પાછળના અક્ષરનો સવર્ગીય અનુનાસિક ઉચ્ચારવાથીજ યોગ્ય ઉચ્ચાર થતો હોય ત્યાં અનુનાસિક લખવાનો વહીવટ રાખવો અને તે વિના સર્વત્ર માત્ર માથે મીંડું મૂકીને ચલાવી લેવું

## ગૂજરાતી શાળાઓનાં ધોરણો.

ગૂજરાતમાં કેળવણી ખાતું સ્થપાયા પછી ઘણે વર્ષે કાઠીઆવાડમાં કેળવણી ખાતાની સ્થાપના થઈ તેની ઉન્નતિ અને વૃદ્ધિ કર્યાનું માન રાવબહાદુર ગોપાળજી સુરભાઈને તેમજ જુદા જુદા રાજ્યોના દીર્ઘદર્શી અમાત્યો અને રાજાઓને ઘટે છે જે કાઠીઆવાડમાં સાધારણ ગૂજરાતી શાળાઓ ન હતી ત્યાં આજ હાઈસ્કુલો, ટ્રેનિંગકૉલેજો અને આર્ટકૉ-

સજ્જનો બાબ મરે કોઈ સેઈ શકે છે કેળવણી ખાતાના ઉત્તર વિભાગમાંથી કાઠીઆવાડને જુદુ પાડી મેહેરબાન તરખડ સાહેબને જુદા એજ્યુકેશનલ ઇનસ્પેક્ટર ઠરાવવામાં આવ્યા ત્યાર પછી કાઠીઆવાડની ગૂજરાતી શાલાઓની કેળવણીને સુધારવાને ઘણા પ્રયત્નો થયા છે, તેમાં મે. તરખડ સાહેબ તથા રા. સા ગણપતરામ અનુપરામ ત્રવાડી, જૂનાગઢ રાજ્યના સ્વર્ગવાસી પ્રસિદ્ધ દીવાન હરિદાસ વિહારિદાસ તથા કેટલાક વૃદ્ધ અને અનુભવી મહેતાજીઓએ ઘણી ખંતથી અને ઘણા આગ્રહથી જેટલું કરી શકાય તેટલુ કર્યું છે. વધારે સંતોષની વાત તો એજ છે કે ઘણા ખરા રાજ્યોને પોતપોતાની શાલાઓ તથા એકંદર કેળવણી ખાતુ પાછુ સોંપી દીધા છતાં પણ આવી રીતે કેળવણીની સુધારણા કરવાનુ કામ પાછું પડવા કરતાં આગળ વધતું રહ્યુ છે. ગૂજરાતને મુકાબલે કાઠીઆવાડની આવી જાગૃતિ તે દેશનાં રાજ્યોને તેમ ત્યાંના કેળવણી ખાતાના અમલદારોને શોભા આપનારી છે.

કાઠીઆવાડમાં બે ત્રણ વખત મહેતાજીઓ તથા બીજા લાગતા વળગતાઓની સભાઓ મળીને કાઇને કાંઇ સૂચનાઓ ફેરફારો કરતી રહી હતી; પણ તે બધો યત્ન સાકાર થઇ કોઇક પરિપાકને પામવાનો પ્રસગ વેગવળ મુકામે, જૂનાગઢ દરબારના મહેમાન તરીકે, તા. ૧૫-૫-૭૬ થી ૨૧-૫-૭૬ સુધી, જે 'કાઠીઆવાડ કેળવણી સમાજ' મે. તરખડ સાહેબના પ્રમુખપણા નીચે મળ્યો તેમાં આવી શક્યો. આ સમાજમાં લગભગ બધાં રાજ્યોના સારા પ્રતિનિધિઓ હાજર થઈ શક્યા હતા, કેળવણી ખાતાના અનુભવી અમલદારો પણ તેમાં ભાગ લઇ શક્યા હતા, અને જે કામકાજ થયું તે સત્કાર અને શ્લાઘાઓનાં ભાષણો કરતાં વધારે ઉપયોગી અને કામ કરવાની દૃષ્ટિથી થયેલુ હતુ. કેળવણી ખાતાની આપણા દેશમાં સ્થાપના થયાને ચાળીશેક વર્ષ થયાં છે, તે સમયે રચાયલાં ધોરણો અને પુસ્તકો સુધારાને પાત્ર છે કે નહિ એ વિષયની તકરારજ આજ પ્રદરેક વર્ષ થયાં ચાલે છે, પરંતુ સંતોષકારક ફલ થતુ નથી એટલુજ નહિ, પણ સુધારો અવશ્ય કરવા જેવો છે એટલી વાત પણ સ્પષ્ટ રીતે સ્વીકારાતી નથી. તેવામાં આ સમાજે સ્પષ્ટ રીતે ધોરણોને સુધારવાની અને નવી વાચનમાલા યોજવાની અગત્ય સ્વીકારી છે એજ સર્વ શુભેચ્છકોને સંતોષ પામવા જેવું છે.

બાલકોનાં મનને ખીલવવી વિચાર કરતાં શીખવવાને માટે કેવો ક્રમ રાખવો જોઇએ એ વિષયનો વિવેક બહુ સૂક્ષ્મ તર્ક અને વિશાલ અનુભવ વિના થઈ શકે તેમ નથી. તેમાં પણ પરંપરાથી ચાલી આવતા ક્રમમાં આપણું મન બંધાઈ રહેલું હોય એટલે તે ક્રમને મૂકીને નવીન યોજના ઉપર લક્ષ જવુ એ ઘણુ કઠિન. છતાં આ સમાજે ધોરણો સંબંધે વિચાર કરીને જે ધોરણોની યોજના કરી છે તેમા વર્તમાન સમયે પ્રસિદ્ધિમાં આવેલા વિચારમાત્રનો બાલકોને આપી શકાય તેટલો સંગ્રહ કરવાનો યત્ન થયો છે એમાં સંશય નથી. પરંતુ એવુ વારવાર થઈ આવે છે કે બહુ લેવા જતાં કાંઇજ મળતું નથી, અને વિષયોનાં નામમાત્ર સ્મરણમાં રહી એકે વિષયનું સ્પષ્ટ જ્ઞાન થતું નથી. આ ધોરણોની યોજનામાં પણ અમોને તેવુજ કાંઇક ભય રહે છે. એટલાજ માટે વાચન, લેખન, ગણિત, ઇતિહાસ ભૂગોળ, એ કરતાં બીજા જે જે વિષયો છે તે ચોથા ધોરણથી માંડીને વાચનના પુસ્તકોમાંજ બેળવી દેવામાં આવે અને એમ એક પ્રયત્ને ઉભય અર્થ સિદ્ધ થાય તે માર્ગ અમોને વધારે

રુચિકર અને સરલ લાગે છે, વાચનમાળાની યોજના થઇ તે સમયે અક્ષરજ્ઞાન અને પદાર્થજ્ઞાન એ ઉભય ઉપરે લક્ષ અપાયું છે ખરું, પરંતુ જે જે પદાર્થોની સંજ્ઞા એ સાતે ચોપડીઓમાં થઇ છે તેમાંના ઘણાક પદાર્થો હવે આપણને દિવસ અને રાત જેવા અતિ પરિચિત થઇ ઉપદેશકોટિમાં રહેવાને પાત્ર રહ્યા નથી, ઘણાક પદાર્થોના સ્વરૂપવર્ણનમાં નવા શોધ અને નવા વિચારે અનેક ફેરફારો ઉપજાવ્યા છે, અને એ સાતે પુસ્તકોમાં તે સમયે દાખલ ન કરેલા કે ન થઇ શકેલા એવા અનેક પદાર્થો, વિચારો, તરંગો, આજ જનસમાજ આગળ રમી રહેલા છે. ભાષા પરત્વે પણ સાતે પુસ્તકોની ભાષા એક સરખી છે, ચઢતો ઉતરતો ક્રમ નથી, તેમ વિવિધ શૈલીનો પરિચય નથી. ત્યારે બાલકોને સામાન્યજ્ઞાન આપતી પ્રાથમિક કેળવણીમાં સર્વ વિષયોને થોડે થોડે ધોરણના વિષયરૂપે ગોઠવતાં જઈએ તો ગુંચવણ અને અગવડ પેદા થાય, એક વિષયના સ્વરૂપનું પ્રાથમિક પણ યથાર્થજ્ઞાન ન થાય, અને ભણતરને ભાર લાગે. એ કરતાં પ્રાથમિક કેળવણીના વાચન, લેખન, ગણિત અને લોક (ઇતિહાસ) તથા દેશ (ભૂગોળ)નું જ્ઞાન, એ કરતાં વધારે વિષયો ન રાખતાં, ચોથા ધોરણથી અથવા જ્યાંથી અક્ષરજ્ઞાન પૂર્ણ થયું મનાતું હોય અને કાંઇક વિચારશક્તિનો આરંભ ગણાતો હોય ત્યાંથી, તે તે વિષયો વાચનમાં સામાંજ ગુંથાવા જોઇએ. અને જુનાગઢ દરબારે રૂ. ૫૦૦૦) નવી વાચનમાળા યોજવા માટે આપેલા છે, તેની વ્યવસ્થા શા પ્રકારે થવાની છે તે યદ્યપિ અમારા જાણવામાં નથી, તથાપિ તે સંબંધે પણ આટલી સૂચના કરવી અસ્થાને ગણાશે નહિ.

પુસ્તકોના સંબંધમાં એક બીજી ખામી પણ નજરે આવે છે અને તે વાત સમાજના લક્ષમાં આવી જણાતી નથી. ભૂગોળનો વિષય રસિક અને ઉપયોગી કરવાને રા. સા. ગણપતરામે પ્રયત્ન કર્યો છે, તેવો પ્રયત્ન ઇતિહાસને માટે હજી થયો નથી, તેમજ પદાર્થવિજ્ઞાન જેવા શાસ્ત્રીય વિષયો માટે પણ તેવો પ્રયત્ન થયો નથી. રાજાનાં નામ અને બનાવોનાં વર્ષ ગોખવાં એ ઇતિહાસનું જ્ઞાન નથી એમ સર્વ કોઈ સમજે છે. તે તે સમયની જનસ્થિતિ અને તેના પ્રતિબિંબરૂપ રાજ્યસ્થિતિ એ ઇતિહાસનું સ્વરૂપ છે અને તેવી દૃષ્ટિથી લખેલો એક પણ ઇતિહાસ આપણી ભાષામાં નથી એ બહુ ખેદની વાત છે. બાલકો ગુજરાતના ઇતિહાસને ગોખે છે પણ તેમાં નામ અને વર્ષ સિવાય કાંઈ નથી: શું ગોખે છે, શાના વિષે ગોખે છે, શા અર્થે ગોખે છે તેનું તેમને કાંઈ ભાન નથી. ભરતખંડનો ઇતિહાસ ફ્રેઝર સાહેબના લઘુ ઇતિહાસનું ભાષાન્તર છે તે પણ એવું વિલક્ષણ અને કઠિન છે કે છોકરાઓ કશું સમજ્યા વિનાજ ગોખી લે છે. રસ અને ઉપયોગની દૃષ્ટિથી રચેલાં ઇતિહાસનાં પુસ્તક વિના એ વિષય ઉપરની મહેનત વ્યર્થ જેવીજ છે. અને અમારૂં માનવું તો એમ પણ છે કે જ્યાં સુધી બાલકને સમાજ એટલે શું, રાજ્ય એટલે શું, અને સમાજ તથા રાજ્યનો સંબંધ એટલે શું તે સમજવાની અને તેના ઉપર કાંઇક તર્ક કરવાની થોડી પણ શક્તિ આવી નથી, ત્યાં સુધી તેને ઇતિહાસ શીખવવાનો આરંભજ કરવો નહિ. છેક આખરમાં કે છઠ્ઠા ધોરણથીજ ઇતિહાસ, અને તે રસ અને ઉપયોગની દૃષ્ટિથી લખેલો ઇતિહાસ, શીખવવો જોઇએ. પોતાના દેશનું અને સ્થિતિનું જ્ઞાન [illegible]

ઇતિહાસનો હેતુ નથી, એ ઉપરાંત રાજકીય અને સામાજિક સ્થિતિ અને વૃદ્ધિના સ્વરૂપનું એકંદર કાંઈક ભાન થાય એ પણ ઇતિહાસ ભણવા ભણાવવાનો હેતુ છે. અને પદાર્થવિજ્ઞાન આદિ શાસ્ત્રીય વિષયોનાં અંગરેજી પ્રાઇમરોના તરજુમા જે હાલ શાલાઓમાં ચાલે છે તે પણ એક કરતાં વધારે કારણોથી કેવલ નકામા છે. ભાષાન્તર કરનારા તે તે વિષયના પારને સમજેલા નહિ એટલે અક્ષરમાત્રનું ભાષાન્તર-કરેલું જેથી મૂલનો આશય અન્યથા થાય ન થાય તે ઉપરાંત મૂલની સરલતા પણ ન સચવાય અને સ્પષ્ટ ઉપદેશ ન થાય એ સમજવું સહજ છે વાચનમાલાનો પુનરુદ્ધાર કરતી વખતે આ બે વિષયો ઉપર પણ અવશ્ય લક્ષ દેવા જેવું છે.

ધોરણોની યોજનામાં, સુપીરીઅર શાલાના ધોરણોમાં એક સાતમું ધોરણ ઉમેર્યું છે, અને એટલેથીજ કેળવણી બંધ કરનારને, ગૂજરાતી સાહિત્યના સંબંધમાં આણી મૂકવાનો યત્ન થયો છે, તે યથાર્થ અને ઉપયોગી છે. એ વિચાર માટે સમાજને ખરેખર ધન્યવાદ ઘટે છે. અમોએ બહુ વાર એનો એ આગ્રહ દર્શાવેલો છે કે ગૂજરાતી કેળવણીનો ક્રમ, એક રીતે, તેટલેથીજ અભ્યાસ બંધ કરનારને, છેક અધુરીઆ જેવોજ રખડતો મૂકી દે છે, તેવો ન રહેવો જોઇએ, આ સમાજે તેવા વિચાર ઉપર આવી સાતમા ધોરણની વ્યવસ્થા રાખી છે તે ઠીક કર્યું છે આમ્યશાલાનાં ધોરણોમા 'ઇતિહાસ'નો વિષય દાખલ કરવામાં આવ્યો નથી એનું સ્પષ્ટ કારણ સમજવામાં આવતું નથી; ઉપલાં બે ધોરણોમા પણ થોડુક એ વિષયનું સામાન્ય જ્ઞાન અપાવું જોઇએ. કન્યાશાલાનાં અને ઉર્દુશાલાના ધોરણોમાં બહુ ફેરફાર નથી, પણ તેની યોજના જેમ છે તેમ ઠીકજ છે.

ઘણા સમયથી ગૂજરાતી તેમજ અંગરેજી બધી શાલાની એકંદર કેળવણીને માટે જે મુખ્ય ફરીઆદ છે તેને સુધારવાને સમાજ કાંઈજ કરી શકી નથી એટલુંજ નહિ પણ તે ઉપર સમાજનું લક્ષ ગયું હોય એમ જણાતું નથી. બાલકો અને બાલકીઓ ધર્મ તથા નીતિનું શિક્ષણ પામી શુદ્ધ ચારિત્રને ચહાતાં થાય એ અર્થે આપણા દેશની કેળવણીમાં કાંઈજ યોજના નથી, શાલાની કેલવણી અને ગૃહની કેળવણી હાલના સમયમાં પરસ્પરને વિરોધી રહે છે અને નાસ્તિકતા તથા આસ્તિકતાના વિરોધમાંથી કાંઇ પણ નિશ્ચય વિનાનાં અને શિથિલ ચારિત્રવાળા યુવકો અને યુવતીઓ નીપજી આવે છે; અર્થાત્ ગૃહની કેળવણી ચારિત્રના વિષયમા કશું સિદ્ધ કરી શકતી નથી અને શાલામાં તે અપાતી નથી એવી સ્થિતિ છે. વળી કન્યાશાલામાં ભણતી બાલકીઓને તો એ કરતાં આગળ ભણવાનો સંભવ ન હોવાથી તેને બાર તેર વર્ષે સર્વે પ્રકારના વ્યાવહારિક જ્ઞાનનાં મૂલ તત્ત્વો મળી જાય તેમ થવું જોઇએ. ગૃહ અને ગૃહિણીનો વિચાર તેના મનમાં ખુણેખાચરેથી ભરાય તે કરતાં નીતિના અંગરૂપે શાલામાથીજ તેના શીખવામાં આવે તો ઘણો લાભ થાય સમાજે, શરીર અને બુદ્ધિની કેળવણી ઉપર પરિપૂર્ણ લક્ષ આપ્યું છે, પણ હૃદયની જે કેળવણીથી શ્રદ્ધા, આજ્ઞાકારિત્વ, નિશ્ચય અને સદ્વાસના પેદા થઇ ચારિત્ર નીપજી આવે છે તે ઉપર, તેમજ જે ગૃહવ્યાપારની બાલાઓ અધિષ્ઠાત્રી થવાની છે તેના ઉપયોગી મૂલસ્વરૂપ ઉપર, કાંઇજ લક્ષ આપ્યું નથી. એની એ જૂની દલીલ આની સામા

આણ્વી શકાય એવી છે કે ધર્મ અને નીતિની બાબતમાં આ દેશનું કેળવણી ખાતું કાંઈજ કરી શકે એમ નથી, કારણ કે ઘણા ધર્મોની વચગાં પરધર્મી રાજ્યે પોતાની મધ્યસ્થતા સાચવવી એજ ઉચિત છે. આ દલીલની યોગ્યતા વિષે અમો શંકા દર્શાવતા નથી; પણ જેમ પદાર્થવિજ્ઞાન આદિના શિક્ષણથી, કેવલ જડ અને જડના સંઘાત તથા સંયોગથીજ વિશ્વ અને વિશ્વવ્યાપાર સંભવે છે, જડપરમાણુના આઘાત પ્રત્યાઘાતમાંથી વિચાર અને ભાવના જન્મે છે, સાહચર્ય ( association ) અને પરંપરાને યોગે ચારિત્ર ઘડાય છે, એ આદિ બુદ્ધિવિલાસો શીખવવામાં આવે છે, કે શિક્ષણના પાયારૂપે માની લેવામાં આવે છે, અને ચૈતન્ય એવી અનન્ત શક્તિ છે તથા હૃદયમાં તેનું સ્થાન હોઈ તે દ્વારા પ્રેમમય કર્તવ્ય અને ચારિત્રનો ઉદ્ભવ છે એ વાત ઉપર પરોક્ષ રીતે અશ્રદ્ધા કરાવવામાં આવે છે, તેમ જડ અને જડના વિલાસોની યોગ્ય કીમત સમજાવી ચૈતન્ય અને ચૈતન્યના શાસ્ત્ર ઉપર યોગ્ય શ્રદ્ધા બેસારી શકાય તેવું શિક્ષણ કોઈ પણ ધર્મને પ્રતિકૂલ થાય અથવા પરધર્મી રાજ્યના ધર્મ સબંધી માધ્યસ્થ્યને હાનિકારક નીવડે એમ માની શકાતું નથી. બાલકોને અને બાલકીઓને વેદ, પુરાણ, બાઈબલ, કુરાન સર્વની સમજી શકાય તેવી હકીકત નિષ્પક્ષપાતપણે અને શ્રદ્ધાપૂર્વક કહેવાથી, અથવા પ્રાચીન મહાત્માઓ અને સ્ત્રી પુરુષોનાં ચરિત્રો નિરૂપી તેમાંથી બાલક બાલકીઓ સ્વતઃ શ્રદ્ધા ચારિત્ર અને સદ્વાસનાનો સાર ઉપજાવી લે તેવી યોજના રાખવાથી, ધર્મના માધ્યસ્થ્યનો ભંગ થવાનો લેશ પણ અવકાશ અમોને ભાસતો નથી.' અને આવા વિષયોની આ પ્રકારે વ્યવસ્થા કરવાની વાચનમાલામાં પુષ્કલ જગો પણ છે.

---

## २
## ધર્મ.
### १
### દેવલોક.
(ચાલુ)

( અનુસંધાન પાને १०८થી )

એક દૃષ્ટાંત એવું જોવામાં આવ્યું કે એક શખ્શ નીચ વર્ગના લોકોની સ્થિતિમાં સુધારો કરવા કોઈ મહાન્ યુક્તિ રચતો હતો. પોતે અગર જો કે ખરૂ ધર્મચુસ્ત માણસ હતો તોપણ તેના મનમાં એમ આવ્યું હતુ કે પ્રથમ તેઓની શરીરસ્થિતિ સુધારવી. એ ઉપરથી જ્યારે પોતે આ પૃથ્વી ઉપર હતો ત્યારે મનમાં જે જે ધારણાઓ કરેલી પણ પાર પડેલી નહી તે વિગતવાર અહીં આનંદથી અને પ્રેમથી જાણે પાર પાડતો હોય એમ દેખાતુ હતુ. તેની ધારણા એવી હતી કે પોતાની પાસે જો પુષ્કળ ધન આવે તો સઘળા પરચુરણ ધંધા પોતાને હાથ કરવા. તેવા ધંધા કરનારી માત્ર ચાર પાંચ મોટી પેઢીઓ કરવી. આમ કરવાથી જે સામસામી જાહેરખબરો કાઢીહરીફાઈ કરી નુકસાન થાય છે તેનો બચાવ કરવો અને લોકોને તે માલ હાલની કીમત વડે આપવાથી જે મોટો નફો રહે તે કામ કરનાર લોકોમાં વેહેંચી શકાય એટલે તેઓને હાલના કરતાં વધારે રોજ મળે. તે સાથે એવો પણ વિચાર હતો કે

જમીનનો એક કટકો લઇ તે ઉપર નાના નાના ઘર બાંધી તેની આસપાસ નાના નાના બગીચા રાખી તે એ લોકોને રહેવા આપવા એ લોકો અમુક વખ સુધી નોકરી કરે પછી તે ઓને ધંધામા ભાગીદાર કરવા એટલે તેના નફામાંથી તેનુ ગુજરાન ચાલી શકે એ ધોરણ પ્રમાણે વર્તન કરી તેનો વિચાર દુનીયાને એમ બતાવવાનો હતો કે ખ્રિસ્તિ ધર્મ પાળવામા જનસમાજનું વ્યાવહારિક કલ્યાણ કરવાનો પણ માગ છે, અને તેઓને જે લાભ મળે તેનો ઉપકાર માની, પોતે જે ધર્મ ઉપર આસ્થા રાખતો હતો તે ઉપર તેઓની આસ્તા પણ વધારો એમ તે માનતો હતો

એવોજ બીજો દાખલો એક હિંદુસ્તાનના રાજ્યકર્તાનો હતો તેની ધારણા આ દુનીયામા પોતે હતો ત્યારે એવી હતી કે પોતે રામચંદ્રજી જેવા રાજા થવું તેથી જેવી રીતે તે રાજ્ય કરતા અને વર્તતા તેવી રીતે પોતે કરવા શ્રમ કરેલો પણ આ લોકમા તો તેમાં ઘણા વિઘ્ન નડયા એટલે તેની ધારણા પાર પડી શકેલી નહી પરંતુ એજ વિચારથી ભરપુર તે જ્યારે દેવલોકમા ગયો ત્યારે ત્યા વિઘ્ન આવ્યા નહી અને તેની ધારણા પરિપૂર્ણ પાર પડતી જણાઇ આ કામમાં રામચંદ્રજી તેને સલાહ આપતા હતા તથા સહાય થતા હતા અને તેની રાજ્યભક્ત સઘળી પ્રજા રામચંદ્રજીને સર્વદા ભજતી હતી.

એક વધારે અજાયબ જેવો અને મધુર મનને લાગણી થાય એવો દાખલો એક ખ્રિસ્તિ ધર્મની ત્યાગી સ્ત્રીનો હતો આ સ્ત્રી ધ્યાન પૂજન કરતાં પોતાના ધર્મ માટે પરિશ્રમ લેવામા વધારે ઉત્કંઠિત હતી તેણે પોતાના ધર્મની એક આજ્ઞા જે એમ છે "જેટલુ તમે મારા એક પણ બંધુ જનના કલ્યાણાર્થે કરશો તેટલુ મારે માટે કરેલુ હુ સમજીશ એવુ જે વચન તે પ્રમાણેજ વર્તન કરવુ એવો નિશ્ચય કર્યો હતો અને દેવલોકમાં પણ તેજ આજ્ઞાનુસાર પૂર્ણ રીતે તે વર્તતી હતી તેણી વારવાર માંદા લોકોને આરામ કરતી હતી, ભુખ્યાને ખવરાવતી હતી, ગરીબ લાચારને વસ્ત્ર આપતી હતી અને હરેક પ્રકારે તેઓને સહાય થતી હતી આ બધામા ખાસ ધ્યાન ખેંચે એવી વાત એ હતી કે જેને જેને તે આવી મદદ કરતી તે તત્કાળ ક્રાઇસ્ટ રૂપ બની જતુ એટલે તે બહુજ ભક્તિભાવથી તેને ભજવા લાગી જતી

એક બોધદાયક દૃષ્ટાંત બે બેનોનું હતુ આ બન્ને જણીઓ બહુ ધાર્મિક હતી આમાની એક ખોડવાળી અપંગ હતી અને બીજી તેની સારવાર કરવામાં પોતાનો કાળ નિર્ગમન કરતી જ્યારે તેઓ આ દુનીયામા હતી ત્યારે વારવાર ધર્મનાં અને પરોપકારના કાર્ય કરવાની ચર્ચા કરતી અને યુક્તિઓ રચતી એથી કરી તેઓ દેવલોકમાં અન્યોઅન્ય એક બીજાનુ ધ્યાન કરી તેના સબંધે કાર્ય કરતી હતી અપંગ હતી તે "સારી" થઇ તંદુરસ્ત દેખાતી હતી અને આ દુનીયામા જે કાર્ય કરવા તે પામી ન હતી તે ત્યાં કરતી હતી આમા એમ પણ દેખાતુ હતુ કે એક બીજાની સમીપ જે તેઓની મૂર્તિ ખડી હતી તે કાંઇક વધારે જીવનવાળી હતી

ધર્મપરાયણ શુદ્ધ અંતઃકરણથી ધર્મપ્રસાર કરવાવાળા ધર્માચાર્યનુ કાર્ય પણ આહી યત્ર જોવામાં આવે છે. પણ જેઓ ધર્માંધ થઇ અજ્ઞાનતાવાળી ધર્મઘેલછા બતાવે છે તેઓ

કાંઈ આ વિભાગ સુધી પહોંચવા પામતા નથી પણ જેઓ ઉચ્ચ સ્થિતિથી માર્ગ કરે છતે તે આહી આવે છે ડાક્તર લીવીંગસ્ટન જેવા જેઓ પોત પોતાના માનેલા ધર્મમા બીજા લોકોને લાવવા યત્ન કરે છે તેઓ એવીજ રીતે માર્ગ કરતા અહી જોવામાં આવે છે એક મુસલમાન આહી જોવામાં આવ્યો તેની ધારણા એવી દેખાતી હતી કે ઈસ્લામ ધર્મના મત પ્રમાણે આખી દુનીયાના લોકોને રાજ્ય ચલાવવા માટે તે મતના કરવા તરફ પોતે બહુ આતુરતાથી એ માટે પ્રયાસ કરતો હતો

એવુ પણ જણાય છે કે કલાનો પ્રભાવ થતા અમુક પ્રકારની સ્થિતિએ પોહોચેલ લાગત હોય તો તેવાં મનુષ્યો પણ આ વિભાગમા આવે છે એ પ્રકાર એવો છે કે જેઓ પોતાની કલાનો ઉપયોગ માત્ર પોતાની ખ્યાતિ માટેજ કરે છે અને તેમાથી સ્વાર્થ સાધે છે, અથવા જેઓ પોતાના ધંધાવાળાઓની ઈર્ષ્યા કરે છે, તેના મનુષ્યોના માર્ગે તેને દેરનો પર્યંત પણ પોહોચવા દેતા નથી પરન્તુ એવી કાંઈ કલા ઉચ્ચ શિખરે ચડાવી તેના ઉત્તમ થઈ જેઓ તેનો સદુપયોગ કરી મનુષ્યજાતની સાત્વિક ઉન્નતિ કરવા માટે પ્રયાસ કરે છે તે જીવ આહી અથવા એથી પણ ઉપરના વિભાગમા તેને લીધે જાય છે ત્યાર એવાં મનુષ્યો પણ હોય છે કે જેઓ આ બેની વચલો માર્ગ પસંદ કરે છે, એટલે તેઓ માત્ર સ્વાર્થ સાધવા પણ નહિ તેમ લોક ઉન્નતિ માટે પણ નહિ પરન્તુ માત્ર કલા જાણવા ખાતરજ તે વિદ્યા પ્રાપ્ત કરે છે આવાં મનુષ્યો આ વિભાગમા કેટલીક વાર આવે છે એક ગવૈયાનો દાખલો એવો જોવામા આવ્યો કે પોતે બહુ ધાર્મિક હતો અને પોતે જે કાંઈ ચીજ બનાવતો તે ક્રાઈસ્ટને આરોપણ કરતો આવી ચીજો બહુ સારી બનતી અને તેના સૂર તથા વર્ણની આ ભૂમિકાની ભૌતિક પ્રકૃતિમા અતિ સુંદર રચના દેખાતી હતી આનુ પરિણામ એ થવાનુ કે જ્યારે તેનો પુનર્જન્મ થશે ત્યારે ભક્તિભાવ તથા ગાયન કલાનો તેનામાં વિશેષ પ્રભાવ થવાનો આવાં મનુષ્યો જો જનસમૂહની ઉન્નતિનો વિચાર કરેજ નહિ તો તેઓ આના આ વિભાગમાં વારવાર આવજા કર્યા કરે છે અદ્યાપિ પર્યન્ત જે ત્રણ વિભાગનુ વર્ણન કરવામા આવ્યુ તેથી જણાયુ હશે કે જેઓ પોતાના કુટુંબવર્ગ પ્રતિ, સ્નેહી વર્ગ પ્રતિ અથવા ઈષ્ટદેવ પ્રતિ પ્રેમભાવ રાખે છે તેઓ તેમાંનો અનુકૂલ વિભાગ પ્રાપ્ત કરે છે, પણ જેઓ જનસમૂહ પ્રતિ એવો ભાવ રાખે છે અને તેમાં કાંઈ સ્વાર્થ રાખતા નથી તેવા એના કરતા ઉપરના વિભાગને પામે છે

ચોથો વિભાગ—રૂપ ભૂમિકામા આ સર્વથી ઉચ્ચ છે તેમા બહુ પ્રકારના કાર્ય થતા જોવામાં આવે છે, એટલે તેની એક અમુક ખાસીયત છે એમ કહેવુ કઠિન છે તોપણ તેના ચાર મુખ્ય ભાગ કરી તેમાં સર્વનો સમાવેશ કરી શકાય એમ છે ૧ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટેનો સ્વાર્થરહિત અભ્યાસ ૨ તત્વ અને પદાર્થવિજ્ઞાનનો ઉચ્ચ અભ્યાસ ૩ સ્વાર્થરહિત કામોમા ઉપયોગ કરેલ વિદ્યા તથા કલાશક્તિ ૪ સેવા ખાતરજ સેવા કરેલી, તે હવે આ ભાગોનુ યથાર્થ જ્ઞાન તેના સબંધે દૃષ્ટાંતો આપવાથી માલ્મ થશે માટે પ્રત્યેક વિભાગના થોડાં થોડાં દૃષ્ટાંત નીચે આપેલાં છે

(આગળ ચાલુ)

## પ્રેમ.

બ્રહ્મ, ચૈતન્ય, ઈશ્વર, ઈત્યાદિ નામોને સ્થાને 'પ્રેમ' એ નામ પ્રયોજવાનો પ્રચાર કેટલાક સમયથી, આ માસિકમાં તેમ અન્યત્ર, પડતો છે, 'અભેદ' એ શબ્દના પર્યાય રૂપે વારવાર 'પ્રેમ'—શબ્દને વાપર્યો છે આમ કરવાનું કારણ આવું છે કેવલ ચૈતન્યમાત્ર બ્રહ્મ, માયારહિત નિર્વિશુદ્ધ એકાકાર ઈશ્વર, કોઈ પણ ભેદ વિનાનું ઐક્ય, એ સર્વ પ્રકારે, જ્યારે તત્ત્વનિશ્ચય થાય છે ત્યારે તે નિશ્ચય, એટલે વિચારને, અનુસારે જે નીતિ અથવા આચાર સિદ્ધ થઈ આવે છે તેમાં વિરાગ, ત્યાગ, નિવૃત્તિ, શુષ્કતા, એનું પ્રાધાન્ય જણાય છે બુદ્ધિવિલાસોની વાક્રચના અને ઉદાસીન નિવૃત્તિની નીતિ એવું જ્ઞાન અને વેદાન્તનું ફલ નીપજે છે, અને જે કૃપણતા, પામરતા, ભય, શંકા, ઈત્યાદિમાંથી અત્યન્ત નિર્મુક્ત થવાને અર્થે વેદાન્તશ્રવણનો આશ્રય કરેલો તે અર્થ સિદ્ધ ન થતાં તેનાં તેજ કૃપણતા આદિક નિવૃત્તિ, ત્યાગ ઈત્યાદિ નામાન્તરથી વધારે દૃઢ થઈ રહે છે કૃપણતા, પામરતા, ભય, શંકા ઈત્યાદિને અભાવે ઉદારતા, ભવ્યતા, નિર્ભયતા, નિઃશંકતા અર્થાત્ સ્વાતન્ત્ર્ય, બલ, વીર્ય, પરાક્રમ ઈત્યાદિનો ઉદ્ભવ થવો જોઈએ તે ન થતાં, વેદાન્તશ્રવણથી મનુષ્ય વધારે સંકુચિત અને ભયશંકામાં ગુંચવાઈ ગયેલું થઈ કર્તવ્યભ્રષ્ટ થાય એ કોઈ પણ વિચારવાનને યોગ્ય લાગશે નહિ સંસારમાં દુઃખ, ક્લેશ, કલહ આદિનોજ વિસ્તાર છે એતો સર્વને સુવિદિત છે, તેનો નિર્વાહ હસીને કે રડીને પણ કરવાનોજ છે, જ્ઞાની અજ્ઞાનીનો ફેર એટલો છે કે જ્ઞાની સુખ દુઃખ સર્વને પોતાના હૃદયના જ્ઞાનચક્ષુથી જોઈ સર્વૈક અનુભવ લે છે અને આત્મવિસ્તાર તથા આત્મવિકાસની વૃદ્ધિ અનુભવે છે; અજ્ઞાની પ્રતાપ, ઉદાસીનતા, ત્યાગ, ઈત્યાદિનો આશ્રય કરે છે આ પ્રકારે, અમુક તત્ત્વનિશ્ચય સ્વીકાર્યા પછી જે આચાર ઉદ્ભવે છે ત્યાંજ તે તત્ત્વનિશ્ચયની કીમત અને કસોટી થઈ શકે છે, અને વેદાન્ત અથવા જ્ઞાનમાર્ગથી સિધ્ધ કરવાનો જે આચાર છે તે શુષ્કતા, ઉદાસીનતા, નિવૃત્તિ, ત્યાગ એવો નથી પણ અતુલ ભવ્યતા, સ્વાતન્ત્ર્ય, બલ, પરાક્રમ અને છતાં નિર્લેપતા એ છે આચાર પર વે વેદાન્તસિદ્ધાન્તથી જે આવું સિધ્ધ કરવાનું છે તે ઉપર લક્ષ રાખીને વેદાન્તપ્રતિપાદ્ય બ્રહ્મને વારવાર 'પ્રેમ' એ શબ્દથી કહેવામાં આવ્યું છે.

પ્રેમનું સ્વરૂપ બહુ બહુ સૂક્ષ્મતાથી વિલોકતાં પણ તેનો સાર 'અતુલ શ્રધ્ધા' એટલોજ નીકળશે સામાન્ય પ્રાકૃત પ્રેમમાં પણ ગુણ, સમૃધ્ધિ, રૂપ, ઈત્યાદિ કીયા કારણથી પ્રેમ પ્રવર્તે છે તે કહી શકાતું નથી, કોઈક અર્થાત્ ન કહી શકાય તેવા અવર્ણ્ય પણ આંતર (બાહ્ય નહિ) એવા હેતુથી બે વ્યક્તિને પ્રેમ આકર્ષે છે ને જોડે છે, व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुः એમ કવિવર શ્રીભવભૂતિએ પણ ગાયું છે. પ્રાકૃત પ્રેમની ઉત્પત્તિ અવર્ણ્ય કહેવામાં તત્ત્વ એટલુંજ છે કે તે બુધ્ધિ અને બુધ્ધિના તર્કોને વિદિત નથી, હૃદયની ન સમજી શકાય તેવી ગતિનો એ મહિમા છે જ્યાં પ્રેમસંબંધ થાય છે ત્યાં દૃષ્ટિજ બદલાઈ જાય છે, બુધ્ધિને પણ કોઈક નવાં ચશ્માં ચડે છે, અને પ્રતિપક્ષીને મિત્રરૂપે જણાય છે, ઉદાસીનને મધ્યસ્થરૂપે ભાસે છે, તેની તે સ્થિતિ પ્રેમદૃષ્ટિને ગુણ-

રૂપેજ અનુભવાય છે. પ્રેમનું સ્વરૂપજ એ છે કે જેવું કલ્પાય તેવુંજ દેખાય છે અને અનુભવાય છે. પ્રાકૃત પ્રેમનો આવા ધર્મમાંથી અપ્રાકૃત દિવ્ય પ્રેમનું સ્વરૂપ પણ આપણે સમજી શકીએ. 'કલ્પાય તેવું અનુભવાય' એટલે અતુલ હૃદયરસ અથવા અતુલ શ્રધ્ધાને બળે, જે નિશ્ચય થયો છે તે બુધ્ધિમાત્રમાં ન રહેતાં પ્રત્યક્ષ અનુભવમાં પણ આવી જાય છે. નિશ્ચય અને નિશ્ચય ઉપરની એવી અતુલ શ્રધ્ધા કે તે નિશ્ચય બાહ્ય તેમ આંતર સર્વત્ર પ્રત્યક્ષ અનુભવાય એ પ્રેમનું તાત્ત્વિક સ્વરૂપ સમજાય છે. અર્થાત્ જ્યારે નિશ્ચય એટલે બુધ્ધિ, માત્ર વિચાર અને વચનમાંજ સમાપ્ત થાય છે ત્યારે પ્રેમ પોતાના નિશ્ચયને કર્તવ્યમાં ઉતારી આચારમાં અપરોક્ષ કરી શકે છે. એટલા માટેજ બ્રહ્મ ઇત્યાદિ બુધ્ધિગમ્ય નામોથી અભેદભાવનાને સમજાવવાને સ્થાને પ્રેમ, રસ, ઈત્યાદિ હૃદયગમ્ય અપરોક્ષાનુભવસૂચક નામોથી અભેદભાવનાને કહેવામાં આવે છે.

આચાર અને વિચારની એકતા તેજ અપરોક્ષ છે. મન, વાણી અને કર્મ ત્રણેનું ઐક્ય તેજ મહાત્માનું માહાત્મ્ય છે. એ માહાત્મ્ય શાથી આવે છે? વિચાર અથવા નિશ્ચય ઉપર જે અતુલ શ્રધ્ધા થાય છે તેમાંથી તે વિચારનું આચારમાં અપરોક્ષ થાય છે અને મન, વાણી તથા કર્મની એકતા ફલિત થાય છે. મહાત્માઓના માહાત્મ્યનું તત્ત્વ શ્રધ્ધા છે. મહાત્માઓ એટલે જ્ઞાનવીર એકલાજ નહિ પણ દાનવીર, રણવીર, કાર્યવીર એવા જે જે ઐક્ય અને કર્તવ્યના ઉપાસક ભાગ્યશાળી જનો જગતને પાવન કરે છે તે સર્વનું માહાત્મ્ય વિચાર આચારની એકતામાંથીજ ઉદ્ભવે છે. અને એ એકતાનું તત્ત્વ પ્રેમ છે. એટલે પ્રેમનેજ ઇશ્વર કહેવામાં જે ભાવનાને આપણે છેવટના સાધ્યરૂપે અર્થાત્ પરમપુરુષાર્થ રૂપે માનતા હોઇએ તેને આચારમાં લાવવા પર્યંતની જે શ્રધ્ધા સ્વાર્પણ અને કર્તવ્ય કરાવી શકે છે તેને ઇશ્વર રૂપે પૂજવાનો આશય રહેલો છે. આમજ વિચાર આચારનું ઐક્ય થાય છે, ને તે વિનાનું વિચારમાત્રનું જ્ઞાન કે વાણીમાત્રનો વેદાન્ત નિષ્ફલ અને નિરુપયોગી છે એ દર્શાવવા વેદાન્તપ્રતિપાદ્ય બ્રહ્મનું 'પ્રેમ' એ નામ સાર્થક છે.

એમ કહેવામાં આવે છે કે જેવો પ્રેમ આપણને આપણા પોતા ઉપર છે તેવો સર્વત્ર અનુભવવો અને એ પ્રકારે અભેદની નીતિ હાથ કરવી. આવા તર્કને આધારે બ્રહ્મને પ્રેમશબ્દે કરીને કહેવું વાસ્તવિક છે એમ કેટલાક કહે છે. આમ પણ, આપણે કહી ગયા તેની તેજ વાત પ્રકારાન્તારે કહેવાય છે. આપણા ઉપર જેવો પ્રેમ છે અર્થાત્ આપણે આપણું શ્રેય જેને માનીએ તેને તુરત આચારમાં આણવા સુધીનો આપણને જેવો આપણા ઉપર પ્રેમ છે, તેવો સર્વનું જેમાં શ્રેય છે તેને પણ આચારકોટિમાં આણવાનો પ્રેમ હોવો જોઈએ. 'આપણું' અને 'સર્વ'—'હું' અને 'તું'—'આ' અને 'તે'—એ ભેદની વચમાં જે દૂરતા, વિરોધ છે તેને સમીપતા, સમાનતા અને એકતામાં મેળવી લેવો. એ અર્થે 'આપણું' અને 'સર્વ' ની વચમાં આચારના ધોરણરૂપે પ્રેમને મૂકવામાં આવ્યો છે. નહિ કે હું અને તુનો ભેદ નિર્મૂલ થઇ શકે તેવો છે; માત્ર એટલુંજ સંભવિત છે કે હું-તું અર્થાત્ કર્તા અને કર્મનો, દ્રષ્ટા અને દૃશ્યનો જે ભેદ છે તે વિચારથી નિર્મૂલ થઈ શકે છે. વસ્તુગતિમાં એવો ભેદ નથી છતાં સમન્વય છે, તે વિચારે કરીને યથાર્થ કરી શકાય. એ જે અહંબુધ્ધિથી હું એની ઉત્પત્તિ થાય છે તેનાથીજ તુંની પણ ઉત્પત્તિ થાય છે કેમકે અ-

અન્ય પુસ્તકોમાં અનેક સંજ્ઞાએ વર્ણવ્યાં છે. આપણે તેમાંથી માનસપુત્ર એ સંજ્ઞા લઇશું કારણ કે તેથી કરી તેનાં મુખ્ય લક્ષણ પોતાની મેળે જણાઇ આવે છે. તેને 'કુમારો' (સનત્કુમારાદિ) પણ કહે છે. કોઈ વખતે તેને સૂર્યવાસી પિતૃ પણ કહે છે. પણ આપણે માનસપુત્ર શબ્દ વધારે સૂચક હોવાથી તે પસંદ કરેલો છે. તેઓએ સમજશક્તિનો પ્રભવ કર્યો. સમજશક્તિ શું છે તે હવે જોઇએ. એ એક પ્રકારનું જીવનતત્ત્વનું ચાંચલ્ય છે. તે અમુક પ્રકારની ભૌતિક પ્રકૃતિદ્વારા કાર્ય કરે છે અને બહિર્ જગત્ તથા પોતાની વચ્ચેના સંબંધને તે વડે વૃદ્ધિ પમાડે છે. એ વૃદ્ધિ બહુ મંદ થાય છે. તે અનુભવજન્ય છે. તે શક્તિ ખીલે છે, કાંઈ એકાએક આવી જતી નથી. સમજશક્તિ બહિર્ સંસ્કારથી અને એ સંસ્કાર અનુસાર વ્યવહાર ચાલવાથી આવે છે. તેથી ઇંદ્રિયો વિના સમજશક્તિ એટલે બુદ્ધિનો સંભવ નહો. આપણામાં પરમજીવનશક્તિ રહેલી છે પણ તે સમયની સ્થિતિમાં એને સમજશક્તિ કહીએ તો ભુલ ગણાય. આપણે સમજશક્તિ જેને કહીએ છીએ તેના કરતાં તે બહુ ઉચ્ચ, શ્રેષ્ઠ, અને ગૂઢ છે. તેનું કાર્ય જેને આપણે વિચાર કહીએ છીએ તેના કરતાં બહુ ચઢીઆતું અને દૂર છે. બાહ્ય સંસ્કાર અને આંતર સંસ્કારનું સંયોજન કરવું એ વિચાર છે. એથી કરી કલ્પિત સકલના બંધાય છે. તેથી તે મૂર્તિમાન્ થાય છે. બુદ્ધિ પરમજીવનશક્તિનો ઉદ્ભવ અને પ્રભાવ છે. એ પરમજીવનશક્તિ તેજ આત્મા છે. તે અત્યંત સૂક્ષ્મરૂપે પ્રથમ પ્રદર્શિત થવા લાગે છે અને ત્યાર પછીથી મંદ મંદ ગતિથી આગળ વધે છે. તે ગતિ ભૌતિક પ્રકૃતિમાં થાય છે અને તેમાંથી બુદ્ધિ ખીલી નીકળે છે. એ સર્વનો સારાંશ એ છે કે જેમ જેમ સંકલના બંધાતી જાય છે તેમ તેમ મનશક્તિઓ થતી આવે છે.

માનસપુત્રોદ્વારા જે સર્વ ક્રિયા થવાની હતી તે પૂર્વ યુગાન્તરમાં થઇ ગઈ છે. એ મહાન્ આત્મજ્ઞાનીઓ તે સમયે વર્તમાન કાલમાં આપણે જે પ્રાપ્ત કરવા યત્ન કરીએ છીએ તે પ્રાપ્ત કરી ચૂક્યા હતા. પૂર્વ યુગાન્તરના તેઓ પાર ઉતરેલા પુરુષો છે. તેઓ સંપૂર્ણ સ્થિતિએ પોહોચ્યા હતા. તેઓ પૂર્ણજ્ઞાની થયા હતા. આધુનિક કાલમાં, આ યુગમાં તેઓ નવીન પંક્તિની મનુષ્ય જાતના ખીલવામાં સહાય થવા આવે છે. તેઓ નવીન જાત થાય તે માટે સહાય થાય છે. આપણે જે સ્થિતિ સુધીની વાત ઉપર કહી ગયા ત્યાં સુધી તો સ્થૂલરૂપ બંધાતું હતું એટલે તેઓએ તેમાં કાંઈ ભાગ લીધો નહિ હતો. પણ હવે તેમની જરૂર પડી. તેઓને તે રૂપમાં બીજો ભાગ લેવાનો હતો. તેઓ પૃથ્વી ઉપર આવ્યા અને જે નિવાસસ્થાન તેમને માટે તૈયાર થયાં હતાં તેમાં પ્રવેશ કરી તેને આગળ ચલાવ્યાં. તેઓના સમાગમથી નવીન વ્યક્તિ થઇકારણકે ત્યારથી તેમાં કર્તા, ઉત્પાદક, પ્રવર્તક ઇત્યાદિ શક્તિ આવી.

"સિક્રેટ ડૉક્ટ્રિન" નામના પુસ્તકમાં લખે છે કે જ્યારે એ માનસપુત્રો પૃથ્વી ઉપર ઉતર્યા ત્યારે તેઓએ કામરૂપ મનુષ્ય શરીરને પોતાના રૂપમાંથી અર્પ્યું. આંહી કામ શબ્દ જે વાપરેલો છે તે કેવા અર્થમાં છે, એ ઉપર જે આપણે કહી ગયા તેથી સમજવામાં આવશે. પશુવત્ મનુષ્ય જે થયું હતું એટલે જેમાં માત્ર લાગણી અને વિષયવિકારનાં બીજ હજી ઉછરેલ્યાં હતાં તેવા કામરૂપમાં એ માનસપુત્રોએ પોતાના રૂપનો અંશ આર્પ્યો એટલે તેમાં

જ્ઞાનશક્તિનો વિસ્ફુલિંગ દાખલ થયો એ "સીક્રેટ ડૉક્ટ્રીન"ના પુસ્તકમાં જે શ્લોકોનું ભાષાંતર આપેલું છે તેમાં કહેલું છે કે કેટલાકે માત્ર વિસ્ફુલિંગ તે રૂપોમાં નાખ્યો, વળી એમ પણ કહેલું છે કે કેટલાકે એ રૂપમાં પ્રવેશ કર્યો આ અર્હત થયા એ મનુષ્યો મહાન્ શિક્ષાગુરુઓ થયા તેઓ અર્ધ ત્રીજી, ચોથી અને પાંચમી પત્નિની મનુષ્ય જાતિને આદિ કાલમાં શિક્ષણ આપનારા હતા એ મહાન્ ગુરુઓએ નવીન ઉત્પન્ન થયેલી મનુષ્ય જાતિને આશ્રય આપ્યો અને તેને કેળવી જેઓએ યોગ્ય થયેલા શરીરમાં નિવાસ કર્યો તેઓની જ્ઞાનશક્તિ સંપૂર્ણ ખીલેલી હોવાથી તે પૂર્વે જે મહાત્મા થઈ ગયા તેઓ હતા તેઓનું વર્તમાન કાલમાં થનાર મહાત્માઓને ઉછેરનાર મંડળ બંધાયું આ મનુષ્યજાતિની બાલસ્થિતિમાં રક્ષણ કરવા, હાનિ થાય નહિ તેવી સંભાલ રાખવા, અને તેઓને સહાય થવા એ મહાત્માઓએ અવતાર લીધો વર્તમાન મનુષ્યજાતિ વિષે ચર્ચા કરવામાં તેઓ સંબંધી કાંઈ કહેવાની જરૂર નથી માત્ર એટલું કહેવું બસ છે કે તેઓએ એ શરીરને ધારણ કર્યાં અને પોતાની ઉપાધિ કરી લીધી પણ તેમાંના કેટલાકે પોતાનો અંશ તેમાં નાખ્યો અને જે કામરૂપ તૈયાર હતા તેની પૂર્તિ કરી પ્રત્યગાત્માનો આરંભ અહીંથી થાય છે એ સંયોગ થાય નહીં ત્યાં સુધી મનુષ્યમાં પ્રત્યગાત્મા અથવા જીવાત્મા હોઈ શકતો નથી માત્ર જે વૃત્તિ, વિકાર, વાસના ઇત્યાદિ હોય છે તેને જીવ એવું તે વખતે કહેવામાં આવે છે. પ્રાણીમાત્રમાં આ જીવ છે ખરો પણ જે મોક્ષ પ્રાપ્ત કરનાર છે અને જે અમરત્વ પામે છે તે જીવાત્મા એ નથી આ શબ્દોનો ભેદ બહુ ધ્યાનમાં રાખવાનો છે. તેને અમરત્વ પ્રાપ્ત થતું નથી તો પણ તેના વિના અમરત્વ પ્રાપ્ત થતું નથી, કારણ કે જે જીવાત્મા તે દશાને પોહોચ્યા છે તેઓ તેની સાથે સંબંધ જોડયા વિના કાંઈ કરી શકતા નથી 'ઓકલ્ટ વર્લ્ડ" નામના પુસ્તકમાં મહાત્મા કુતહુમીએ મી સીનેટને લખેલા એક પત્રમાં સૂચવ્યું છે કે મનુષ્ય અમરત્વની ઈચ્છા કરે તો તે પ્રાપ્ત થઈ શકે છે. આ સૂચનનો સાર એ હતો કે થિઓસોફીકલ સોસાઈટીનું શિક્ષણ એવું છે કે મનુષ્ય આરંભથીજ અમર છે એમ માનવાનું નથી પણ જો અમરત્વ પ્રાપ્ત કરવાની તેની ઇચ્છા થાય તો તે કરવા સમર્થ છે માત્ર જીવનું મૂલ જોઈએ તો તેતો અમર જ છે. પણ આહીં જે કહેવામાં આવે છે તે પ્રભવ પામેલ આત્મજ્ઞાની જીવના સંબંધે છે; [?] જ્ઞાન પ્રાપ્ત કરવાવાળી બુદ્ધિ ખીલવવાની છે અને તે ધીમે ધીમે ખીલવી શકાય છે. એ ખીલવવાનું કામ ઉપર આપણે જે અંશના પ્રવેશનું કહી ગયા તે ભૌતિક પ્રકૃતિદ્વારા કરે છે તે મંદ ધીમે ધીમે અનુભવ પ્રાપ્ત કરતા કરતાં થાય છે અને જીવાત્માની યાત્રામાં એવા અનુભવજન્યજ્ઞાનવડે અન્ય મનઃશક્તિઓ પ્રભવ પામે છે એ કરવામાં જો તે નિષ્ફલ થાય તો અમરત્વ પ્રાપ્ત થઈ શકતું નથી અનુભવ મેળવવા, તે મેળવ્યા પછી તેમાંથી અન્ય શક્તિઓ પ્રાપ્ત કરવા, અને તે કર્યા પછી અમરત્વ પ્રાપ્ત કરવા, ઉપર કહી ગયા તેવા સંયોજનની આવશ્યકતા છે મિશ્ર વસ્તુ લાંબો કાલ ટકી શકતી નથી એવી વસ્તુનો કોઈ પણ કાલે બધા ભાગ છૂટા પડવાનાજ માત્ર એકજ સર્વદા ટકી રહે છે

(આગળ ચાલુ)

૩

રૂ૯

## વ્યભિચાર

આ વિષયનું મથાળું જોઈ ઘણાને આશ્ચર્ય લાગશે અને પ્રસિદ્ધ લેખમાં એવા વિષયની ચર્ચા શિષ્ટ પંક્તિમાં ગણાય કે નહિ તે વિષે શંકા આવશે; પરંતુ વર્તમાન જન સ્થિતિને અંગે એવા વિષયોને એવી ઉઘાડી રીતે ચર્ચ્યા વિના છૂટકો નથી. જ્યાં સ્ત્રીઓ દુષ્ટ એટલે દોષિત થાય ત્યાં વર્ણસંકરની ઉત્પત્તિ થઈ અનર્થમાત્રની ઉત્પત્તિ થાય અને તેવી સ્ત્રીઓવાળા કુલનો કે તેવા કુલવાળા દેશનો વિનાશ થાય એમ મહાભારતના સમયથી શ્રીકૃષ્ણે ઉચ્ચારેલું છે. મહાભારતના અંતથી જેનો આરંભ થયો એવા કલિકાલને માટેજ જાણે તે સત્ય ઉચ્ચારાયું હોય તેમ અનેક નાન જાતના વિલક્ષણ ભેદમાં ભ્રષ્ટ થયેલા આર્યાવર્તની અધમતાજ આવા વિષય ઉપર લક્ષ કરવાની આવશ્યકતા પ્રેરે છે. બાલલગ્ન આદિકને આપણે અધઃપાત અને નિસ્તેજનાં નિદાન માનીએ તે કરતાં પણ વ્યભિચારાદિકને વધારે ભ્રષ્ટતાનાં નિદાન ગણીએ તો તેમાં કશી અતિશયોક્તિ નથી.

વ્યભિચાર એ શબ્દ સહચારનો વિરોધી છે. સહચાર એટલે સાથે હોવું; કદાપિ પણ વિખૂટું ન થાય તેવું સાથે હોવાપણું તે સહચાર કહેવાય. એવો સહચાર અપેક્ષિત હોય ત્યાં પણ સહચાર ન મળી આવે, જે બે વસ્તુ નિરંતર સાથે ને સાથેજ હોવી જોઇએ તે પણ કોઈ વાર સાથે ને કોઈ વાર વિખૂટી એમ મળી આવે; ત્યારે તેમનો વ્યભિચાર છે એમ કહેવાય. નિરંતર સાથેજ રહેવા રૂપ સહચારનો જે ભંગ થાય તેનું નામ વ્યભિચાર કહેવાય છે; વ્યભિચાર શબ્દનો જે શરીરસબંધ રૂપ અર્થ થયો છે તે તો ગૌણ અર્થ છે અને વ્યભિચારના મુખ્ય અર્થના ચિન્હરૂપે લોકમાં મુખ્ય હોય તેમ પ્રચલિત થઇ ગયો છે.

પ્રત્યેક મનુષ્ય અમુક પ્રકારની ભાવનાઓનું પૂતળું છે. અનેક અનેક ભાવનાઓ તેના મનમાં અને હૃદયમાં રમ્યાં કરે છે, તે સર્વનું મિશ્રણ થતાં થતાં અમુક એક પ્રકારની ભાવના પ્રધાનતાને પામી જાય છે, અને તે તે વ્યક્તિને તે તે વ્યક્તિ રૂપે દર્શાવે છે. રૂપ, રંગ, આકૃતિ એથી કરીને માણસ માણસ પરસ્પરથી જુદાં પડે છે તે કરતાં વિચાર અને આચારથી જે ભાવનાની તે પૂજા કરતાં હોય તે પરત્વે વધારે જુદાં પડી શકે છે. માણસનું માણસપણુંજ તેની ભાવનાઓ અને તેના વિચારોમાં છે. જેવા વિચારો અને જેવી ભાવનાઓ તેના હૃદયમાં પ્રાધાન્ય પામી તેની શ્રધ્ધા અને પૂજાને પાત્ર થાય છે તેવો તેનો આચાર થઈ આવે છે. માનસિક અને કાયિક વ્યવહારનો આ પ્રકારે મનુષ્યમાત્રમાં સહચાર જણાય છે, નીચમાં નીચ જીવથી માંડીને ઉત્તમમાં ઉત્તમ મહાત્મા પર્યંત વિચાર અને આચારનો જે આ સહચાર તેજ મનુષ્યનું મનુષ્યત્વ છે. વિચાર અને આચારની એકતા રહે એ સહચારનું નામ આપણે નીતિ અને ઉત્તમતા માનીએ, તો વિચાર અને આચારનો વિયોગ રહે, વિચાર કાંઇક ને આચાર કાંઈ એમ રાખી, પ્રતારણા, જુઠ, કપટ એને વચમાં અવકાશ આપવામાં આવે તો વિચાર આચારના એવા વ્યભિચારને અનીતિ અને નીચતારૂપે માની શકીએ.

મનુષ્યના ક્ષુદ્ર પામર જીવનમાં પદે પદે વ્યભિચારનું પાપ થયાંજ કરે છે. વિચાર અને આચારની એકતા એટલી બધી દુર્ઘટ છે કે જેમ જેમ મનુષ્ય સાંસારિક સમૃદ્ધિ અને સં-

બધાંની ટોચે પહોંચાય છે તેમ તેમ એ દુર્ઘટતા અનેક, અનેક પ્રકારે વધતી જાય છે. જનસમાજ, વ્યવહાર, લાજ, મર્યાદ, ટેક, આદિ અનેક ક્ષુદ્ર ભાવો વચમાં આવી તેના વિચાર અને આચારનો વિયોગ કરાવે છે એટલુંજ નથી, પણ વિચાર ઉપરની શ્રધ્ધા શિથિલ થવાના એવા એવા પ્રસંગ આવે છે કે વિચારાનુરૂપ આચાર નીપજીજ શકતો નથી. આવા બધા પ્રસંગોએ વ્યભિચારનું પાપ થયાંજ કરે છે અને તે પાપના પ્રાયશ્ચિત્તરૂપે અનંત કલહ, કલેશ, વિવાદ, વિગ્રહ અને વિટંબનાઓ વ્યષ્ટિ તેમ સમષ્ટિની શાન્તિનો ક્ષણે ક્ષણે ભંગ કર્યાં કરે છે, સમાનતાથી શાંત રીતે ઉન્નતિને માર્ગે ચાલતા પ્રવાહને કલુષિત કરી કોટિ કોટિગુણ શક્તિ અને સામર્થ્યને વ્યર્થપ્રાય વ્યાપારોમાં ક્ષીણ કરે છે, અને એમ જીવિતનો હેતુ અને ઉદ્દેશ વ્યર્થ કરી નાખી મનુષ્યને પુરુષાર્થથી ભ્રષ્ટ કરે છે. જે જે આચાર અને વિચારના વિયોગમાં વિચરનારાં પ્રાણી છે તેજ વ્યભિચારી છે.

વિચાર બુધ્ધિમાંથી ફલિત થાય છે, આચાર હૃદયમાંથી. બુધ્ધિ વિચારતે વિચારતે નિશ્ચય પામે ખરી પણ તે નિશ્ચય ઉપર શ્રધ્ધા થઇ શ્રધ્ધાનો કાર્ય અને આચારરૂપે પરિપાક થાય તેમાં શંકા અને તર્ક વિતર્ક નીપજાવતી બુધ્ધિ કામ આવતી નથી; તે તો આંખો મીચીને પણ પોતાના પૂજ્યની પાછળ ઝંપલાવનારું અર્પણ કરનાર જે હૃદય છે તેનું કાર્ય છે. વસ્તુગતિમાં જે શંકા, તર્ક, વિચાર, આદિ અતિ આવશ્યક અને ઉપયોગી વ્યવહાર છે તે બુધ્ધિ અથવા મનના વ્યાપાર છે; શ્રધ્ધા, ચારિત્ર, નીતિ, કર્તવ્ય એ આદિ જે અતિ આવશ્યક કાર્યસાધક શક્તિ છે તે હૃદય અથવા આર્દ્રતાના વ્યાપાર છે. સમષ્ટિમાં મન અને શ્રધ્ધાનું જે યુગ્મ છે તેજ વ્યષ્ટિ વ્યષ્ટિમાં પણ બુધ્ધિ અને હૃદય રૂપે નિવાસ કરે છે. બુધ્ધિપ્રધાન પ્રકૃતિનું નામ નર છે, હૃદયપ્રધાન પ્રકૃતિનુ નામ નારી છે. એકલી બુધ્ધિથી આચારપર્યંતનું સ્વાર્પણ અને સાહસ આવતું નથી, એકલા હૃદયથી સ્વાર્પણ અને સાહસનો યથાયોગ્ય એટલે સમષ્ટિને ઉપકારક માર્ગ સુજતો નથી. ઉભયને પરસ્પરની અત્યંત આવશ્યકતા છે. માટેજ બુધ્ધિ અને હૃદયનો સહચાર કરવારૂપ લગ્નનો ગ્રંથિ નરનારી વચ્ચે યોજવાની વિશ્વવ્યવસ્થા થયેલી છે. હૃદયને વસ્તુગતિએજ આકર્ષક, દ્રાવક, મોહક આકૃતિ અને વાણી આદિ અર્પ્યાં છે, બુધ્ધિને શાસક, નિયામક, પાલક, આકૃતિ અને વાણી અર્પ્યાં છે. હૃદય ભોજ્ય છે બુધ્ધિભોક્તા છે; ભોજ્યભોક્તા ઉભયે પરસ્પર વિના કાંઇજ નથી; અગમ, વ્યર્થ, નિષ્ફલ, અને કેવલ વિટંબનારૂપ છે. બુધ્ધિ સર્વદા હૃદયની અપેક્ષા કરી પોતાનો અનુભવ ઉભયના ઐક્યમાં સમાપ્ત કરે છે, હૃદય સર્વદા બુધ્ધિની અપેક્ષા કરી પોતાનો અનુભવ ઉભયના ઐક્યમાં સમાપ્ત કરે છેઃ—હૃદય અને બુધ્ધિનું ઐક્ય તેજ મુક્તિ છે; એ અર્થંજ આ દ્વન્દ્વનો અનુભવ છે.

કેઇ બુધ્ધિ કીયા હૃદયને પૂજે છે, કીયું હૃદય કેઇ બુધ્ધિને ભજે છે એ જાણવામાંજ તે તે નરનારીના લગ્નનો અર્થ થઈ રહે છે. લગ્નગ્રંથિથી જોડાયલાં બુધ્ધિ અને હૃદય એક બીજાનાં પૂજ્ય અને પૂજક થઇ જાય છે, એમનો નિરંતર સહચારજ રહે છે, વિચાર અને આચારનું ત્યાં ઐક્યજ વર્તાય છે. એમ નથી થતું ત્યાં વ્યભિચાર ઉદ્‌ભવે છે, બુધ્ધિ અને હૃદય, વિચાર અને આચાર જુદાં જુદાંજ રહે છે; ખરું લગ્ન થયુંજ નથી. શરીરસબંધથી બિમાર થવો એ એક ક્ષુદ્ર, અને માનસિક વ્યભિચાર કરનાં કાંઇક ક્ષતવ્ય, ગણાય તેવી

વાન છે, પણ હૃદય અને બુદ્ધિનો વિયોગ ભાવનામાં રહે, વિચાર અને આચારનો સહચાર તૂટે, એથી જે અધમતા, મૂઢતા, કર્તવ્યહાનિ અને વ્યષ્ટિ તેમ સમષ્ટિને પ્રતારણાનો પાક બણાવવા રૂપ નુકસાન થાય છે તે તો અતિઅમાપ અને અગાધ છે. વિશ્વમાં જેટલા પાપ, અનાચાર, કલહ, જૂઠ, પ્રતારણા આદિ આસુરીકર્મ વિસ્તરે છે તેનું નિદાન એ માનસિક વ્યભિચારમાં છે.

પણ મંડલની વ્યવસ્થા રહેવાને અર્થે જે લગ્નપધ્ધતિ ઠરેલી છે તે આવાં લગ્નો કરાવી શકે છે? વ્યવહારના ઉપયોગનો નિર્ણય તો આ પ્રશ્નના વિચારમાંથી થઈ શકે. વ્યભિચારનું જેટલે દરજ્જે જે મંડલી, જ્ઞાતિ, કે સ્થાનમાં અસ્તિત્વ વર્તાય તેટલે ત્યાં લગ્ન યથાર્થ પ્રકારે નથી થતાં એમ કહી શકાય. અને જો શારીરિક વ્યભિચાર પણ વધેલો ગણાય તો આપણે લગ્નપધ્ધતિમાં જ્યાં સુધી ફેરફાર કરીએ નહિ ત્યાં સુધી તેને માટે ક્યાં સુધી ઠપકો આપવો ઉચિત ગણાય એ એક પ્રશ્ન છે. મંડલીએ જે લગ્નપધ્ધતિ યોજી છે તેમાં હૃદય અને બુદ્ધિના ઐક્યરૂપ યોગ ન થવાને લીધેજ વેશ્યાવાડાનો અવકાશ થઈ શક્યો છે; અને વિચારના વ્યાક્ષેપથી ઉન્માર્ગગામી થયેલા રુધિરપ્રકોપનો ક્ષોભ ન સહન કરનાર એવા સ્થાનનો આશ્રય કરે તેમાં લગ્નગ્રંથિથી બંધાઈને વ્યભિચાર કરનારના કરતાં કાંઈક ઓછો દોષ માનવામાં આવે તો તેમાં જનસમાજ કાંઈક વાસ્તવિકતા પણ સ્વીકારી લે. જ્યાં કેવલ વિશુધ્ધ લગ્નો એટલે કે બુધ્ધિ અને હૃદયનો વાસ્તવિક યોગ અથવા સહચાર થાય તેવાં લગ્નો થતાં નથી ત્યાં તો અતિનિપુણ, અને સર્વલોભ્ય એવો સામાન્યાનો ઉત્તમવર્ગ હોય એ, ખાનગી વ્યભિચાર અને અનીતિ અટકાવવાને અર્થે, પરિપૂર્ણ આવશ્યક છે. મંડલી પોતાની લગ્નપધ્ધતિ ન સુધારે ત્યાં સુધી વ્યભિચારમાંથી ઉગરવાનો એટલો અર્ધો માર્ગ પુરુષો માની શકે.

પણ મુખ્ય પ્રશ્નજ એ છે કે શું જાહેર અને ખાનગી વ્યભિચાર વિના બીજી રીતે વ્યભિચાર અટકાવવાનો સંભવ નથી. પ્રત્યેક બુધ્ધિ જે હૃદયને ચહાતી હોય પ્રત્યેક હૃદય જે બુદ્ધિને પૂજતું હોય તે પોતાની ભાવનામાંજ બુધ્ધિ અને હૃદયની એકતા અનુભવવારૂપ લગ્નને અનુભવી લે તો મંડલીએ ઠરાવેલી લગ્નપધ્ધતિથી થતી અડચણો દૂર કરવાને ખાનગી કે જાહેર એકે વ્યભિચારની જરૂર રહે નહિ. માણસે સ્થૂલ વ્યવહાર ઉપરથી પોતાનું લક્ષ ઉઠાવીને ભાવનાના વ્યવહાર ઉપર લક્ષને ઠરાવતાં શીખવું જોઈએ; એ અર્થેજ શિક્ષણ, અને યોગ, જ્ઞાન, આદિ માર્ગોનો વિસ્તાર છે. જેમ જેમ આપણે કેવલ જડ અને સ્થૂલનેજ સર્વસ્વ માની તે માર્ગે શિક્ષણ અને વિચારને વળવા દેતા થઈએ છીએ તેમ તેમ આપણને ભાવનાના વિશ્વનો પરિચય ઓછો થતો જાય છે, ભાવનારૂપ વિશ્વના અસ્તિત્વ કે સંભવ વિષે પણ શંકા આવે છે, અને એમ બુદ્ધિ અને હૃદયની ઉચ્ચ ભાવનાઓને સ્થૂલ વાસનારૂપે સમજી, આપણે તેમનો પરિતોષ પણ સ્થૂલમાંજ શોધવા જઈએ છીએ. આમ મંડલીએ સ્થાપેલી લગ્નપધ્ધતિથી તેમ કેળવણીની અસરોથી આપણને માનસિક તેમ શારીરિક વ્યભિચારનું વ્યસન લાગી જાય છે. ભાવનાને સમજવાની પધ્ધતિ જો આપણા હાથમાં હોય તો બુધ્ધિ અને હૃદય, વિચાર અને આચારની જે પરમ એકતા તે રૂપ લગ્ન આપણે આપણા પોતામાંજ અનુભવી કદાપિ પણ વ્યભિચારને

માર્ગે વળીએ નહિ. પ્રાચીન આર્યાવર્તની ચૈતન્યભાવનાઓનું જ્યાં સુધી સામ્રાજ્ય રહ્યું ત્યાં સુધી માનસિક કે શારીરિક એકે પ્રકારના વ્યભિચારનું, વર્તમાન ઈતિહાસના જેવું, પ્રબળ માનવામાં આવી શકતુ નથી. વ્યભિચારનાં પાપથી ભય પામતાં સુવિચારી નરનારીને ઉચિત છે કે તેમણે બુધ્ધિ અને હૃદયનું ઐક્ય પ્રાપ્ત કરવાની ભાવનાનો અભ્યાસ રાખવો અને પોતાનાં બાળકો પ્રથમથીજ તેવો અભ્યાસ પ્રાપ્ત કરે એવા ઉપાયો યોજતા રહેવા.

---

## ૪
## અભ્યાસ.

(અનુસંધાન પૃષ્ઠ ૯૦ થી)

જેને અંધ શ્રદ્ધા કહેવાય છે તે એકલી પણ કેટલી ઉપયોગી છે એ સાધકના સમજ-વામાં હવે સહજે આવી શકશે. અંધ શ્રધ્ધા એટલે જેમાં બુદ્ધિનો વ્યાપાર નથી એવી હૃદયમાત્રથી કરેલી પરમાર્પણમય પૂજા એમ તો સર્વ કોઈના જાણવામાં હોવું જોઇએ. એવી પૂજા પણ કેટલી બધી ઉપયોગી છે ? શ્રધ્ધાનો હેતુ તદાકાર વૃત્તિનો પ્રવાહ ઉપજાવવો એટલોજ છે, એમાં બુદ્ધિના વિતર્કો તો ઉલટા વિક્ષેપ ઉપજાવે છે, એટલે ગમે તેવે પ્રકારે, ગમે ત્યાં પણ શ્રધ્ધા થાય, અંધ શ્રધ્ધા થાય તો તે ઉપયોગી છે, વૃત્તિને શ્રધ્ધાના પ્રવાહમાં સ્થિર કરવાને પરમ સહાય રૂપ છે. नबुद्धिभेदं जनयेदज्ञानां એ ગીતાવાક્ય એજ અર્થે વદાયું છે.

એમ કહેવામાં આવે કે શાના ઉપર શ્રધ્ધા થાય છે તેનો વિચાર બુદ્ધિથી કર્યા વિના શ્રધ્ધા પામવી એમાં હાનિ છે. આ વાત બહુ ઉપયોગી છે, શ્રધ્ધા શાના ઉપર થાય છે તે જાણવું આવશ્યક છે, કેમકે શ્રધ્ધા કરનારને શ્રધ્ધા જેના ઉપર થાય તેનો રંગ લાગ્યા વિના રહેતો નથી. પરંતુ એટલું બધું કરવાનો અવકાશ ન હોય, ઇશ્વર-દત્ત બુદ્ધિ ન હોય, તો પરંપરાગત પૂજ્યો ઉપર શ્રધ્ધા થાય, અંધ શ્રધ્ધા થાય તે પણ સારી છે. કારણ એમ છે કે શ્રધ્ધા કરનાર જેના ઉપર શ્રધ્ધા કરે છે તેનું ખરેખરૂં સ્વરૂપ જોવા કે ધ્યાનમાં લેવા જતો નથી, માત્ર તેના સ્વરૂપની અમુક કલ્પના કરી લે છે; અને તે કલ્પેલા સ્વરૂપ ઉપર શ્રધ્ધા પામે છે, એટલે જેના ઉપર શ્રધ્ધા કરી છે તેના સ્વરૂપનો ઝાઝો રંગ શ્રધ્ધામાં ભળવાનો સંભવ નથી. નિર્મલ કલ્પનાશક્તિવાળાં કેવલ ભાવનામાં વિહાર કરી શકતાં નથી, અને ભાવના ઉપર શ્રધ્ધા ટકાવી શકતાં નથી; તેમને પ્રત્યક્ષ પદાર્થ રૂપે કાંઈક જોઇએ છીએ; પછી તે પાષાણ હોય, ધાતુ હોય કે મનુષ્ય હોય. પરંતુ તેવાં જનોએ જે શ્રધ્ધા પામે છે તે પાષાણત્વ ઉપર કે ધાતુત્વ ઉપર કે મનુષ્યત્વ ઉપર પામતાં નથી, તે તે સ્થાનને પોતાની કલ્પનાના બલના પ્રમાણમાં ઉત્તમોત્તમ પ્રકારે કલ્પી લે છે, તેને નામ તેનું તે આપે છે પણ તેને કલ્પે છે ઉત્તમોત્તમ રીતે, અને પછી તે કલ્પના ઉપર શ્રધ્ધાવાન્ થાય છે.

આવી શ્રધ્ધાથી વૃત્તિ એકાકાર પ્રવાહમાં રહે એટલો લાભ થાય છે. જે શ્રધ્ધા નિઃશંકતા પર્યંત પહોંચી સાક્ષાત્કાર ઉપજાવી શકે તેતો આ શ્રધ્ધા નથી, પણ આવી અંધ શ્રધ્ધાથી એ સાક્ષાત્કાર પર્યંત લેઈ જનારી શ્રધ્ધાનો માર્ગ જે 'વૃત્તિની એકાકાર આવૃત્તિ' તે હાથ થઈ શકે છે. આમ અંધ શ્રધ્ધા પણ પરમોપયોગી છે. સાધકે જે તે પ્રકારે શ્રધ્ધાવાન્ થવું; અશ્રધ્ધા અને કાંઇ પણ સ્વીકારવું નહિ, કાંઇ પણ પૂજવું નહિ એ સ્થિતિમાંથી મહાપાતક-થી પેહેલે દૂર થતા રહેવું. બુદ્ધિના ચમત્કારથી આશ્ચર્ય અને ભવ્યતા લાગી આવે, વિવાદ અને

શંકાથી ઘડીકવાર સ્તબ્ધ થઈ અટકી પડાય, પણ હૃદયની પૂજા અર્પાયા વિના એ બધ્યતા કે સ્તબ્ધતા ચિરકાલ રહેતા નથી, તુરતજ ઘસાઇ જાય છે, અને જે ક્ષુદ્રતા, જડતા અને સંશયમાં મનુષ્યનો સ્વભાવ પડેલો હોય છે તેમાં ને તેમાં પુન. પડાય છે. માટે કાંઈ પણ ન સ્વીકારવાની જે ભુલ બુદ્ધિથી થાય છે તે કરતા પણ કશાને હૃદયની પૂજા ન અર્પવા રૂપ જે ભુલ છે તે વધારે હાનિકારક અને અધમતામાં ઉતારનારી છે સાધકે સંતુષ્ટ અને ઉદાર હૃદયે સર્વત્ર પૂજ્યની પૂજા કરવા અને તેની સાથે પ્રેમ ધરવા તત્પર રહેવું.

આજકાલ સ્વાતન્ત્ર્યની એક ભાવના પાશ્ચાત્ય શિક્ષણે યુવકોના મનમાં ઘાલી દીધી છે. આજ્ઞાકારિત્વ, વૃધ્ધ અનુભવનું માન, હૃદય અને બુધ્ધિની પૂજા અને ભક્તિ, એ આદિથી દૂર રહી ઉધ્ધતાઈ, જડતા, અને ધૃષ્ટતાનો આશ્રય કરવો તેને ચપલ બાલકો સ્વતંત્રતા સમજવા લાગ્યાં છે; કેટલાક મોટે મુદ્દે આવ્યા પછી પણ એ સ્વાતન્ત્ર્યની ભાવનામાંથી મુક્ત થઈ શકતા નથી. આચારમાં આવું સ્વાતન્ત્ર્ય અને વિચારમાં શકા એ બે સિદ્ધાન્ત ઉપર વર્તમાન કેળવણીનો પાયો ચાલે છે કશાનુ વખાણુ ન કરવું, કશાની ભક્તિ ન પામવી, કશું ન સ્વીકારવુ એ યુવકોનો ક્રમદો થયો છે. પણ એમાંજ વિનાશ, આત્મોન્નતિ અને દેશોન્નતિ સર્વના વિનાશનાં બીજ છે. પોતાને પોતાનીજ ભક્તિ થઇ એટલે ઉન્નતિ, ઉત્તમતા, જ્ઞાન, તેનો માર્ગ બધ પડ્યો અને અધમતાનો માર્ગ ઉઘડ્યો. સાધકગણો! એ વિપત્તિથી બહુ સભાળ રાખીને વિદ્વર્ગ્રન્થ સત્સમાગમ, સજ્જન, સચ્ચારિ, સર્વની ભક્તિ અને પૂજા કરતા થજો. જે ક્ષુદ્રભાવથી વ્યાવહારિક પામરો જ્યાંને ત્યાં પોતાની બુધ્ધિ અને શક્તિથી સર્વ વાતનું માપ કરવા તત્પર થાય છે તે કુટેવને ભુલી જજો; તમે પોતે કશી વાતનુ પ્રમાણ થવાને યોગ્ય નથી એમ માનજો; માત્ર તમારી પોતાની શ્રધ્ધા અને ભક્તિનુ માપ તમે પોતે થઇ શકોછો એમ અનુભવજો, એ વિષયમાં તમારા કરતાં કોઈ અધિક ન થાય તેની કાળજી રાખજો.

શમ, દમ, ઉપરમ, તિતિક્ષા અને શ્રધ્ધા એટલા પાંચ અગનો આપણે વિચાર કરી ગયા. પ્રથમ ત્રણ અગથી વિરાગની ભાવના સારી રીતે સિધ્ધ થાય છે, તિતિક્ષાથી તે ભાવનાનો અનુભવ આવે છે અને શ્રધ્ધાથી એ ભાવના પુષ્ટ થઇ જાય છે. વિવેક જે આત્મસ્વરૂપને ઓળખનાર તેતો સર્વમાં અનુગતજ રહે છે, એટલે વિવેક વિરાગ અને શમાદિષટ્સંપત્તિથી આત્માનુભવ આવવાનો ક્રમ સાધકને હવે સરલતાથી લક્ષમાં આવ્યા વિના રહેશે નહિ, આટલું સમજ્યા પછી સમાધાન એ છઠ્ઠા ઉપાગનો વિવેક સહજ છે. હવે આપણે તે ઉપર આવી શમાદિ ષટ્સપત્તિ એ તૃતીય અંગની સમાપ્તિ કરીશું

(આગળ ચાલુ)

---

૪

રાજ્ય

## પાછાં પગલાં

સરકારે આ દેશને આટલા વર્ષ સુધી આબાદી અને સ્વતંત્રતાના ધોરણ ઉપર સાચવ્યા પછી, કાંઈ પણ વિશેષ કારણ ન છતાં, હાલમાં જે પાછાં પગલાં ભરવા માંડ્યાં છે તે જોઇને દેશીઓના મનને અતિશય દુઃખ થાય એ સ્વાભાવિક છે. મરકી ગયે વર્ષે ચાલુ

થઇ ત્યારથી આ પાછાં પગલાં ભરવાનો આરંભ થયો છે, અને જુબીલીને દિવસે જે દિલગીરી ભરેલાં બે અંગરેજ અમલદારોનાં ખુન થયાં તેથી સરકારે એક પ્રકારની ધાસ્તીમાં પડી જઈ ઉતાવળમાંને ઉતાવળમાં ઘણાંક તેવાં પગલાં ભરી દીધાં છે. એને પરિણામે હાલ ત્રણ વાતો બની છેઃ (૧) નાતુ ભાઇઓને કારણ દર્શાવ્યા વિના કે કામ ચલાવ્યા વિના કેદ રાખ્યા છે, (૨) તિલકના ઉપર કામ ચલાવી રાજ્યદ્રોહના ગુનાની સજાનું કેદખાનું આવ્યું છે, (૩) રાજ્યદ્રોહનો અને તે ભેગો પોલીસ તથા પોસ્ટ ઓફિસનો કાયદો નવા ફેરફારોથી બહુ સખ્ત કરવામાં આવ્યો છે. કોન્ગ્રેસ અને કોન્ગ્રેસની વીલાયત ખાતાની કમીટીના પ્રયત્નોથી આ ત્રણે બાબતો ઉપર વીલાયતનાં વર્તમાનપત્રોમાં, રાજદ્વારી પુરુષોમાં, અને ઠેઠ પાર્લામેંટમાં ચર્ચા ચાલી રહી છે. નાતુને કેદ રાખવાનું કારણ પુના અને દક્ષિણમાં રાજ્ય વિરુધ્ધ કાવતરૂં ચાલ્યું છે એવું તેમને પકડતી વખતે સ્ટેટ સેક્રેટરીએ પાર્લામેંટમાં કહ્યું હતું. તિલકનાં લખાણોને પણ પુનાનાં શોકકારક ખુનો સાથે સંબંધ છે એમ ધારવામાં હતું. તે ખુનોની તપાસ થઈ ગઇ, એક નાહાન ઝનુની બ્રાહ્મણ ખુની ઠરી ફાંસીએ જવા યોગ્ય ઠરી ચૂક્યો, છતાં નાતુ કે તિલક કે કાવતરૂં કશાનો લેશ પણ એ બધી તપાસમાંથી નીકળ્યો નહિ. ફરી પાર્લામેંટમાં એની એ ચર્ચા ચાલવા લાગી છે; અને પ્રોફેસર મેક્ષ મ્યૂલર અને ડા. હંટર જેવા પુરુષો તિલકને માફી બક્ષાવાની હિલચાલ કરી રહ્યા છે; સર વેડર્બર્ન આદિ રાજપુરુષો નાતુઓને ઈનસાફ અપાવવા મથે છે. તેવામાં વળી હિંદી સરકારે બોલવા તેમ લખવાની તમામ પ્રકારની છૂટ લેઇ લેવાનો, પોસ્ટઆફીસમાં જતા આવતા કાગળો મરજી પડે તે સમયે અટકાવવાનો અને ફોડવાનો, તેમજ પોલીસની સત્તામાં અસાધારણ વધારો કરવાનો, કાયદાનો ખરડો ઝપાટા સાથે બેવાર વાઇસરોયની ધારાસભામાં પસાર કરી દીધો છે. એ ખરડો કાયદો થાય અને સ્ટેટ સેક્રેટરી, તથા પાર્લામેંટની મંજુરી મેળવે તે પહેલાં તે ઉપર પણ વીલાયતમાં અને પાર્લામેંટમાં બહુ ચર્ચા થવા લાગી છે. સરહદ ઉપરની લડાઇમાં ખુદ બ્રિટિશ શાહનશાહતનો લાભ છતાં ખર્ચ આપવાની ઈંગ્લંડની સરકારે ના પાડી છે અને હિંદી સરકારે મદદ લેવાની ના પાડી છે જે ઉપર પણ બહુ ચર્ચા ચાલે છે; અને હિંદુસ્તાનમાં સરકારીના છાયા વાળું ગણાતું પાયોનીઅર પત્ર પણ કહે છે કે હિંદુસ્તાનની સરકાર મદદ લેવા જે ના પાડે છે તે તો માત્ર પાર્લામેંટની દેખરેખ પોતા ઉપર આવી પડે તેટલા માટેજ ના પાડે છે. આ બધા પ્રકારો સરકારે પાછાં પગલાં ભરવા જેવા ઉપજાવેલા છે, અને દેશી પ્રજાને જ્યારે વિદેશી રાજ્યકર્તાઓ બરાબર સમજી શકતા નથી, ત્યારે તેમની લાગણીઓ સમજવાના બધા માર્ગ બંધ કરવાથી, અસંતોષને અંદરને અંદર ગુંગળાવ્યાં કરવાથી પ્રજા કે રાજાને કોઇને શો લાભ થનાર છે તે સમજી શકાતું નથી. વીલાયતની પ્રજા તેમ ત્યાંના રાજકીય પુરુષો પણ આજ વિચારમાં પડી ગયા છે, અને હિંદુસ્તાનનું ભવિષ્ય શું થાય છે તે જોવાનો આ બહુ બારીક પ્રસંગ આવી પડેલો છે. એ માટે રાજા પ્રજા સર્વ દિલગીર છે; આમાં દોષ કોઇનો કહી શકાતો નથી; કેવલ ગેરસમજનુંજ પરિણામ છે; અને દૈવગતિ વિચિત્ર છે એજ આર્યહૃદયનો હમેશનો દીન ઉદ્ગાર છે.

# સુદર્શન.

( તંત્રી મણિલાલ નભુભાઇ દ્વિવેદી. )

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

પુસ્તક ૧૩. અંક ૭. ] ( માસિક ) [ એપ્રીલ. ૧૮૯૮

## કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ સી. આઈ. ઈ.

ગૂજરાતમાં કાવ્યનો અને વાચનનો પરિચય કરાવનાર, બાળકોથી વૃદ્ધ પર્યંત સર્વને વાચનમાલામાંનાં પોતાનાં કાવ્યોથી પ્રિય, સુધારાના સમયમાં સુધારાનો ઉપદેશ કરવામાં અતુલ શ્રમ ઉઠાવનાર, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની અને શાળાઓ, પુસ્તકાલયો, આદિની સ્થાપના અને વૃદ્ધિ કરાવવામાં તેમજ ગુજરાતી ભાષાની ઉન્નતિ માટે સર્વ રીતે પોતાના સમયનો ભોગ આપવામાં કૃતાર્થતા માનનાર, અલેકઝાન્ડર કિન્લોક ફાર્બસ સાહેબને રાસમાલામાં સહાય થનાર, સરકારે પણ જેની કવીશ્વર રૂપે પીછાન કરેલી એવો પ્રતિષ્ઠાવાન્, નીતિ અને કાવ્યનો નિરંતર સંબંધ સાચવનાર આ નર શ્રીસ્વામીનારાયણના વડતાલ ક્ષેત્રમાં પરલોક ગમન કરી ગયાના સમાચાર જાણી આખી ગુજરાતી પ્રજા સાથે અમો પણ અત્યંત શોકગ્રસ્ત છીએ. તેમના જેવી સર્વમાન્ય કાવ્યશક્તિ, સર્વત્ર માર્ગ કરવાની આર્દ્રતા, પ્રત્યેક પ્રસંગે પ્રસરતી કાવ્યપ્રતિભાની તત્પરતા, હવે કોઇનામાં નથી, ગુજરાતી ભાષાનો હવે કોઇ એવો એકાન્ત ઉપાસક નથી, એ વિચારથી એ શોકમાં અનંત વૃદ્ધિ થાય છે. આવા કવિવરનું અનુકરણ કરી હવે પછી ગુજરાતીની એમના જેવા ભાવથી સેવા કરવા કોઇ તત્પર થાય એજ અભિલાષા છે. કવીશ્વરના અમર કાર્ય સંબંધે અન્યત્ર લખવામાં આવ્યું છે.

## રા. રા. બાલાશંકર ઉલ્લાસરામ

આ નિપુણ પુરુષનો તરણુ વયમાં સ્વર્ગવાસ થયાના સમાચાર જાણી તેના મિત્રો, સબંધીઓ, અને ભક્તોને અપાર શોક થયા વિના રહેશે નહિ સમૃદ્ધ અને કુલીન કુટુંબમાં જન્મ પામી આજ સુધીના માત્ર ચાલીશ વર્ષના વયમાં એમણે જે કાંઇ કર્યું છે તે એમનું નામ ગૂર્જરાતનાં નરરત્નોમાં સર્વ કાલને માટે સ્થિર રાખવાને અને તેથીજ એમના પ્રયાણથી આપણને શોકાકુલ કરવાને પૂર્ણ છે ગુજરાતી, હિંદી, અંગરેજી, સંસ્કૃત, ફારસી, આરબી એટલી શાખાઓનું સારૂ જ્ઞાન ધરાવી ગુજરાતી સાહિત્ય અને ગુજરાતી વાચનની ઉન્નતિ માટે એમણે જે જે યત્નો કર્યા છે તે સર્વને સુવિદિત છે. " ભારતીભૂષણ " માં જ્યારે તેઓ પોતાની સાહિત્યભાવના વિસ્તારી રહ્યા હતા ત્યારે " ઇતિહાસમાલા " માં તેમણે પોતાના ફારસી જ્ઞાનને આધારે ગુજરાત અને હિંદુસ્તાનના ઇતિહાસની ખરી હકીકત બહાર લાવી ઐતિહાસિક ચર્ચાના પ્રમાણ ધોરણો સમજાવવાનો યત્ન આરંભ્યો હતો. પ્રાચીન શિક્કા અને લેખો વિલોકવાનો અને તે ઉપરથી અનુમાન કરવાનો પણ એમને એટલો બધો શોખ હતો કે તેમાં પણ કાલ અને દ્રવ્યનો ઘણો વ્યય કરી ઇતિહાસના કામને ઉપયોગી હકીકત મેળવ્યા કરતા. પ્રખ્યાત કવિ હરિશ્ચંદ્રની ચંદ્રાવલી નાટિકાનો તેમ દેવીદાસ રાજનીતિનો રસ ગુજરાતીમાં આણવા ઉપરાંત શૂદ્રકના મૃચ્છકટિકને એવી સારી રીતે તેમણે ગૂજરાતીમાં મુકયુ છે કે તે અદ્યાપિ પણ અતિ લોકપ્રિય છે. 'સાહિત્યસિંધુ' જેવો ગૂર્જર સાહિત્યમાં એક અપૂર્વ ગ્રંથ ઉપજાવવાનો મહા યત્ન જેમ તેમણે આરંભેલો આપણે ભારતીભૂષણમાં જોઇએ છીએ તેમ તેમના ખાનગી લખાણોથી એક એ કરતાં વધારે ઉપયોગી ભગીરથ પ્રયત્ન તેમણે એકલાએ ઉઠાવેલો આપણને માલમ છે શાસ્ત્રમાત્રના પારિભાષિક શબ્દોનો એક સર્વ સંગ્રહ ( સાઇક્લોપીડીઆ ) તેમણે રચવા માંડ્યો હતો. સર્વ કરતાં મુખ્ય તો તેમની અતિ આકર્ષક, અતિ લાવણ્યમયી, અતિ મધુર, પ્રાસાદિક કાવ્યકલાજ તેમનું નામ અમર કરી શકે તેવી છે. સંગીતનો અતિ નિપુણ પરિચય હોવાથી એમના કાવ્યોદ્ગારમાં પણ બહુ સંગીત રહેતું ક્લાન્તકવિ, સૌંદર્યલહરિ, અને છૂટક છૂટક કાવ્યો કરતાં વધારે સંગ્રહ આપણી પાસે નથી તથાપિ તેટલાથીએ તેમની અપૂર્વ પ્રતિભાનું આપણને પ્રમાણ મળી શકે છે કાવ્યપદ્ધતિ પરત્વે નવીન શૈલીને અનુસરનાં છતા તેઓ સર્વદા કવીશ્વર દલપતરામને પોતાના ગુરુ માનતા કેમકે તેમની પાસે પ્રથમ કાવ્યકલા શીખ્યા હતા

- તેમના પિતા મામલતદાર હતા અને મારી સમૃદ્ધિ મૂકી ગયા હતા રા રા બાબા-

સંસ્કૃતને વિદ્યાવિલાસનો એટલો બધો રસ હતો, વિદ્યાના ખરા ભક્તોને જે સ્વાતંત્ર્ય હોય છે તેની એટલી બધી ઉત્કટતા એમનામાં હતી, કે સરકારી નોકરીમાં સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કર્યા છતાં, આજ સુધી તેમાં ને તેમાં રહેવાતાં ગામગત સુધી ચઢાય તેવી મદદ અને આશા છતાં, તેમણે નોકરી છોડી દીધી અને સ્વતંત્ર ધંધો કરવાનો આદર કર્યો. સોડાના ખીડનું તેમણે એક મ્હોટું કારખાનું કાઢયું અને તેમાં સામાન્ય ખીડ ભરવા કરતાં વીલાયતથી આવતા માલ જેવું ખીડ કાઢવાની ઇચ્છા રાખી એટલુંજ નહિ પણ ખેતીવાડીના કામને સસ્તા, સાદા, અને સરસ એવા પાણી લેવાના સાંચા પરા પાડવાના પ્રયોગોમાં ઘણો વ્યય કર્યો. એ કારખાનામાં તેમને ઘણી ખોટ ગઇ અને તેઓની વ્યાવહારિક સ્થિતિ વિપરીત થઈ ગઇ. પણ સોડાની ભઠ્ઠીઓ છકળતી હોય ત્યાં પણ જે પુરુષ કાવ્યનિમગ્ન રહી શકતો તેનો વિદ્યાવિલાસ તેનો તેજ રહ્યો; તેની સ્વાતન્ત્ર્યપ્રિયતા તેની તેજ રહી; તેનો ટેક તેનો તેજ રહ્યો;—અને તેને વ્યવહારકુશલ મિત્રો, સ્નેહીઓ, સંબંધીઓ અનેક રીતે વ્યવહારચાતુર્યમાં ઘણો કહી ત્યજી ગયા તો પણ તેણે પોતાને હાથે પોતાના નિશ્ચયોથી હલકું કાંઇજ કર્યું નહિ. જે મૃચ્છકટિકનું આ પુરુષે બહુ સુરસ વાણીથી ભાષાંતર કર્યું છે તેનો નાયક ચારુદત્ત એજ જાણે એની નિરંતરની ભાવના રહી. મહાવિપત્તિ અને ભાગ્યનો વિપર્યય આ તરુણ કવિએ અનુભવ્યા, તેમાં જે ધીરજ, પરાક્રમ, અને ભવ્યતા સાચવી રાખ્યાં, તે એના વિદ્યાવિલાસ જેટલાંજ દરકોઇને બોધક અને અનુકરણ કરવા જેવાં છે. તેનાં આશયો અતિ વિશુદ્ધ હતા, તેના વિચારો અતિ વિશાલ હતા, તેની યોજનાઓ સર્વગ્રાહી હતી. આવા એક નરરત્નનો વિલોપ થતાં સર્વ સુજનોનાં હૃદયમાં અત્યારે અતિ આર્દ્રતા ભરેલો શોક વ્યાપી રહે એ સ્વાભાવિક છે. તેમની પાછળ તેમનાં માતા, પત્ની, ત્રણ પુત્રો અને બે પુત્રીઓ વિદ્યમાન છે.

---

## ૨

## સાહિત્ય.

### ( મળેલું ) *

### ઓનરેબલ મી અબદુલ્લાભાઈ મેરાલી ધર્મશી.

---

* એઓ જીલ્લાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર ખાનસાહેબ કરમઅલ્લી રહીમ નાનજીઆણી બી. એ. એમણે આ ગૃહસ્થ માટે ઇનામ જાહેર કરી કવિતાઓ રચાવેલી તેમાં જે બત્રીશ નમુના આવેલા તેમાંથી ઇનામને યોગ્ય ઠરેલા આ બે અમોને પ્રસિદ્ધ કરવા મોકલ્યા છે.

### ભુજંગીછંદ.

બહાદૂર ખાંડા બડા બખ્ખવાળો, જશીનો રૂડો ને રસીલો રૂપાળો;
સભામાં શુરો સેહદેરી સરવથી બડો રક બેલી દયાળુ ધરમૂસી. ૧

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| બ | કુ | રૂ | મ | બૂ | ગે | પુ | ગે | એ | પ | ર | મૂસી | |
| વ | ડો | છે | ૧વ | વે | કી | પ્ર | કૃ | ૧ત | ગ | ર | મૂશી | |
| ધ | ણા | રં | ક | ગા | તા | ગુ | ણો | ના | ધ | વ | લુંશી | |
| બ | ડો | ર | ક | બે | લી | દ | યા | ળુ | ધ | ર | મૂસી | ૨ |
| બ | રે | ર | ક | બે | લી | પ | યા | સ | ડું | વા | શી | |
| સુ | બે | શુ | બ | બો | લ્યા | દ | વા | દે | ઉ | ખા | શી | |
| લ | લા | ટે | છ | પે | લી | દ | ઈ | કદે | ક | ર | મૂશી | |
| ગ | યો | ર | ક | બે | લી | દ | યા | ળુ | ધ | ર | મૂસી | ૩ |
| ઘ | ણાં | સો | ક | ના | ધો | ક | પા | ળુ | ક | તા | તે . | |
| આ | રે | રં | ક | ને | કે | મ | આ | વૈ | ધ | વા | તે | |
| ધ | ડો | ટે | ક | નો | શુ | ભ | કા | મે | શ | ર | મૂશી | |
| બ | ડો | ર | ક | બે | લી | દ | યા | ળુ | ધ | ર | મૂસી | ૪ |

( બીજો નમુનો )

#### દોહરો.

શ્રમ ગુણ સમ્પન ધરમગી, વસ્યો સ્વર્ગમાં વાસ;
જતાં પુરૂષ પરમારથી, જન બહુ દિલે ઉદાસ. ૧

#### ભુજંગી છંદની ચાલ.

અરે કાળ! આ રૈ તુને ઉદ્દતાઈ! ગયો કીમતી રત્ન રોળ્યું રિસાઈ.
ગતિ એક આવીજ તારી અધમૂશી હણ્યો રક બેલી દયાળૂ ધરમૂશી. ૨
શુભી કુળમાં જન્મ પામ્યો પ્રતાપી, સુવિદ્યા શિખ્યો મોજ ત્યાગી તથાપી,
શુભા રીત પાળી ઉછળતી કશગૂશી! બડો રક બેલી દયાળૂ ધરમૂશી ૩
વળી હું સુણે સુણીમા નિશાનો, કરે એકડો જ્ઞાનનું પાન ખાજો,

સુશીતીત થૈ હે હુવા કોઈ ઠમશી ! ખડો રક બેલી દયાળુ ધરમશી ૪
સ્વધર્મી જનોની સુકેળવણી કાજે, મળી મડળી સાવ ચોરાણુમા જે,
રસે રીઝવી વાહે ! તે એકદમ્ શી ! ખડો રક બેલી દયાળુ ધરમશી ૫
ઉચ્ચ જ્ઞાન ઇસ્લામિમાં વૃદ્ધિ પામે, મળે રોજી સરકારથી સ્નેહ જામે,
ફરી અર્જ ધારાસભામા ગરમશી ! ખડો રક બેલી દયાળુ ધરમશી ૬
ભલા કામમા અગ્ર ભાગે જણાયો, સદા હોસિએ–જનુ હિતેચ્છુ ગણાયો,
રહ્યો અલ્પ કાળે સુકીર્તિ પરમશી ! ખડો રક બેલી દયાળુ ધરમશી ૭
પ્રજા પ્યાર સરકારથી માન્ય પામ્યો, અધિકારિ કોન્સીલનો થૈ વિરામ્યો,
અકાળે લિધી વાટ વૈકુંઠ ગમશી ! ખડો રક બેલી દયાળુ ધરમશી ૮

દોહરો.

દીન ઉપર જેને દિલે, હતી દયા પ્રતિદિન,
ગૂમ થતાં પારસમણી, નનામિયા અતિખિન ૯

---

૨

## કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સી. આઈ. ઈ.

ગૂજરાતે એક અવાજે પોતાના કવીશ્વર રૂપે સ્વીકારેલો તારો આજે આપણી દૃષ્ટિથી અસ્ત પામે છે તેના જવાની નોંધ ઇતર જનોનાં પ્રયાણની નોંધ જેવી નથી કવિ પોતાના સમયનું પ્રતિબિંબ હોય છે, પોતાના સમય કરતાં આગળનો સમય જોનાર પેગંબરો કે કવિઓ પણ પોતાના સમયનું પ્રતિબિંબ નથીજ હોતા એમ નથી સમષ્ટિમય કવિરત્નનો અસ્ત એ, કોઈ એક વ્યક્તિના અસ્ત કરતાં વધારે બોધક હોવો જોઇએ અને એટલાજ માટે અમો એ કવીશ્વરની ખોટને માટે શોક દર્શાવી, તેમનું સ્થાન લેનાર કોઇ નથી એને માટે એથી પણ અધિક ખેદ દર્શાવી, કેટલીક પ્રાસંગિક કે અપ્રાસંગિક ચર્ચામાં ઉતરીએ તો તેમાં શિષ્ટાચારનો ભંગ થયો ગણાશે નહિ

પુરુષપ્રયત્ન શું કરી શકે છે તે વિચારીએ, નીતિ અને ચારિત્રની એકાગ્રતાથી કેવુ પૂજ્યત્વ આવે છે તે ધ્યાનમાં લેઇએ, પોતાના નિર્વાહના કર્તવ્યમાથી પણ પરમાર્થ સિદ્ધ કરવાને મથવાનો આગ્રહ અવલોકીએ, ગૂજરાતમા વાચન અને કાવ્યનો કાંઈ પણ શોખ ઉપજાવવાનો વિધાતાનો રમ્ય લક્ષમાં રાખીએ, અને તે સર્વ સાથે તેમના કાવ્યોના ચમત્કારની ખુબી પણ અનુભવમાં આણીએ ત્યારે કવિ દલપતરામ એ નામ કવીશ્વર કે એથી પણ વધારે પૂજ્યતા સાથે આપણાં સ્મરણમાં રહેશે કવીશ્વર જે સમયમા વિચરતા હતા તે સમય અર્વાચીન ગૂજરાતી સાહિત્યનો આરંભકાલ હતો શાલાઓની યોજના તેમ શાલાઓમા ચલાવવાના પ્રત્યેક વિષયનાં પુસ્તકોની યોજના એ બધું નવુજ આરંભાતુ હતુ. આપણે એક પ્રકારની માનસિક નિદ્રામાથી જાગતા હતા અને જગાડનારનો પરમ ઉપકાર માની તેના પજ્યના પજનમાજ કૃતાર્થતા સમજતા હતા

આજને સમયે સમાજ, ધર્મ, જીવન, ઈત્યાદિ સબંધે ગૂજરાત કે આખા દેશના આગળ જે જે ભાવનાઓ છે તે બધી તે વખતે ન હતી. ગૂજરાતના ચારણોની વાતોને રાસમાલા રચવાને અર્થે સાંભળવાનો રસ લાગતાં દલપતરામને પાસે રાખી ગૂજરાતી કાવ્યનો પણ કાંઈક ઉદ્ધાર કરવાનો આદર સર અલેકઝાન્ડર કિન્લોક ફાર્બસને થઈ આવ્યો. તેમને દલપતરામના અને આખા ગૂજરાતના ભોજની ઉપમા આપીએ તો અયોગ્ય નહિ ગણાય. પરંતુ એમણે ભાટ ચારણોની કવિતા ઉપરાંત માત્ર દલપતરામની કવિતાનેજ ઉત્તેજન આપ્યું, તેજ સાંભળી અને વખાણી. જૂના કવિ, ભાલણ, દયારામ, અખો, પ્રેમાનંદ, શામળ આદિનાં કાવ્યોનો ઉપયોગ 'કાવ્યદોહન'માં થયો છે તે કરતાં વધારે ઉપયોગ તેમનાથી તેમણે દીઠો નહિ. અંગરેજીમાં બોધક (Ditactic) અને સ્વભાવોક્તિમય (Narrative) કાવ્યો હોય છે તેનો તેમને ઉત્તમ કાવ્યરૂપે રસ લાગ્યો હોય એ સંભવિત છે, એટલે તેમણે દલપતરામનાં તે પ્રકારનાં કાવ્યોને પસંદ કર્યાં. અથવા અમને તો એમ ભાસે છે કે ફાર્બસ સાહેબે પોતાની કાવ્યભાવના દલપતરામને શીખવી.

વાચનમાલાની રચના થઈ તેમાં પણ મહેરબાન હોપ સાહેબનો અભિપ્રાય સર્વને માન્ય થવા જેવું ધોરણ હતું. તે પુરુષ આ દેશની કેળવણીની સ્થાપના કરવામાં દેશકાલાનુસાર મ્હોટો ભગીરથ પ્રયત્ન કરી ગયા છે; તેમના લક્ષમાં અંગરેજી 'રીડર્સ'ની ભાવના રહેલી, તેમાંનાં સ્વભાવવર્ણનરૂપ કે બોધક કાવ્ય જેવાંજ કાવ્યો આ દેશની વાચનમાલામાં પણ આવવાં જોઈએ એ તેમનો ઉદ્દેશ રહેલો. એટલે જેમ એક પાસાથી ફાર્બસ સાહેબે તેમ બીજી પાસાથી હોપ સાહેબે પણ દલપતરામને બોધક અને સ્વભાવોક્તિમય કાવ્યોની પદ્ધતિ શીખવવા માંડી. કાલાન્તરે ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીમાં રહી ગૂજરાતી સાહિત્યને સ્વરૂપ આપી શકાય તેવી સ્થિતિ થઇ, શાલાઓમાં ગૂજરાતી કાવ્યના શિક્ષકરૂપે કાવ્યભાવનાની ઉત્તમોત્તમ સ્થાપના કરવાનો ભાગ્યશાલી સમય આવ્યો, ત્યારે તો કવિ એટલી વયે પહોંચ્યા હતા કે જ્યારે પણ કરી મનુષ્ય માત્ર પોતાના અભિપ્રાયો તુરત બદલી શકે એવી સ્થિતિમાં હોતું નથી. ગૂજરાતને વાંચન અને કાવ્યસ્વરૂપનો કાંઈક પણ સ્વાદ લગાડનાર રૂપે દલપતરામને આપણે જેટલું માન આપીએ તેટલું ઓછું છે, પણ જે કાવ્યભાવના એમણે અને એમના અનુયાયીઓએ ગૂજરાતને આપી છે, અને જેવટની કરીને આપી છે, તેટલીજ તેમના કવિત્વમાં હતી કે વધારે હશે? એ પ્રશ્ન થાય છે; તેમજ કાવ્યભાવનાનો પરમાવધિ એજ છે ? એમ પણ પ્રશ્ન ઉઠે છે. ફાર્બસ અને હોપ સાહેબની આશા અને કાવ્યના ધોરણ પ્રમાણે કાવ્યતરંગને વહેવા દેવાની દલપતરામની પ્રકૃતિ જોતાં એ પ્રશ્નનો નિર્ણય કરી શકાય તેમ નથી કે દલપતરામ છે તે કરતાં વધારે ઉત્તમ પ્રતિભાને પાત્ર હતા કે નહિ. પરંતુ એ પ્રશ્નનું ઉત્તર આપવામાં તો ઘણા ખરા સુજ્ઞનો એકમત થશે- કે કાવ્યભાવનાની પરમાવધિ તે દલપતકાવ્યજ નથી.

પણ આ વાર્તા અત્યારે આપણેજ કહેવી પડે છે એમ નથી. દલપતરામના પોતાના સમયમાં, વાચનપ્રકારની અને કાવ્યભાવનાના 'ટકશાલ ગણવી હતી તેવામાંજ, મુંબઈ'

અને સુરત તરફ એક વિદ્વાન્ મંડલ પોતાની નવીજ ભાવનાએ વાચન અને કાવ્યની પ્રવાહને દોરવા યત્ન કરતુ હતુ.' સંસ્કૃત વિદ્યાના સંસ્કાર પામી તેના કાવ્ય ચમત્કારનો શક્ત થયેલો, ટેનીસન, શેલી અને બાયરન શેક્સપીઅરથી તે મિલ્ટન અને કાઉપર સુધી કાવ્યપ્રતિભાને ઓળખતો, અંગરેજી ઉપરાંત જર્મન, ફ્રેંચ, લાટિન, ગ્રીક, સાહિત્યમાં વિહરતો, કાલિદાસ, શૂદ્રક, જયદેવ, આદિનો રસ પોતાના દેશીઓને ચખાડવા યત્ન કરતો, અને દેશી યુવકોને રમતી ઉત્તમોત્તમ ભાવના શીખવવાનોજ ધંધો કરતો, ડાક્ટર હોરેસ હેમન વીલ્સન, એ મંડલનો સહાય અને પ્રેરક હતો. તે મંડલ ઉપર તેની છાપ પડી હતી. બુદ્ધિવર્દ્ધક, ડાંડીયો, એ નામનાં પત્ર કાઢી, બુદ્ધિવર્દ્ધકસભા સ્થાપી, અનેક ગ્રંથો લખી, તેઓ જે પ્રયત્ન કરતા, વાચન અને કાવ્યની જે ભાવના ગૂજરાતને આપવા ઇચ્છતા તેનું સ્પષ્ટ આદર્શ કવિ નર્મદ જેવો તેમનો પરમપૂજ્ય અગ્રણી હતો. સંસ્કૃત સાહિત્યના સર્વસ્વનો થોડો ઘણો પણ સ્વાદ લેઇ, દયારામભાઈ જેવા કવિને અંધકારમાંથી બહાર લાવવાનો યત્ન કરી, અંગરેજી કાવ્યસાહિત્યનો પણ વિહારી, અતુલ બલવતી પ્રતિભાવાળો, એ પુરુષ નવીજ જાતનું કાવ્ય ગૂજરાતને સંભળાવવા લાગ્યો. એ પણ કાવ્યભાવનાનો પરમાવધિ છે એમ કહેવાનો આગ્રહ કરવાનો હેતુ રાખ્યા વિના પણ એમ કહી શકાય કે દલપતશાહી કાવ્યભાવના કરતાં આ નર્મદશાહી કાવ્યભાવના વાસ્તવિક કાવ્યભાવનાની વધારે સમીપ હતી. વળી આ નર્મદપક્ષનુ સુભાગ્ય હતું કે એ પક્ષમાં નર્મદાશંકર ઉપરાંત બીજા પણ બે ચાર સારા લેખક હતા. દલપતરામના પક્ષમાં તેમના વિના અન્ય સારા લેખકો તેમના સમયમાં એટલે કે જે સમયે તેઓ ગૂજરાતને પોતાની કાવ્યભાવના શીખવતા હતા તે સમયમાં ઝાઝા હતા નહિ. બન્ને પક્ષની ભાવનાઓની તુલના કરનારાં ભાષણો, વ્યાખ્યાનો, ચર્ચાપત્રો, અને રમુજી નકલો સુધાંત પણ આપણને જૂનાં બુદ્ધિવર્દ્ધક અને બુદ્ધિપ્રકાશની ફાઇલોમાંથી મળી શકશે.

કોઈ પણ બે કાવ્યમાંથી કીયું સારું ને કીયું નહિ, એકના એક પુરુષનાં રચેલાં જેમાં પણ કીયું સારું ને કીયું નહિ એ કહેવુ અતિશય કઠિન છે. જોનારની પોતાની રુચિ અનુસાર તેને સારું નહિ–સારુ લાગે એ કારણ ઉપરાંત મુખ્ય કારણ એવું છે કે પ્રત્યેક કાવ્યને પોતપોતાનીજ ખુબી હોય છે, વખતે બીજા સાથે સરખાવી શકાય એવો સાધારણ ધર્મ જેમાં ન હોય તેવી પણ ખુબી હોય છે. આમ હોવાથી કાવ્યત્વની એક અમુક ભાવના સાથે મેળવવાથી જેનું કાવ્યત્વ સિદ્ધ થાય તે સારું કાવ્ય એવો શિષ્ટસંપ્રદાય છે. પરંતુ એ કાવ્યભાવના એ પાછી સહૃદયવેદ્ય છે, અને સહૃદયત્વ સર્વને હોતું નથી એ દુર્ભાગ્ય છે. એટલે દલપતશાહી કે નર્મદશાહીની ઉત્તમતા અધમતાનો નીકાલ ન થઈ શક્યો ત્યારે સામાન્યજનો જેમ એક ગુણને બીજી ખામીથી હલકો પાડવા ઇચ્છે છે તેવી, સંભારતાં પણ અતિ શોચ કરાવતી, પદ્ધતિએ એ તુલનાનો ન્યાય થયો જણાય છે. એ પદ્ધતિજ જાણે ખરા પ્રશ્નનો નિર્ણય કરી શકતી હોય, પાત્રની અન્ય પ્રકારની ખામીને પાત્રસ્થિત વસ્તુના અન્ય પ્રકારના ઉત્કર્ષમાંથી કાંઈક ઉણું કરી શકવાનું ધોરણ જાણે સત્ય હોય, તેવા ઉદ્ગારોનાં કાવ્યો પણ એક અથવા બીજા પક્ષે ગાળાગાળી કર્યા જેવાં ગાયાં છે. તેમનો નામ નિર્દેશ કરવો અત્ર આવશ્યક નથી.

દલપતરામ ગ્રહણ કરનાર, નર્મદ આપનાર હતો. સ્વચ્છ કાચમાં પડતા પ્રકાશને દર્શાવનાર દલપતનું હૃદય, પ્રકાશ પડતાંજ બળઉઠતા સૂર્યકાન્ત જેવા નર્મદહૃદયથી જુદુંજ હતું. દેશકાલ અને અધિકારીને વિચારી વિચારી કાવ્યતરંગને મર્યાદામાં રાખવાનો યત્ન કરનારા દલપતરામ અને કાવ્યપ્રતિભાના સ્વતંત્ર સ્વરૂપને દેશકાલનિરપેક્ષ પ્રાપ્ત કરવાના અભિલાષી નર્મદાશંકર એમની વચ્ચેનો તફાવત તુરતજ સમજાઈ શકે એવો છે. અમદાવાદમાં રહી ગૂજરાતી સાહિત્યનો ઉદ્‌ભવ કરાવનાર ગૂજરાતના ભોજ સર એલેક્ઝાન્ડર કિન્લૉક ફાર્બસના હાથ નીચે ગૂજરાતના ગ્રાહક કવિને હાથે જ્યારે આટલું બધું કરાવી શકાયું છે ત્યારે મુંબઈમાં એજ યોજના આશ્રયથી સ્થપાયલી ફાર્બસ સભા "રાસમાલા"-ના ભાષાંતર કરતાં વધારે સંગીન કામ કરી શકી નથી. કારણ સ્પષ્ટજ છે. અમદાવાદમાં બધા ગ્રહણ કરનારા પંડિતો હતા, મુંબઈમાં તો કાંઈક પણ આપવાના ઉન્માદમાં ચઢેલા પંડિતો હતા. ગ્રાહકોએ જે જે ગ્રહણ થયું તે તે લખ્યું અને ગાયું, અર્પનાર તેનો તે છતાં જે ગ્રહણ કરવા નહિ પણ સામા અર્પવા તૈયાર હતા તેમણે તેની વાંસળીના નાદ પ્રમાણે પદવિન્યાસ ન વિસ્તાર્યો. આ રીતે પણ આ બે પક્ષનો તફાવત ખુલ્લો છે. નર્મદાશંકર અને દલપતરામ એ બે શરીરોને ન ઓળખનાર, એ બે શરીરોને અંગે જે જે સંબંધી, સહાય, મિત્ર, મંડલો આદિ હતાં તેમનું લેશ પણ ભાન ન પામેલો, કોઈ વિદેશી સહૃદય આ બેની કૃતિને વિવેકે તો વાસ્તવિક પ્રતિભાના પ્રદેશ ઉપર નર્મદાશંકરનું છે તેટલું દલપતરામનું લક્ષ નથી એમ તે તુરતજ કહી શકે. પણ આપણા દેશમાં તે સમયે જે વિવાદ ચાલ્યો હતો તેમાં આવો નીવેડો થઈ શક્યો નથી. જે નર્મદાશંકરમાં હતું, તે દલપતરામમાં ન હતું, દલપતરામમાં હતું તે નર્મદાશંકરમાં ન હતું. પરંતુ તે એકના એક કાવ્યના કે લેખનના વિષયમાં હોત તો તુલનાનો અવકાશ ઠીક હતો, એકલી કાવ્યયોજનાના પરત્વે જે નર્મદમાં હોય તે દલપતમાં ન હોય અને દલપતમાં હોય તે નર્મદમાં ન હોય તો તો કવિપદ ઉપર ઉભયનો સમાન અધિકાર થઈ શકે પણ આ તો જુદે જુદા વિષયમાં એકમાં હતું તે બીજામાં ન હતું એમ સમજવામાં હતું, અને તેવી સમજણને આધારે કાવ્યતત્ત્વમાં આ બે પુરુષોની તુલનાનો ન્યાય જનસમાજે આપવા યત્ન કર્યો. નર્મદાશંકરની વૃત્તિ ઉદ્ધત, ઉચ્છૃંખલ, સ્વતંત્ર છે એટલે તેનું ચારિત્ર અને તેમની નીતિ પણ, જેને સંપૂર્ણ માનવાનો પ્રચાર પડેલો છે તેવી સંપૂર્ણ નથી, દલપતરામની વૃત્તિ સુશીલ, નિયમિત, સર્વને રંજન કરવાની છે-એટલે તેમનું ચારિત્ર અને તેમની નીતિ સંપૂર્ણ નીતિપદ્ધતિના તે સમયે માન્ય થયેલા ધોરણ પ્રમાણે ઉત્તમ છે. આવી એક સરખાવટ ઉભી કરીને એમ પણ સ્વીકારી લેવામાં આવ્યું કે નર્મદની કવિતા અને તેના લેખ વાંચવાથી અનીતિની વૃદ્ધિ થાય છે, દલપતની કવિતા અને તેના લેખ વાંચવાથી નીતિને પુષ્ટિ મળે છે. "ભાઈ બ્હેન સાથે બેસીને વાંચી શકે એવી દલપતરામની કવિતા છે" એ દલપતરામને ઉત્તમ કવિ કહેવાનું અને "ભાઈ બ્હેન સાથે બેસીને ન વાંચી શકે એવી નર્મદની કવિતા છે" એ નર્મદની કવિતાને ઉતરતી પંક્તિની કહેવાનું ધોરણ આ પ્રકારે ઉપજાવી લેવામાં આવ્યું.

'સુધારો' એ નામની જે નવીન ભાવનાએ કાંઈક સમય ગૂજરાતનું સામાન્ય લો-

ગયું તેનાં તો આ બન્ને પક્ષવાળા પરમભક્ત હતા. ડાક્તર વીલ્સનને કે ફારબસ સાહેબને કે હોપ સાહેબને 'સુધારો' તો પરમપ્રિય હતોજ, નર્મદ અને દલપત બન્ને સુધારાનાજ કવિ હતા પણ સર્વનું રંજન કરનાર, અર્થાત્ કરીને પ્રતિબિંબ ઉપજાવનાર દલપત, જ્યારે સુધારાનો સાર "ધીમે ધીમે સમજાવતા" હતા, ત્યારે "મહારાજ લાઇબલ કેસ"-માં, ધર્મને નામે ચાલતી અનીતિને ખુલ્લી પાડવામાં યાહોમ કરી વિજયી થયેલા સુધારા-મંડળનો કવિ નર્મદ "યાહોમ કરીને" આગળ પડવાનીજ બાનીથી પોતાના દેશીઓને ખરદાવતો હતો. વિચાર અને આચાર વચ્ચે અંતર રહે તો ગમે તેવા વિચારો પણ શ્રોતાને અસર કરી શકે નહિ એવી જે ભાવના ઉદાર હૃદયોમાં રહે છે તે નર્મદ અને નર્મદના પક્ષની ઈષ્ટદેવતા હતી, વિચાર કરતે કરતે, સર્વનાં મન મેળવતે મેળવતે, સમય આવે ને સર્વે કરવા તૈયાર થાય ત્યારે, વિચાર પ્રમાણે આચાર કરવો, એવી જે ભાવના, સંસારે સંસાર કરતાં અધિક કરવાની ઇચ્છા છતાં કાયબલ અને સાહસના અભાવવાળાં હૃદયો ગણગણ્યાં કરે છે તે દલપત અને દલપતના પક્ષની સમાધાનમતિ હતી. સુધારો અને સુધારાનો ઉપદેશ ખોટો છે કારણકે તે ઉપદેશ કરનારાજ તે પ્રમાણે વર્તતા નથી એવી જે સામાન્ય ઉક્તિ તે સમયે સુધારાની સામે લાવવામાં આવતી હતી તેને તેનું બોલનારના મોઢામાં પાછી ઘાલવા સુધીના સાહસ અને સ્વાર્પણ નર્મદ અને નર્મદના પક્ષમાં હતાં. તેણે પોતેજ નાત, જાત, કુટુંબ, આદિ અનેક લાભોનો ભોગ આપી, પરણેલી સ્ત્રી વિદ્યમાન છતાં, પુનર્લગ્ન કરી બતાવી, સુધારાના ઉપદેશને પોતે સંપૂર્ણ રીતે સત્ય માને છે એમ સિદ્ધ કરી બતાવ્યું હતું. દલપત અને દલપતના પક્ષમાં આ પરાક્રમનો અંશ પણ હતો નહિ. એક કવિનું જીવન પણ જ્યારે કવિતા હતું ત્યારે બીજા કવિનું જીવન તો વ્યવહારરૂપ રહ્યું હતું. મન કર્મ અને વાણીની એકતા, જે કાલે જે માનવું તેજ બોલવું અને તેજ કરવું એવો મહાજનોની મહત્તાનો જે રાજમાર્ગ, કવિઓનું વિત્ત, તેનાથી દલપત અને તેનો પક્ષ વિમુખ હતા. વિમુખ હતા એટલે તે માર્ગને ખોટો કહેતા હતા કે માનતા ન હતા એમ ન હતું, પણ તેવેજ માર્ગે આચરણથી વિચરવાનું સાહસ તેમનામાં નહતું.

કવિ તો બન્ને હતા. પાંડિત્ય, પ્રતિભા અને જીવન જોતાં નર્મદને કાવ્યના પ્રત્યક્ષ રસરૂપ હરકોઈ સહૃદય સ્વીકારી લે તેમ હતું, દલપતમાં તેવો ધ્વનિ પણ સમજાય એમ નહતું. આ બી અસમાનતાનો ન્યાય કરવાનો હતો. અને તે ન્યાય, આ દેશના દુર્ભાગ્યે, દલપતના પક્ષને હાથે થવાનો હતો. તેજ સરકાર સુધી લાગવગવાળા હતા, કેળવણીખાતાની નવી વ્યવસ્થામાં અગ્રભાગ લેનારા હતા. ન્યાય અપાયો. નર્મદ અનીતિવાળો છે દલપત નીતિવાળો છે, માટે નર્મદ સારો કવિ નથી, દલપત કવીશ્વર છે એ ન્યાયને સરકારની પણ મ્હોર છાપ લાગી ગઈ અને કવીશ્વર દલપતરામને સી આઇ ઇ-નો માનવંતો ઇલકાબ આપવામાં આવ્યો. આ ન્યાયની સામે યુદ્ધ ચલાવવાને નર્મદના પક્ષના અગ્રણીઓ જીવતા રહ્યા નહિ, નર્મદ પોતે પણ ઉત્તરાવસ્થામાં સાત્વિક થઈ એવા વાક્કલહમાં ઉતર્યો નહિ પણ મન કર્મ વાણીની એકતાના ઉપાસક એ મહાન્ હૃદયને જે વિચારવિપર્યય તેના ઉત્તરાવસ્થામાં થયો તે કેવો ભવ્ય, કેવો ચમત્કારિક, અને તેના દૃઢ નિશ્ચયને સીધો કેવો સુન્દર

દલપતરામ ગ્રહણ કરનાર, નર્મદ આપનાર હતો. સ્વચ્છ કાચમાં પડતા પ્રકાશને દર્શાવનાર દલપતનું હૃદય, પ્રકાશ પડતાંજ બળુકી ઉઠતા સૂર્યકાન્ત જેવા નર્મદહૃદયથી જુદુંજ હતું. દેશકાલ અને અધિકારીને વિચારી વિચારી કાવ્યતરંગને મર્યાદામાં રાખવાનો યત્ન કરનારા દલપતરામ અને કાવ્યપ્રતિભાના સ્વતંત્ર સ્વરૂપને દેશકાલનિરપેક્ષ પ્રાપ્ત કરવાના અભિલાષી નર્મદાશંકર એમની વચ્ચેનો તફાવત તુરતજ સમજાઈ શકે એવો છે. અમદાવાદમાં રહી ગૂજરાતી સાહિત્યનો ઉદ્ભવ કરાવનાર ગૂજરાતના ભોજ સર એલેકઝાન્ડર કિન્લૉક ફાર્બસના હાથ નીચે ગૂજરાતના ગ્રાહક કવિને હાથે જ્યારે આટલું બધું કરાવી શકાયું છે ત્યારે મુંબઈમાં એજ ભોજના આશ્રયથી સ્થપાયેલી ફાર્બસ સભા "રાસમાળા"-ના ભાષાંતર કરતાં વધારે સંગીન કામ કરી શકી નથી. કારણ સ્પષ્ટજ છે. અમદાવાદમાં બધા ગ્રહણ કરનારા પંડિતો હતા, મુંબઈમાં તો કાંઈક પણ આપવાના ઉન્માદમાં ચઢેલા પંડિતો હતા. આડકોએ જે જે ગ્રહણ થયું તે તે લખ્યું અને ગાયું, અર્પનાર તેનો તે છતાં જે ગ્રહણ કરવા નહિ પણ સામા અર્પવા તૈયાર હતા તેમણે તેની વાંસળીના નાદ પ્રમાણે પદવિન્યાસ ન વિસ્તાર્યો. આ રીતે પણ આ બે પક્ષનો તફાવત ખુલ્લો છે. નર્મદાશંકર અને દલપતરામ એ બે શરીરોને ન ઓળખનાર, એણે શરીરોને અંગે જે જે સંબંધી, સહાય, મિત્ર, મંડળો આદિ હતાં તેમનું લેશ પણ જ્ઞાન ન પામેલો; કોઈ વિદેશી સહૃદય આ બેની કૃતિને વિલોકે તો વાસ્તવિક પ્રતિભાના પ્રદેશ ઉપર નર્મદાશંકરનું છે તેટલું દલપતરામનું લક્ષ નથી એમ તે તુરતજ કહી શકે. પણ આપણા દેશમાં તે સંબંધે જે વિવાદ ચાલ્યો હતો તેમાં આવો નીવેડો થઈ શક્યો નથી. જે નર્મદાશંકરમાં હતું, તે દલપતરામમાં ન હતું, દલપતરામમાં હતું તે નર્મદાશંકરમાં ન હતું. પરંતુ તે એકના એક કાવ્યના કે લેખનના વિષયમાં હોત તો તુલનાનો અવકાશ ઠીક હતો, એકલી કાવ્યયોજનાના પરત્વે જે નર્મદમાં હોય તે દલપતમાં ન હોય અને દલપતમાં હોય તે નર્મદમાં ન હોય તો તો કવિપદ ઉપર ઉભયનો સમાન અધિકાર થઈ શકે. પણ આ તો જુદે જુદા વિષયમાં એકમાં હતું તે બીજામાં ન હતું એમ સમજવામાં હતું, અને તેવી સમજણને આધારે કાવ્યર્ષમાં આ બે પુરુષોની તુલનાનો ન્યાય જનસમાજે આપવા યત્ન કર્યો. નર્મદાશંકરની વૃત્તિ ઉદ્ધત, ઉચ્છૃંખલ, સ્વતંત્ર છે એટલે તેનું ચારિત્ર અને તેમની નીતિ પણ, જેને સંપૂર્ણ માનવાનો પ્રચાર પડેલો છે તેવી સંપૂર્ણ નથી; દલપતરામની વૃત્તિ સુશીલ, નિયમિત, સર્વને રંજન કરવાની છે એટલે તેમનું ચારિત્ર અને તેમની નીતિ સંપૂર્ણ નીતિપદ્ધતિના તે સંબંધે માન્ય થયેલા ધોરણ પ્રમાણે ઉત્તમ છે. આવી એક સરખાવટ ઉભી કરીને એમ પણ સ્વીકારી લેવામાં આવ્યું કે નર્મદની કવિતા અને તેના લેખ વાંચવાથી અનીતિની વૃદ્ધિ થાય છે, દલપતની કવિતા અને તેની લેખ વાચવાથી નીતિને પુષ્ટિ મળે છે. "બાપ બહેન સાથે બેઠીને વાંચી શકે એવી દલપતરામની કવિતા છે" એ દલપતરામને ઉત્તમ કવિ કહેવાનું અને "બાપ બહેન સાથે બેસીને ન વાંચી શકે એવી નર્મદની કવિતા છે" એ નર્મદની કવિતાને ઉતરતી પંક્તિની કહેવાનું ધોરણ આ પ્રકારે ઉપજાવી લેવામાં આવ્યું.

'સુધારો' એ નામની જે નવીન ભાવનાએ કાંઇક સમય ગૂજરાતનું સામાન્ય ભો-

ગણ્યું તેનાં તો આ બન્ને પક્ષવાળા પરમભક્ત હતા. ડાક્તર વીલ્સનને કે ફારબસ સાહેબ-ને કે હોપ સાહેબને ‘સુધારો’ તો પરમપ્રિય હતોજ, નર્મદ અને દલપત બન્ને સુધારાના-જ કવિ હતા પણ સર્વનું રંજન કરનાર, મહણ કરીને પ્રતિબિંબ ઉપજાવનાર દલપત, જ્યારે સુધારાનો સાર “ધીમે ધીમે સમજાવતા” હતા, ત્યારે “મહારાજ લાઇબલ કેસ”-માં, ધર્મને નામે ચાલતી અનીતિને ખુલ્લી પાડવામાં યાહોમ કરી વિજયી થયેલા, સુધારા-મંડળનો કવિ નર્મદ “યાહોમ કરીને” આગળ પડવાનીજ બાનીથી પોતાના દેશીઓને ભરદાવતો હતો. વિચાર અને આચાર વચ્ચે અંતર રહે તો ગમે તેવા વિચારો પણ શ્રોતાને અસર કરી શકે નહિ એવી જે ભાવના ઉદાર હૃદયોમાં રહે છે તે નર્મદ અને નર્મદના પક્ષની ઇષ્ટદેવતા હતી, વિચાર કરતે કરતે, સર્વના મન મેળવતે મેળવતે, સમય આવે ને સર્વ કરવા તૈયાર થાય ત્યારે, વિચાર પ્રમાણે આચાર કરવો, એવી જે ભાવના સંસારને સંસાર કરતાં અધિક કરવાની ઇચ્છા છતા કાયબલ અને સાહસના અભાવવાળાં હૃદયો ગણગણ્યા કરે છે તે દલપત અને દલપતના પક્ષની સમાધાનમૂર્તિ હતી. સુધારો અને સુધારાનો ઉપદેશ ખોટો છે કારણકે તે ઉપદેશ કરનારાજ તે પ્રમાણે વર્તતા નથી, એવી જે સામાન્ય ઉક્તિ તે સમયે સુધારાની સામે લાવવામાં આવતી હતી તેને તેનું બોલનારના મોઢામાં પાછી ઘાલવા સુધીનાં સાહસ અને સ્વાર્પણ નર્મદ અને નર્મદના પક્ષમાં હતાં તેણે પોતેજ નાત, જાત, કુટુંબ, આદિ અનેક લાભોનો ભોગ આપી, પરણેલી સ્ત્રી વિદ્યમાન છતાં, પુનર્લગ્ન કરી બતાવી, સુધારાના ઉપદેશને પોતે સંપૂર્ણ રીતે સત્ય માને છે એમ સિદ્ધ કરી બતાવ્યું હતું દલપત અને દલપતના પક્ષમાં આ પરાક્રમનો અંશ પ્રાપ્ય હતો નહિ. એક કવિનું જીવન પણ જ્યારે કવિતા હતું ત્યારે બીજા કવિનું જીવન તો વ્યવહાર-રૂપ રહ્યું હતું મન કર્મ અને વાણીની એકતા, જે કાલે જે માનવું તેજ બોલવું અને તેજ કરવું એવો મહાજનોની મહત્તાનો જે રાજમાર્ગ, કવિઓનું ચરિત્ર, તેનાથી દલપત અને તેનો પક્ષ વિમુખ હતા વિમુખ હતા એટલે તે માર્ગને ખોટો કહેતા હતા કે માનતા ન હતા એમ ન હતું, પણ તેવેજ માર્ગે આચરણથી વિચરવાનું સાહસ તેમનામાં નહતું

કવિ તો બન્ને હતા, પાંડિત્ય, પ્રતિભા અને જીવન જોતા નર્મદને કાવ્યના પ્રત્યક્ષ રસરૂપ હરકોઈ સહૃદય સ્વીકારી લે તેમ હતું, દલપતમાં તેવો ધ્વનિ પણ સમજાય એમ નહતું. આવી અસમાનતાનો ન્યાય કરવાનો હતો અને તે ન્યાય, આ દેશના દુર્ભાગ્યે, દલપતના પક્ષને હાથે થવાનો હતો તેજ સરકાર સુધી લાગવગવાળા હતા, કેળવણીખાતાની નવી વ્યવસ્થામાં અગ્રભાગ લેનારા હતા ન્યાય અપાયો નર્મદ અનીતિવાળો છે દલપત નીતિવાળો છે, માટે નર્મદ સારો કવિ નથી, દલપત કવીશ્વર છે એ ન્યાયને સરકારની પણ મહોર છાપ લાગી ગઇ અને કવીશ્વર દલપતરામને સી આઇ. ઇ-નો માનવંતો ઇલકાબ આપવામાં આવ્યો આ ન્યાયની સામે યુદ્ધ ચલાવવાને નર્મદના પક્ષના અગ્રણીઓ જીવતા રહ્યા નહિ, નર્મદ પોતે પણ ઉત્તરાવસ્થામાં સાત્ત્વિક થઈ એવા વાક્કલહમાં ઉતર્યા નહિ પણ મન કર્મ વાણીની એકતાના ઉપાસક એ મહાન હૃદયને જે વિચારવિપર્યય તેની ઉત્તરાવસ્થામાં થયો તે કેવો અદ્ભુત, કેવો ચમત્કારિક, અને તેના દઢ નિશ્ચયને લીધે કેવો સુંદર

કારક નીવડયો ને જાણવાને એટલુંજ સહેલું પણ થશે કે તેના ઉત્તરકાલના ધર્મવિચારો પછીજ પ્રાચીનભાવનાની ઉપાસનાનો પરમ વિસ્તાર આપણી ભૂમિમાં થતો ગયો છે. દલપતશાહીના વિસ્તારમાંથી કશી ભવ્યતા કે રસસારતાનો જન્મ થયો નથી. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સંશયાત્મક ઉપયોગિતાવાળાં ભાષાન્તરો અને નિર્જીવ અનુકરણો કરવામાંજ પોતાના સમૃદ્ધિ અને સાધનોને અત્યાર સુધી પણ ગુમાવતી રહી છે, કેળવણી ખાતાની પવિત્ર ઠરાવેલી સીમાની અંદર એક પણ અપૂર્વ લેખક નીવડયો નથી. ગુજરાતી સાહિત્યે આ પચાસ વર્ષમાં જે કાંઇ વૃદ્ધિ કરી છે, જે કોઇ નવું સાહિત્ય અને કાવ્યગદ્ય ઉપજાવ્યું છે, તે 'સોસાઇટી' અને 'ખાતા' ના આશ્રય વિનાના સ્થાનોમાં રખડી, રઝળી, ભીખ માગીને ઉપજાવેલું છે. નર્મદ વીરે પોતાના કોશને આરંભે ગુર્જરીને આપેલા આશિર્વાદની છાયામાંજ ગૂર્જર સાહિત્ય, લાગવગવાળા સુજનોના સત્કાર અને સેવન વિના પણ પુષ્ટ થતું ગયું છે. આટલુંજ નથી પણ અનીતિની જે આબડછેટથી કેળવણી ખાતાને ચોખું રાખવા યત્ન થતાં ગયો છે, કાવ્યસાહિત્યમાં પણ જે ભયને લીધે દલપતશાહી કરતાં વધારે રસીલી કવિતાનો સત્કાર થયો નથી, તે બધું તો આપણા બાળકો હવે નર્મદને હાથે નહિ, પણ નિર્માલ્ય, નિસ્તેજ, ખરેખરા દુરાચારી ગણવાને પાત્ર એવા કેટલાક હલકા નાટકકારોને હાથે બહુ સારી રીતે શીખવા લાગેલા છે. આ રીતે વિચાર કરતાં 'સુધારા'-માં કે સાહિત્ય'-માં એકેમાં, જીવનમાં કે કાવ્યમાં એકેમાં દલપતશાહીથી લાભ થયો નથી, નર્મદશાહીથી લાભ થયો છે, છતાં એક 'અનીતિ'-શબ્દની છાપ મારીને કવિ નર્મદના કવિત્વને કવીશ્વર દલપતરામના કવિત્વ કરતાં હલકું ઠરાવવાનો અન્યાય થયો તે કીયા સાહિત્યવિલાસીને આજ પણ શરમમાં નહિ ડુબાવે ! કવીશ્વરનું સ્થાન લેનાર કોઈ નથી એમ કહી આપણે શોક દર્શાવીએ છીએ પણ તેવો સ્થાન લેનાર ઉપજાવવાનું સામર્થ્ય દલપતપક્ષમાં હતું નહિ, જ્યાં તેનું સામર્થ્ય હતું તેવા નર્મદપક્ષને આપણે હલકો પાડી ગુંગળાવી મારી નાખ્યો, તો એ શોકને માટે આપ ણે આપણનેજ અભિશાપ દેવો જોઇએ, ગુર્જરીનો શાપ એવો ન્યાય કરનારને માથે ઉતરવો જોઇએ.

અને એ ન્યાય માટે અમે આટલી બધી દિલગીરી દખાડીએ છીએ અને સહૃદયોને એ દિલગીરીમાં ભાગ લેવા નિમંત્રણ કરીએ છીએ તે એટલા માટે નથી કે દલપતરામને જે માન અને સમૃદ્ધિ મળ્યાં તે નર્મદાશંકરને રહી ગયા કે નર્મદાશંકરને જે મળ્યું તે દલપતરામને રહી ગયું. નર્મદ પણ એક વાર મુંબઇના મુખનું પાન હતો, લક્ષ્મીની છોળોમાં વહેતો હતો, અંત સમયે, ઉદારતાથી નિર્ધનતામાં ફસાયલો છતાં, પરમાનંદમાં હતો. પણ એવી વાતો તો એક ક્ષુદ્રગણના છે, એવી ગણના ઉપર લક્ષ રાખીને સાહિત્ય અને દેશહિતના પ્રશ્નોનો નિર્ણય થઈ શકતો નથી. લોકોનું માન અને તેથી પ્રાપ્ત થતી સમૃદ્ધિમાં પણ જે સુખ ન હોય તે બહુ વાર એકાન્તમાં, મિત્રોથી પણ ત્યાગ થયેલા એકાન્તમાં, પડી રહી પોતાની ભાવનામાં વિહરનાર નિર્ધન કવિને મળી રહે છે. વ્યક્તિનો આ પ્રશ્નજ નથી. સત્ય અને પાલન, બાલ અને શિક્ષણ, કયા ધોરણ ઉપર રાખવું, તેમનું ઉત્તમોત્તમ [illegible] શું નીકળવું, એ વિષે જે ભાવના આપણા દેશની વૃદ્ધિ સાથે પ્રસંગે પ્રસંગે આવે

તેથી જે લાભ હાનિ થાય તેના ઉપર લક્ષ રાખીને આ બધી ચર્ચા કરવામાં આવેલી છે, અને સરસ્વતીના સ્વતંત્ર સામ્રાજ્યમાં નીતિ અનીતિના પ્રશ્નો વચમાં લાવી સાહિત્યભાવનાને છેક દલપતશાહીના અતિ પ્રાકૃત ધોરણ ઉપરજ લાવી મૂકવી, તેજ ઉંચટનું અને ઉત્તમોત્તમ સ્વરૂપ છે એમ કહેવું, અને તે કહેવાનેજ છેક સરકાર સુધીથી સર્વમાન્ય ઠરાવવાનો યત્ન કરવો; એ સમગ્ર ગુર્જર ભૂમિની સાહિત્યસમૃદ્ધિને અપમાન આપવાનો, મારી નાખવાનો, અને ભ્રષ્ટ કરવાનોજ પ્રકાર છે એમ અમોને ભાસે છે. જગત્ જે નાના મ્હોટા પ્રકારોથી ખરી વાતને ખોટી ઠરાવી શકે છે, ખોટીને ખરી ઠરાવી શકે છે, તેવા ધોરણથી કાવ્ય અને સાહિત્યના વિષયનો આ બે વ્યક્તિ વચ્ચે ન્યાય થયો તેથી જે દિલગીરી થાય તે કરતાં પણ એવા ન્યાયથી ગૂર્જરસાહિત્યને જે અપાર હાનિ થઈ છે તે માટે અનેકગણી દિલગીરી થાય છે. સાહિત્યનો વિષય પ્રપંચ અને જગતની પારનો છે, સસારનાં ત્રાજવાં અને કાટલાં બન્ને તેનું માપ કરવાને સમર્થ નથી; તેથીજ તેનું માપ થયું છે, ને તેમ થવાથી સાહિત્યને મહાહાનિ થઈ છે.

સાહિત્ય, પાંડિત્ય, પ્રતિભા, ઇત્યાદિ સદ્‌ભાવોની પૂજાથી જનસમાજને અતુલ લાભ છે, ઉન્નતિનો માર્ગ જણાય છે, વિટંબના અને ક્લેશમય સંસારની અધમતામાં વિરામ અને સુખનો અવકાશ જડે છે. એ સત્ય સ્વીકારવાની સાથેજ એવું પ્રશ્ન થાય કે સાહિત્ય આદિની પૂર્ણતાની સાથે નીતિની પૂર્ણતા શું ન હોવી જોઇએ? પ્રતિભામાં જે પૂર્ણતા છે તે નીતિ અને ચારિત્રની પૂર્ણતા સાથે રહી શકતી નથી? રહેવી ન જોઇએ? અને જ્યાં એ ઉભયે સાથે હોય ત્યાં આપણી પૂજ્યબુદ્ધિ વધારે થાય તેમાં યોગ્ય થતું નથી? કવિ નર્મદાશંકર નીતિમાન્ હતા કે ન હતા, કવીશ્વર દલપતરામ નીતિમાન્ હતા કે ન હતા એ તે તે વ્યક્તિનો અંગત પ્રશ્ન છે, એ વિષયે કાંઈ પણ નિર્ણય કોઈથી પણ કરી શકાય એમ નથી; કોઈ પણ કરી શકે તો તે તે પુરુષોના જીવનચરિતને લખનાર પુરુષનું તે કામ છે. અનેક વાતો જેને લોકદૃષ્ટિએ નીતિ કે અનીતિ, ન્યાય કે અન્યાય માની હોય, તેની વાસ્તવિક હકીકત, જ્યારે સર્વ પ્રસંગોનો વિચાર કરી તે તે વ્યક્તિને સ્થાને આપણે પોતે ઉભા રહી જોઇએ, ત્યારે થોડા પણ થઈ શકે છે. ત્યાં સુધી ગતાનુગતિક લોકમતમાં તણાઈ ગમે તેમ માનીએ તેથી તે તે વ્યક્તિના સ્વરૂપમાં કાંઈજ ફેર પડવાનો નથી. આમ હોવાથી આવા અંગત પ્રશ્નો જીતસ્વાનું બાજુ ઉપર રાખતાં પણ આપણે કેટલોક સર્વમાન્ય વિચાર કરી શકીશું. પ્રતિભાની પૂર્ણતા અને ચારિત્રની પૂર્ણતા એ બે સાથે હોવાં જોઇએ, સાથે હોય તોજ પૂજ્ય થાય, એ વાત એટલી બધી સર્વમાન્ય છે કે એવું પ્રતિપાદન કરવાની આવશ્યકતા નથી. જે પ્રતિપાદન કરવાનું છે તે એ છે કે જ્યાં પ્રતિભાની પૂર્ણતા હોય ત્યાં ચારિત્રની અપૂર્ણતા હોઈ શકે એવું લોકો માને છે તે ખોટું છે. લોકમત એવું છે કે પ્રતિભા અને ચારિત્ર ઉભયની પૂર્ણતા હોવી જોઇએ, અમારૂં માનવું એવું છે કે ઉભયની પૂર્ણતા સાથે સાથેજ હોય છે, એકની પૂર્ણતા વિના બીજાની પૂર્ણતા સંભવતી પણ નથી. જેનામાં પ્રતિભાની પૂર્ણતા નથી, ને તેથી, અમારા વિચાર પ્રમાણે ચારિત્રની પણ પૂર્ણતા નથી, તેનામાં તે ઉભયની પૂર્ણતા છે એમ દર્શાવવાને પ્રતિભાની પૂર્ણતા સાથે ચારિત્રની પૂર્ણતા હોવી જોઇએ એવી એક દલીલ ઉપજાવેલી છે. વસ્તુ

ગ્રંતિ તો એવીજ લાગે છે કે જ્યાં પ્રતિભાની પૂર્ણતા સ્વીકારાઈ ત્યાં ચારિત્રની પૂર્ણતા સ્વીકારસીજ જોઇએ, પ્રતિભાની પૂર્ણતા અને ચારિત્રની પૂર્ણતા સાથે હોવાં જોઇએ. અમુકનામા ચારિત્રની પૂર્ણતા નથી, માટે પ્રતિભાની પણ નથી, એવો ન્યાય ખોટો નથી, પણ તેને કસટી રીતે લગાડીને આપણે એમ કહીએ કે પ્રતિભા પૂર્ણ છતાં ચારિત્ર પૂર્ણ નથી તો તે વાત યથાર્થ નથી.

પ્રતિભાની પૂર્ણતા મનુષ્યપ્રકૃતિના જે અંશનું કાર્ય છે તેજ અંશનું કાર્ય તેના ચારિત્રની પૂર્ણતા છે. પ્રતિભાનુ દર્શન ત્યારેજ થઇ શકે છે કે જ્યારે પ્રાકૃતજનસુલભ શકા, ભય, સ્વાર્થ, કૃપણતા ઇત્યાદિમાંથી મુક્ત થઈ, મનુષ્ય પોતે પોતાને પણ ભુલી જાય એવી ઉદાર, ઉન્નત, સર્વમયતાનો ક્ષણ અનુભવે છે ચારિત્રની પૂર્ણતા પણ એવા ગર્વ અને સ્વાભિમાનને ભુલવાના ક્ષણોમાંજ સમજાય છે, એવી ક્ષણોમાં કરેલા નિશ્ચયોજ ચારિત્રને પૂર્ણ કરી શકે છે. સર્વમયતાના તે ક્ષણમા જે અર્પણ થઇ જાય છે, પરાર્થે સ્વમાત્રનો કશની આશા વિનાનો વ્યય થઇ જાય છે, તેજ ચારિત્રની પર્ણતા છે, ચારિત્રમાત્રનું તત્ત્વ છે. મન વાણી અને કર્મની એકતા રૂપ જે માહાત્મ્યને ચારિત્રનો સાર કહેવામાં આવે છે તે આ હૃદયવિસ્તારમાંથી અને તે વિસ્તારે પ્રતિપદે ખેલેલા સ્વાર્પણમાથીજ સંભવે છે, તો જે હૃદય પ્રતિભાની પરિપૂર્ણ ઝાંખી પામવા જેટલો વિસ્તાર અનુભવી શકે છે તેજ હૃદય ચારિત્રને પૂર્ણ થતાં અટકાવનાર જે સ્વાર્થ સંકોચ અને કૃપણતા તેમાં બધાઇ રહે કે કૃતાર્થતા માને એવું સ્વીકારવું સામાન્યબુધ્ધિમાં ઉતરી શકે તેવુ નથી. અને પૂર્ણતા—પછી તે પ્રતિભાની ચારિત્રની કે ગમે તેની, તેનો જે ભક્ત છે તે અપૂર્ણતાને કેમ વરી શકે? જેને સૌંદર્ય, રમણીયતા, કાન્તિ એવા નામોથી તત્ત્વજ્ઞો વર્ણવી ગયા છે, જેનુ નિર્વચન 'પદે પદે નવીન થયાં જાય એવું' કોઇક એ કરતાં વિશેષ શબ્દોથી કરી શકાયુ નથી, તેજ પૂર્ણતા છે; અંગની, બુધ્ધિની, ચારિત્રની, લાવણ્યની, ભવ્યતાની, ભાવનાની પણ જે **પૂર્ણતા** છે તેજ સૌંદર્ય છે, તેજ પ્રતિભાવાનની ઉપાસ્ય છે. તો જે પ્રતિભાની પૂર્ણતાને ઉપાસે તે ચારિત્રની અપૂર્ણતાને ઉપાસે એવો સ્વીકારનો સંભવજ જણાતો નથી.

છતાં પ્રતિભાવાન્ કવિ, શિલ્પી, ગાયક, જ્ઞાની આદિના આચારો જગતને અનેકધાર નિંદ્ય ભાસ્યા છે, તેનો ખુલાસો શી રીતે કરી લેવો? અમારૂં માનવુ તો એવું છે કે જે પ્રતિભાની પૂર્ણતાને સમજે છે તેનામાં ચારિત્રની અપૂર્ણતાનો સંભવ નથી; નીતિને તાબે ન રહેવાનો દોષ તેવાં જનો કરતાં હોય તે કરતાં નીતિને તાબે રહેવાનો દોષ તેઓ વધારે કરે છે. જગત્ જેને નીતિ કહે છે તેને પ્રતિભાવાન્ જનો નીતિ માનતા નથી એ વાત ખરી છે; મન કર્મ અને વાણીનો સર્વદા વિયોગ રાખી સ્વાર્થ સિધ્ધ કરવાને માર્ગે વિચરતાં છતાં, સમજુ, અને ચારિત્રવાન્ **દેખાતા** રહેવામાં વિક્ષેપ ન આવવા દેવો એવી જે રીતિને જગત્ નીતિ કહે છે તેનો પ્રતિભાના પ્રદેશમાં અવકાશ નથી. એટલે પ્રતિભાના નાયકો મનકર્મવચનની એકતાના સરલ એકમાર્ગીપણાની જે સત્યનીતિ તેનેજ વળગી રહે છે, જગતની પેઠે પોતાનું ખરૂં જીવન છાનું રાખી, ખોટું જીવન ખરાને નામે બહાર ફુલાવવા મથતા નથી, તે કદા પણ ભુલ કરતાં હોય તો પણ આવી સત્ય નીતિને

વળગી રહી, તેનેજ સર્વદા વશ રહી, જગતની પેઠે ક્ષુદ્ર જીવન શુદ્ધ રાખી શકતાં નથી, જાહેરજ જીવન ગાળે છે, એટલીજ છે. જે સ્વાર્થ સંકોચ અને ભય કૃપણતા આદિથી આખા વિશ્વનાં પાપમાત્ર ઉદ્ભવે છે તેનો ગંધ પણ જેને લાગી શકતો નથી એવી પ્રતિભા જગતની કે કોઈની આંખથી છુપાવવા જેવું પોતામાં કાંઈજ દેખતી નથી, એજ તેનું પરમ સ્વાર્પણ અને પરમ નીતિમય સંપૂર્ણ ચારિત્ર છે. પણ એનેજ જગત અનીતિ અને ચારિત્રની અપૂર્ણતા કહે તો ખોટું નથી, કેમકે જગત જેને નીતિ અને ચારિત્ર કહે છે તે તો લોકદૃષ્ટિ માટેની એક અને પોતાના ઓરડા માટેની બીજી એવી નીતિના ધોરણથી ઠરાવેલું છે. એક દીવાનાશાલામાં પુરેલા દીવાનાને પૂછવામાં આવ્યું કે તુ ડાહ્યો હોય એમ જણાય છે છતાં તને કેમ અહીં પૂર્યો છે? તેણે ઉત્તર આપ્યું 'બધો વધારે મતનો સવાલ છે; હું છું તો ડાહ્યોજ, પણ મને ગાંડો કહેનારના મત મારા કરતાં વધી ગયા એટલે હું અહીં છું અને તે મત આપનારા છૂટા છે.' પ્રતિભાને જગત્ અનીતિની છાપ મારે ત્યાં પણ આ ગાંડા માણસે બતાવેલી વધારે મતની કસોટી કરતાં બીજી કસોટી લાગુ થતી નથી. છતાં એવા વધારે મતે કેટલી પ્રતિભાને, કેટલા કેટલા દેશોમાં, કેદમાં રંજાડી છે, બાળી નાખી છે, મારી નાખી છે, નિરસ્કાર અને અપયશમાં ડુબાવી દીધી છે. પ્રતિભા અતિ વિરલ હોય છે, વધારે મતે તે હારે તો તેમાં આશ્ચર્ય નથી. પરંતુ કેદખાનાં, અગ્નિ, વિષ, તિરસ્કાર કે અપમાન, કશું પણ પ્રતિભાને અપ્રતિભા કરી શકતું નથી, કાલનાં અનેક પડ તેના ઉપર ફરી જાય તો પણ તેની ખાક નવી પ્રતિભાના અગ્નિની ચિણગારીઓથી ભરેલી રહે છે.

અને એજ ન્યાયે આપણે આપણાં કર્તવ્યની ખાતર, આપણા દેશની ખાતર, આપણા સંસ્કારોની ખાતર, આપણાં બાલકોના ઉગતા ચારિત્રની ખાતર, આટલે વર્ષે પણ દલપત અને નર્મદ એ બે ભાવનાને ન્યાય આપી શકીએ તો આપવો જોઈએ. હવે બંને નરરત્ન હવે વિદ્યમાન નથી, લાભ હાનિનો પ્રસંગ તે તે વ્યક્તિને અંગે હોઈ શકે તેનો હવે અત્યંત અભાવ થયો છે, તેવે સમયે એ ઉભય ભાવનાની યથાર્થ તુલના કરી જેને જે યોગ્ય હોય તેનો સ્પષ્ટ સ્વીકાર કરવામાંજ આપણું શ્રેય છે, અને એ હેતુથીજ અમારે આ ચર્ચાને કવીશ્વરના સ્વર્ગવાસ માટે અતિશય શોકાતુર હૃદયે પણ પુનઃ સંભારવી પડે છે. સત્યે અને સમયનું બલ અગાધ છે; મનુષ્ય કે મનુષ્યની ગમે તેવી રચનાઓથી સત્યને દબાવી શકાતું નથી, તેનો ક્ષણિક પરાજય ભાસે પણ કાલગતિએ તે પુનઃ પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યા વિના રહેતું નથી. કવીશ્વરનું સ્થાન લેનાર હવે કોઈ નથી એમ કહેવામાંજ દલપશાહીની નિર્બલતાનો સ્વીકાર થાય છે, અને એ પક્ષનો યોગ્ય હતો તેવો સ્વાભાવિક અવસાદ થઈ ગયેલો લાગે છે. શાસ્ત્રીઓતામાં અને તેના લાગતા વળગતાઓમાં માન્ય ઠરેલી સીમાની બહાર જે સાહિત્યસરિતાનો વિપુલ થતો પ્રવાહ નર્મદની પ્રૌઢ કાવ્યભાવનાદ્વારા વહ્યો ગયો છે તેનુંજ આજ ગૂર્જરીના હૃદય ઉપર સામ્રાજ્ય છે, તેના રંગથી રંગાયલાજ ઝાબોળાર, સર્વત્ર પ્રસરી રહ્યા છે. દલપતશાહીમાં ઉછરેલા, તેનેજ સર્વોત્તમ માનનારા, , નવા પૂરને જોઈ શકતા નથી; તેમ હજી તે પૂર એટલું ખસવત્તમ પણ નથી " તમને તાણી નાખીને પોતાનું નિરંકુશ સામ્રાજ્ય સમજાવી શકે.

ન’હોત તો ખગ ખરેખરો હોત અને તેને લીધે તેને બહુ પ્રકારે લાભ પ્રાપ્ત થાત. બીજી ગુપ્તવિદ્યાના અભ્યાસકોની મંડળીના મહાત્મા ગુરૂ—જેઓ આવીજ રીતે અભ્યાસ કરે છે અને વિદ્યા પ્રવર્તાવે છે તેઓના શિષ્યો પણ આંહી આવે છે એવું જોવામાં આવ્યું.

આ વિભાગમાં આવતા બીજા વર્ગવાળાને જોતાં તેમાં જેઓએ ઉચ્ચ તત્વજ્ઞાન અને પદાર્થજ્ઞાનનું વિશેષે મનન કરેલું હોય છે, જેઓએ માત્ર જ્ઞાન પ્રાપ્ત કરવા ખાતર તે તે વિદ્યાનો અભ્યાસ કરેલો હોય છે, અને જેઓનો હેતુ પોતાના બંધુવર્ગનાં મનુષ્યોને સહાય કરવા અને બુધ્ધિ ખીલવવાનો હોય છે તેવા આંહી આવે છે. એ ઉપરથી એ તો સહજ સમજાય એવું છે કે પૂર્વ અથવા પશ્ચિમના મુલકોમાં તત્વજ્ઞાન શાસ્ત્રોનો અભ્યાસ કરી જેઓ માત્ર વાણીવિનોદ કરે છે અને વિવાદને ખાતરજ નિરર્થક શંકાઓ કરી વાદ વિવાદ કરે છે તેવાં મનુષ્યો આહી આવતા નથી. કારણકે એ પ્રમાણે કરવું એ એક પ્રકારનો સ્વાર્થ અને મિથ્યાભિમાન છે; અને તેમ કરવાથી બ્રહ્માંડરચનાનું સત્ય જ્ઞાન થવા પામતું નથી આવા ઉપરછલા અભ્યાસનું કાંઈ પણ પરિણામે દેવલોકમાં આવતુંજ નથી આ વિદ્યાના ખરા અભ્યાસકનો દાખલો એક જોવામાં આવ્યો. તે નવી પ્લેટોનીક શાખાનો અનુયાયિ હતો અને તેનું નામ તે શાખાનાં જે પુસ્તકો જળવાઇ રહેલા છે તેમાં જોવામાં પણ આવે છે. આ શક્ષે એ શાખાનું શિક્ષણ પરિપૂર્ણ પ્રાપ્ત કરવા માટે પોતાનો આખો જન્મ શ્રમ કર્યો હતો એટલે આ લોકમાં તેનો ખરો ભેદ સમજવામાં તથા મનુષ્યની આલોક પરલોકમા કેવી ગતિ થાય છે તે વિષેનો ભેદ સમજવામાં તે લાગેલો હતો.

એક દાખલો કોઇ ખગોળશાસ્ત્રીનો જોવામાં આવ્યો. આ શક્ષ પ્રથમ ધર્મે ખ્રિસ્તિ હતો પણ પાછળથી પોતાના અભ્યાસને લીધે સર્વત્ર બ્રહ્મભાવ માનતા શીખ્યો હતો. આહી તે હજી પોતાનો અભ્યાસ બહુ માનપૂર્વક ધ્યાનથી કરતો હતો. અને જે દેવો જ્યોતિ:શાસ્ત્રવેત્તા છે તથા એ લોકમાં રહી તે સબંધી જ્ઞાન પ્રસાર કરવામા લાગેલા છે તેઓ દ્વારા તે એ વિદ્યાનું સત્યજ્ઞાન પ્રાપ્ત કરતો હતો. આકાશમાં તેજસ્વી પદાર્થનાં વમલ ગતિ કરતાં ધીમે ધીમે સૃષ્ટિઓ રચાતી હતી તે દેખાવનું મનન કરવામા તે ગરકાવ થયેલો દેખાતો હતો. એક સૃષ્ટિની આકૃતિ—જે તેને કોઇ પશુની આકૃતિ જેવી ભાસતી હતી તે તરફ જોઈ તેનો નિર્ણય ગોથા ખાતો હોય એમ જણાતું હતું. તેના વિચાર પણ તારારૂપી સત્વોના આકારમાં તેની આસપાસ આવી રહ્યા હતા. વળી ગતિમાન મહાન ગોળાઓથી ઉત્પન્ન થતા નાદને લીધે જે સ્વર નીકળતો હતો તેનાં ગ્રહત તાનનુ ગાન શ્રવણ કરતાં તેને વિશેષ આનદ પ્રાપ્ત થતો હોય એમ દેખાતું હતું.

આ વિભાગમા આવતા ત્રીજા વર્ગવાળા કળા અને વિદ્યાનો અભ્યાસ કરવામાં મનુષ્ય જાતિની ઉન્નતિ અને સાત્વિક વૃત્તિ કરવાની ઇચ્છા રાખવા વાળા છે. આંહી સર્વ મહાન ગવૈયા છે. મોઝાર્ત, બીથોવન, લેખ, વૅગનર ઈત્યાદિ ગાયન કલાના ઉસ્તાદો તેઓ આ દુનિઆમા હતા ત્યારે જે ચીજો બનાવી લોકોનાં મન રંજન કરતા તેના કરતાં વધારે સુંદર ગાયનોનાં તાનથી સ્વર્ગને ભરપુર કરે છે. કોઈ ઉચ્ચ ભૂમિકાઓથી દૈવી ગાયનની ધારા તે-

મનામા વહેતી હોય એમ દેખાતુ હતુ. તેઓ તેને ગ્રહણ કરી પોતાની તરફથી આપા હૈત-કમાં પ્રસરાવતા હતા અને તેના માધુર્યથી સર્વના સુખમા આનન્દની વૃદ્ધિ કરતા હતા એમ જણાતુ હતુ એ લોકમાં જઈ તેનુ પૂરૂ ભાન જેઓને રહે છે તેઓ આ મહાન ધારાનુ યથાસ્થિત ગ્રહણ તથા શ્રવણ કરી શકે છે એટલુંજ નહિ પણ જે જીવો આ દુનિયા છોડી ત્યા ગયા છે અને જેઓ પોતપોતાની વિચાર-સૃષ્ટિમા ગુથાઈ રહ્યા છે તેઓના ઉપર પણ આ મધુર નાદની ઉચ્ચ અને ઉન્નતિ પમાડનાર અસર થાય છે ચિત્રકારે અને મૂર્તિકારે જો પોતાનો ધધો સ્વાર્થરહિત ઉચ્ચ નેમથી કરેલો હોય છે તો તે આ લોકમા આવી પોતાના બન્ધુઓ માટે જુદી જુદી જાતના સુદર રૂપો ખડા કરી વારવાર મોકલ્યા કરે છે અને એ રીતે મનુષ્યજાતને ઉત્તેજન અને આનદ આપે છે. આ રૂપો કૃત્રિમ વિચાર-રૂપ સત્વો હોય છે આ રૂપો તે ભૂમિકાના વાસીઓને આનદ આપે છે, એટલુંજ નહિ પણ ઘણીવાર આ દુનીઆમા જીવતા કારીગરોના મનમા પણ આવે છે તેઓને પ્રેરણા કરે છે તેઓ તે પ્રમાણે ચિત્ર અથવા મૂર્તિ બનાવે છે અને તે વડે આ સ્થૂલ લોકમા વસનારા દુખી દુનીઆમા ગોથા ખાતા મનુષ્યને ઉચ્ચવૃત્તિ પર લઈ જઈ તેઓની ઉન્નતિ કરે છે (આગળ ચાલુ)

૨

## અભ્યાસ.

(અનુસધાન પૃષ્ઠ ૧૪૩ થી)

શમાદિષટ્સપત્તિમાની પાચ સપત્તિનો આપણે વિચાર કરી જોયો શમ દમ ઉપરમ અને તિતિક્ષાથી પરમ વિરાગમા દૃઢ થયેલુ અતઃકરણ વિવેકે કરીને પ્રાપ્ત કરેલી આત્મભાવના ઉપર શ્રદ્ધાલુ થઇ શ્રવણ, મનન, નિદિધ્યાસન પર્યતની વિપુલ શ્રદ્ધા અનુભવને અનુભવને સશય અને વિપર્યયથી મુક્ત થાય, એટલે સમાધાનનો માર્ગ સાધકને કરતલગત છે સમાધાન એ શમાદિ ષટ્સપત્તિનું છેલ્લુ અથવા છઠુ અગ છે. શકર ભગવાન તેનુ લક્ષણ કહે છે —

सर्वदा स्थापनं बुद्धेः शुद्धे ब्रह्मणि सर्वदा ।
तत्समाधानमित्युक्तं न तु चित्तस्य लालनम् ॥

બુદ્ધિને સર્વથા શુદ્ધ એવા બ્રહ્મને વિષે સર્વદા સ્થાપન કરવી તે સમાધાન કહેવાય છે, ચિત્તનુ જે લાલન તે સમાધાન નથી.

હૃદયને અભેદભાવનાનો અતુલ વેગ લાગવો જોઇએ, ચકડોળમાં ચઢીને ઉતરેલા પુરુષને, કે આગગાડીમા લાંબી મુસાફરી કરી ઉતરેલા પુરુષને, સ્થિર પદાર્થ પણ ભ્રમણ પામનાર લાગે છે, તેવો અભેદભાવનાનો વેગ હૃદયને લાગવો જોઇએ. એ વેગ ચઢેલો હોય તે સમયે તો નાનાત્વમાત્ર અભેદમય અનુભવાય, પણ તે પછી એ અભેદમયતાની ભાવનામા વિક્ષેપ આવે નહિ એવો સતતવેગ હૃદયને લાગી રહેવો જોઇએ. મનુષ્યને જે સકોચ અને કૃપણતા, સાકડુ મન સાકડી બુદ્ધિ અને સાકડા વિચાર પ્રેરે છે, સ્વાર્થની અનેક રચનાઓ વિરચાવી, રાગ, દ્વેષ, આશા, નિરાશા, આદિ કલેશને વિસ્તારે છે, તે

સર્વેનું મૂળ, હૃદયને ક્યી પણ ભાવનાનો વેગ લાગવા દીધો નહિ, વેગ લગાડવાની રુચિ-જ કરેલી નહિ, એ છે અભેદભાવના એ સર્વ ભાવનાનો સાર છે, પણ કોઇ એ પ્રકારથી ભાવના, ગમે તો સંગીતની, કાવ્યની, પરોપકારની, ધર્મની, કર્મની, કોઈ પણ પ્રકારે જેમાં હું અને હુંનો વિસ્તાર કરનાર અભિમાનને ભુલી શકાય, તેવી ભાવનાનો વેગ જે હૃદયને લાગ્યો નથી તેને કૃપણતાથી મુક્ત થઇ અભેદભાવ ભણી દૃષ્ટિ કરવાનો પણ અવકાશ નથી જગતમાં જે ઘણામાં ઘણા દુઃખી માણસ છે, ઘણામાં ઘણું દુઃખની બૂમ પાડનારા છતાં તેમાંથી છૂટવાનો ઉપાય ન કરનારા માણસ છે, તે આ વર્ગના માણસ છે; દુર્ભાગ્યે તેમનીજ સંખ્યા સંસારમાં ઘણામાં ઘણી છે, તેમણેજ સંસારને અનર્થમય કરી મૂક્યો છે, ભાવનાને અસાર ઠરાવી છે, ટાઢા, મોળા, લાકડા, હીઆગની ગણતરીવાળા જીવતમાંજ સર્વસ્વ માની ક્લેશપરંપરાની જાળ વધારી દીધી છે

સર્વ ભાવનાના સારરૂપ અભેદભાવનાનો વેગ સર્વ માર્ગને ઉદાર લક્ષ્યને લગાડવાને અર્થે, અભેદમયી દૃષ્ટિ કરાવી પ્રાકૃત દૃષ્ટિએ જોવાનો સ્વભાવ છે તે મૂકાવી અભેદમયતાજ દેખાય એવું કરી આપવાને અર્થે, સાધનસંપત્તિનો વિવેક છે જે અભિમાન અને કૃપણતાથી અંધાર અને ભેદમય સંસારનો વિસ્તાર થાય છે તેને નિર્મૂલ કરવાના હેતુથી હૃદય વિસ્તારનો પાઠ ભણવાનો છે અંતઃકરણની વૃત્તિ અભિમાનાકાર થાય છે, અભિમાને ઘટ એવા વિચાર પદાર્થ આદિનો આકાર પણ તેની તેજ વૃત્તિ ધારણ કરે), અને અનેક વિક્ષેપ વિસ્તારે છે એવી જે વૃત્તિ તેનો નિરોધ કરવાનો માર્ગ હાથ થાય, તે વૃત્તિ અભેદમયી થઇ જાય એવો માર્ગ જડે, તો હૃદયવિસ્તાર અને અભેદભાવનાનો વેગ અનુભવાના મોક્ષમાર્ગનું દર્શન થાય અંતઃકરણની વૃત્તિઓનું નિરંતર નિરીક્ષણ કરતા રહેવું જોઇએ દશામાં તેને જવા દેવી શામાં ન જવા દેવી એનો વિચાર કરવો જોઇએ, દેહાદિથી આરંભી ,સંસારના ઐપવા આલોક અને પરલોકના જે જે ભોગ વિષયો અહંમમત્વના આલંબન થાય છે તેમની નિઃસારતાએ વૃત્તિને સમજાવવી જોઇએ, અને એમ વિરાગવાન્ થયેલી વૃત્તિને નિત્ય અભેદભાવનામાં એકતાન કરીને સ્થાપવાનો અભ્યાસ રાખવો જોઇએ વૈરાગ્ય અને અભ્યાસથી સિદ્ધિ મળે છે એ અભ્યાસને અર્થે વૈરાગ્યનું સ્વરૂપ,સમજાવી, કેવી ભાવનાનો અભ્યાસ વૃત્તિમાં કરાવવો, વૃત્તિ કેવી ભાવનારૂપ કરવી, તે સમજાવવા વિવેકનું સ્વરૂપ કહ્યું છે મુખ્ય વાત તો આ એજ છે અભ્યાસ અને વૈરાગ્ય યોગસૂત્રમાં તેમજ ભગવદ્ગીતામાં એ એજ મુખ્ય રીતે કહેલા છે પરંતુ અભ્યાસની રીતિ અનેક અનેક પ્રકૃતિને અનેક અનેક જડી આવે તેમ છે, કોઇને કોઈ અનુકૂળ છે, કોઇને કોઈ છે, એટલા માટે મહાત્માઓએ અનેક અનેક પ્રકાર સમજાવ્યા છે એ સર્વમાં જે સાધનચતુષ્ટયનો માર્ગ છે તે સર્વમાન્ય; સરલ, અને ઉત્તમ રાજમાર્ગ છે. વિરાગ અને વિવેકથીજ જેની કૃતાર્થતા થઇ ગઈ તેને સાધનાન્તરની અપેક્ષાજ નથી; એટલેથી જેની કૃતકૃત્યતા નથી, જેને અભેદભાવનાનો યથેષ્ટવેગ લાગ્યો નથી, તેને શમાદિસંપત્તિ, મુમુક્ષુતા, અને તે પછી શ્રવણમનનાદિ પ્રક્રિયાઓ ઉપયોગી છે શમ અને દમથી પરમ વિરાગને ઉપયોગી જે ઇંદ્રિય અને મનનો નિગ્રહ તે સિદ્ધ થાય છે, ઉપરતિથી વિરાગની ભાવનામાં દૃઢ સ્થિતિ થઈ રહે છે, અને તિતિક્ષાથી એ વિરાગ અનેક કષ્ટના તાપમાં તપાઇ શુદ્ધ કું-

એ અનુભવોનો સંપૂર્ણ સંગ્રહ થઈ રહે છે ત્યારે તેમાંથી અનેકના સારરૂપે એકને ગ્રહણ કરી લે છે જેથી તે પ્રથમ અનેકપણામાં હતો તેના કરતાં મહાન્ ઉચ્ચ એકતા પ્રાપ્ત કરે છે. આ સ્થિતિ અવર્ણ્ય છે. વૈખરી તેનું વર્ણન કરવા સમર્થ નથી. સ્થૂલ મગજના દેશમાં તે આવી શકે તેમ નથી એટલે સ્થૂલ સમજને તે અગમ્ય છે. પરંતુ જે જેઓ અનુભવી શકે તેવા છે તેને અનુભવજન્ય છે. એવા પ્રત્યગાત્મા આપણે જેને પ્રત્યક્તા કહીએ છીએ તેથી વિરક્ત થાય છે. પણ તેમ કરતાં તેઓ કોઈ એક ઉચ્ચ સ્થિતિ પામે છે. પ્રત્યક્તાનો ભાવ રહેતાં છતાં તે સચેત અદ્વૈતપણું પ્રાપ્ત કરે છે. ત્યારથી તે નશ્વરતાથી મુક્ત થાય છે, તે અમરત્વ પામે છે. તે મુક્ત થાય છે.

આટલું કહી ગયા પછી હવે પ્રથમ જે કહેવામાં આવ્યું છે તે ઉપર લક્ષ કરવાનું છે કે પ્રત્યગાત્માનો આરંભ કેવી રીતે થાય છે. જ્યાં સુધી એ સંયોગ થયો નથી ત્યાં સુધી પ્રત્યગાત્મા નથી. વૃક્ષનું બીજ જ્યાં સુધી તેને ઉગવા માટે જોઈતી ક્રિયા થતી નથી ત્યાં સુધી માત્ર બીજરૂપ રહે છે તેથી એ આત્મા પણ ત્યાં છે ખરો પરંતુ તેને ખીલવા માટે જોઈતી ક્રિયા થવાની આવશ્યકતા છે. જે થવાનું છે તેનું અસ્તિત્વ ત્યાં છે પણ પ્રત્યક્તા થવા માટે જે સંયોજન થવું જોઈએ તે થાય નહિ ત્યાં સુધી તે રૂપ પ્રકાશ પામતું નથી. એટલે પ્રત્યગાત્મા જ્યારે એ સંયોજન થાય ત્યારે પ્રથમ અસ્તિત્વતા પ્રાપ્ત કરે છે. પ્રત્યગાત્માનો આરંભ આમ થાય છે. આ એકની એક વાત વારવાર કહેવા માટે ક્ષમા કરવાની જરૂર છે કારણ કે એ આરંભનું યથાર્થજ્ઞાન જો થશે તો તેની સમજમાં આગળ ભૂલ થવાનો અવકાશ રહેશે નહિ. એટલાજ માટે પુનરપિ કહેવામાં આવે છે કે પ્રત્યેક મન્વન્તરનો પ્રત્યગાત્માઓ આરંભ કરે છે અને તેને ખીલવી વૃદ્ધિ પમાડવી એ સૃષ્ટિ થવાનો હેતુ છે. સૃષ્ટિ પ્રત્યગાત્માના હિત માટે રચાય છે અને તેમનો હેતુ પાર પડતાં પર્યંત તેનું અસ્તિત્વ રહે છે. જ્યારે તે સૃષ્ટિ લય પામે છે ત્યારે તેના અંતમાં તેનું ફળ પૂર્ણપદને પ્રાપ્ત કરેલા પ્રત્યગાત્મા છે. તેઓ અદ્વૈતતા પ્રાપ્ત કરે છે અને સૃષ્ટિ સાથે લય પામતા નથી. તેઓ નિર્વાણપદ પામે છે અને પુનરપિ જ્યારે સૃષ્ટિ થાય છે ત્યારે માનસપુત્ર થઈ પ્રકટ થાય છે. અર્થાત્ જેઓ પૂર્વ સૃષ્ટિમાં પૂર્ણતા પ્રાપ્ત કરવામાં જય પામ્યા હોય છે તેઓ માનસપુત્ર થઈ શકે છે. સર્વેને કાંઈ એક સરખી સરલતાથી એ પદ પામવાનો લાભ મળતો નથી વચમાં ભંગ પણ પડે છે. ત્યાં તેઓ અટકી પડે છે. પરંતુ તેથી કરી તેઓ પાછા પડતા નથી. જ્યાં અટક્યા ત્યાંથી પુનરપિ આરંભ કરે છે. મહાત્મા કુતહુમી કહે છે કે એવા પ્રત્યગાત્મા પોતાના આરંભકાલની સ્થિતિમાં જઈ પડતા નથી પણ જ્યાંથી આગળ વધવામાં તેઓને બાધ આવેલો હોય છે ત્યાંથી ફરી નવી સૃષ્ટિમાં આરંભ કરે છે. આવા પ્રત્યગાત્મા ઉત્તરા નવી સૃષ્ટિમાં આગેવાન થઈ નીકળી આવે છે. આ વાત અત્યારે બાજુપર રાખીએ કારણ હાલ જે કહેવાનું છે તે એ કે પ્રત્યેક સૃષ્ટિનું પરિપક્વ ફળ તે પૂર્ણપદ પામેલા પ્રત્યગાત્મા છે જેઓએ દ્વૈતતામાંથી અદ્વૈતતા સિદ્ધ કરી આપેલી છે અને મુક્તિ પ્રાપ્ત કરી છે.

ઉપર કહેવામાં આવી તેટલી વાત જરા કરી હવે આપણે આપણા પ્રત્યગાત્માનો વિચાર કરીએ. શો મને કેવો હોવો જોઈએ એનો વિચાર કરીએ. આ વિષયમાં ઉતરતાં પ-

હેલાં એક બીજી વાત કહેવાની છે કારણકે તેથી એ વિષયનું યથાર્થજ્ઞાન થઇ શકશે. આપણે કોઇ અન્ય પ્રાણીનું દષ્ટાંત લઇએ. આપણે જેને ઘરમાં પાળીએ છીએ તેમાંનું એકાદ લઇશું. આગળ કહેવામાં આવેલું છે કે જંગલી પશુઓમાં મનનું બીજમાત્ર હોય છે. પણ જેને મન કહેવામાં આવે છે તે તેના ખરા સ્વરૂપમાં તેઓમાં હોતુ નથી. આપણે એક એવા જંગલી પશુને લઇ પાળીએ અને તેનાં બચ્ચાંને ઉત્તરોત્તર પાળે જઇએ તો તેથી આપણે તેનાં ત્રણ શરીર–સ્થૂલ–સૂક્ષ્મ અને કારિક–ને એક ચોકસ પરંપરા બાંધી આપીએ છીએ. તેમ આપણને ઉત્તરોત્તર થતી તેની પ્રજામાં વિશેષ સમજ શક્તિ જોવામાં આવશે. અર્થાત્ તેની સમજશક્તિ ખીલતી આવતી જણાશે. ( આગળ ચાલુ )

---

ૐ

શ્રી

## સુખી જીવન.

( સેનેકાના લેખ ઉપરથી )

જીવનનાં સુખ વિષે જગતમાં ઘણામાં ઘણી વાતો અને ચર્ચાઓ ચાલે છે, પણ થોડામાં થોડુ સમજવામાં આવે છે; ઘણુ એ વિષયો પરત્વે જગતમાં એવોજ વ્યવહાર ચાલે છે, પણ સુખ વિષે જે સમજણ વિનાની મિથ્યાલંબરી ચાલે છે તેવી બીજા દશા વિષે ચાલતી નથી. પ્રત્યેક મનુષ્ય સુખી થવા ઇચ્છા કરે છે અને સુખ સંપાદન કરવાની યોજના રાખે છે; છતાં હજારોમાંથી એકને ખબર નથી હોતી કે સુખ શામાં છે. અતિ ચિંતાતુર હૃદયે એક અંધપરંપરામાં આપણે એ સુખની શોધમાં દોડ્યાં કરીએ છીએ, અને જેમ અવળે માર્ગે વધારે ઉતાવળા થઇએ છીએ તેમ આપણી દોડનાં છેવટ મુકામથી આપણે વધારે વિદૂર ખસતા જઇએ છીએ. એટલા માટે વિચારીએ કે આપણે શાની ઇચ્છા કરવી, અને તે પછી સમજીએ કે તે સિધ્ધ કરવાનો તાત્કાલિક માર્ગ કીયો લેવો. જો આપણો વિચાર યથાર્થ હશે તો પ્રતિદિવસ આપણે કાંઇ ને કાંઇ વૃદ્ધિ અને ઉન્નતિની સમીપ જતા જઇશું; પણ જે લોક અયથાર્થ માર્ગે ચઢી ગયા છે તેમની પાછળ અથવા તેમના શબ્દના અનુસંધાનની પાછળ આપણે દોરાઇએ તો આપણે અવળે માર્ગે જવાની આશા રાખવી, અને મિથ્યા ભ્રમણ તથા ભ્રમરૂપ વર્તનમાં જીવન પુરૂ કરવાનો ક્લેશ વેઠવો. આટલા માટે આપણી સાથે સારો હોશીયાર ભોમીયો લેવાની બહુ આવશ્યકતા છે. આ મુસાફરી બીજી મુસાફરી જેવી નથી કે સીધી સડકે ચઢવાથી મુકામે પહોંચી જવાય; અથવા રસ્તો ભુલાય તો આસપાસના લોકોના બતાવ્યાથી ખરે રસ્તે ચઢી શકાય. આ મુસાફરીમાં તો જે રાજમાર્ગ છે તેજ ઘણામાં ઘણો ભય ભરેલો છે, અને તેની સમીપ નિવાસ કરનારા કાંઈ પણ સાહાય્ય કરવાને બદલે અવળે માર્ગેજ દોરી જાય છે. માટે ગતાનુગતિક થઇ ગાડરના પ્રવાહ જેવું વર્તન ન રાખતાં, બીજાં મનુષ્યોના તુરંગોનું અનુકરણ ન કરવું, કેવલ સ્વાત્મનિશ્ચયનેજ વશ રહેવું. માનુષ જીવનની દશા પરાજય પામી નાસી છૂટતી સેનાના જેવી છે:—પ્રથમ એક ઠોકર ખાઇ પડે છે, બીજો તેના ઉપર અથડાઈ પડે છે; એમ એકના ગળા ઉપર એક પડતે પડતે સમગ્ર સૈન્ય મરણ

નોંધ લેવા કરતાં રાજકીય પ્રશ્નોની ચર્ચા કરવી એજ માસિકોની વાસ્તવિક ફરજ છે, અને તેવી ફરજ બજાવવાના ઉદ્દેશથી, રાજકીય વ્યવહારનાં કેટલાંક સર્વ માન્ય ધોરણોની ચર્ચા ચલાવવાના હેતુથી, અમોએ આ વિભાગમાંના લેખો લખવા માંડયા હતા.

પરન્તુ રાજદ્રોહના નવા કાયદાથી આવી ચર્ચાને પણ કેટલે અંશે અવકાશ આપી શકાય એ કહેવું કઠિન છે; સાધારણ ચર્ચામાંથી પણ જોયો ઉઠાવવો હોય તેવો અર્થ ઉઠાવી શકાય એ સ્વાભાવિક છે, અને એવી સાધારણ ચર્ચા ચલાવવાનું કામ પણ સહીસલામતીવાળું ગણાય નહિ. તેમાં પણ હાલની સ્થિતિ બહુ વિલક્ષણ છે. સીધા અને સરલ માર્ગને અનુસરનાર સુજનો ઘણા થોડા છે, સ્વાર્થ અને પ્રપંચમાં વિચરતાં છતાં શિષ્ટતા અને નિઃસ્વાર્થનો આડમ્બર દેખાડવાનો પ્રચાર બહુ વધી ગયો છે, જનસ્વભાવને સુલભ ઇર્ષ્યા અને દ્વેષ એ બધા પ્રસંગને વધારે ક્રૂર, વિકટ, અને ત્રાસદાયક કરી મૂકે છે. આવા સમયમાં રાજદ્રોહના નવા અર્થનું એક નવું સાધન દુષ્ટ જનોના હાથમાં કેવી દુર્ઘટના ઉપજાવનાર થઇ પડે એ વિચારવું સહજ છે. અર્થાત્ 'રાજ્ય'-ને સંબંધે શુદ્ધ બુદ્ધિથી અને સારામાં સારા આશયથી પણ કશી ચર્ચા કરવાનો આ સમય નથી, એમજ માન્યા વિના હાલ ચાલતું નથી.

એક પ્રકારની માનસિક નિર્બલતાજ છે કે આવા ઉદ્ગારનો આશ્રય કરવો પડે છે. પરન્તુ દેશકાલને સમજી તેને આધીન રહ્યા વિના બીજો માર્ગજ નથી; એ માર્ગથી ઉલટા વર્તવું તે સાહસ નહિ પણ ધૃષ્ટતા છે. વર્તમાન રાજ્ય જેવું રાજ્ય થયું નથી કે થનાર નથી એ વાત નિર્વિવાદ રીતે માન્ય રાખ્યા છતાં પણ રાજા પ્રજાની વચ્ચે અનેક વિષયોનાં સમાધાન કરવાનાં હોય, અનેક વિષયો સબંધે માગવાનું, આપવાનું, લેવાનું હોય, એ સ્વાભાવિક છે, અને તેટલા અંશમાં ચર્ચા અને વિવેચનનો અવકાશ હોઈ શકે; પરન્તુ નવા કાયદાથી, ઉત્પન્ન થયેલા પ્રસંગોમાં, કેટલી હદ સુધીની માગણીને અને કેવા પ્રકારની સૂચનાને છૂટી મૂકાશે તે શિષ્ટજનોને હાથે નક્કી થતા સુધી મૌનજ ઉચિત છે.

---

## મુંબઇ સમાચાર વાળા મી. માણેકજી.

મુંબઇ ઇલાકામાં ગુજરાતી રોજિંદુ પત્ર પ્રથમથી સ્થાપનાર અને આજ પોણા સૈકાથી તેની કોઇએ પણ નકલ કરી ન શકાય એવી રીતે અનેક અડચણ વેઠી તેનો નીભાવ કરવામાં મહેનત, વખત, અને દ્રવ્યનો ભોગ આપનાર, વિદ્યા અને કેળવણીનો અતિશય શોખ રાખી તેને બહુ ઉત્તેજન આપનાર, સાંસારિક અને રાજકીય વિષયોમાં સમતાથી ન્યાયપૂર્વક લખનાર, આ પારસી ગૃહસ્થના મરણથી અમો ખરેખર બહુ દિલગીર છીએ. એમની જગ્યા એમના પછીના વંશજો સાચવશે એમ આશા રાખીએ છીએ.

...ાંમાં ગીતો એ ઘણાં !
ઉમ્મા જીવનની પાતી છે !
મોત તણી ઘડી ઝીલી છે !
હૈયે શ્વાસો તોય ફરે આ !
કંઠે ગદ્‌ગદ્ નિશ્વાસ તરે આ !
વ્હાલા ! કાંઇ બન્યું જવે આ !
શું વીતી ! શું ના વીતી છે !

---

૨

## વેરાવળ શિક્ષકસમાજ.

કાઠીઆવાડના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મે. તરખડ સાહેબ કેળવણીના કામમાં જે ખંતથી રસ આપે છે તે તેમના અધિકારને ઘણીજ શોભા આપનારી છે. બાલકોનાં મનને જીંદગીની વિકટ યાત્રામાં નિશ્ચય, સાહસ અને વિશુદ્ધિથી પ્રયાણ કરવાને તૈયાર કરવાનુ કામ જેટલું કઠિન તેટલુંજ મહત્વ છે; અને જેને એ કાર્યની મહત્તા તથા જવાબદારીનુ ભાન નથી તેવા અમલદારો કેળવણી ખાતામાં રહીને પોતાના નિર્વાહ કરતાં વધારે કશું સિદ્ધ કરી શકતા નથી...શ્રી તરખડ જેવા ઉત્સાહી નિપુણ અને પોતે સ્વીકારેલા કાર્ય સાથે તન્મયતા પામેલા સુજનોને હાથેજ સત્કાર્ય થવાનો સંભવ છે, એવા નરરત્નો વારંવાર નીપજતાં નથી, અને શાસ્ત્રના વિષયમાં કે કલાના વિષયમાં દીર્ધકાલપર્યંત જેની અસર રહ્યા કરે તેવી નવી પદ્ધતિ યોજનાર બુદ્ધિવૈભવ ઘણા કાલને અન્તે ઉદ્‌ભવે છે.

વેરાવળ શિક્ષકસમાજના કાર્ય ઉપર ચર્ચા કરતાં 'સુદર્શન'–ના માર્ચ માસના અંકમાં અમે જે વિચારો દર્શાવ્યાં હતા તેમાં નીતિ અને ધર્મ સબંધી કેળવણી માટે સમાજે પ્રયત્ન કર્યો નથી એવું લખવામાં આવ્યું હતું. મી. તરખડ જેવા પોતાના કર્તવ્ય સાથે તન્મય થયેલા પુરુષની દૃષ્ટિ તે લેખ ઉપર ન પડે એમ બનેજ નહિ. તેમણે તે લેખને તુરતજ વળાની કન્યાશાળામાં ભાષણ કરતાં એ વાતનો ઇશારો કરી એનું ઉત્તર આપવા યત્ન કર્યો એટલુંજ નહિ પણ વેરાવળ શિક્ષકસમાજના મંત્રી રા. રા. ગણપતરામજી જેઓ પણ એમના જેટલાજ ઉત્સાહી, આગ્રહી, અને કેળવણીના કામમા તન્મય થયેલા સુજન છે, તેમની મારફત તે ભાષણના ઉપયોગી ભાગનો ઉતારો અમારા તરફ મોકલી આપ્યો. આવી રીતે ઉપયોગી વિષયોની ચર્ચા કરવાની પદ્ધતિ, પ્રત્યેક ખાતાના અધિકારીઓને ખરેખર અનુકરણ કરવા જેવી છે. એથીજ વિદ્યા, કલા, વિચાર આદિની વૃદ્ધિ થાય છે એટલુંજ નહિ, પણ ઘણીક ગેરસમજ અને મતભેદની વાતોની સ્પષ્ટતા થતાં શાંતિ અને સંપમાં વધારો થઇ કોઇ પણ સમૂહની કાર્યસાધકશક્તિમાં અધિક બલ આવે છે. તેમના ભાષણનો ભાગ આ પ્રમાણે છેઃ—

I am tempted to take advantage of this opportunity to meet some criticism that has been recently made about the proceedings of the Veraval Educational Conference. It has been stated that the Conference has paid no thought to the subject of Moral Education. I am very sorry that this has been said because, as a matter of fact, the Conference gave that subject very serious consideration. The result of their deliberations was that it was not desirable to cram the child's mind with moral precepts only as that plan was likely to make them into prigs or hypocrites. It was thought that the more certain way was to make children draw their own moral precepts from interesting stories told them in class. A child can without hesitation judge whether a certain boy in the story just told has been behaving well or ill, and whether he should be honoured or abhorred. The conference has, I think, come to the wise conclusion that such judgments *made by the child himself filter more thoroughly into his own* life and help to form his character than any number of precepts given him by his elders who, the child thinks, have no proper sympathy with his own likes and dislikes and who are constantly checking him and making him unhappy. In addition to this, the Conference has recommended that every school should adopt a motto with the object that every child attending that school, and every one who has passed out of the school would have a leading idea presented to him as a guide for his conduct throughout life. What I have now said will I hope be sufficient proof that the Conference did not neglect this important subject during its deliberations at Veraval.

આનો સાર એ છે કેઃ—આ પ્રસંગનો લાભ લેઈ, વેરાવળ શિક્ષક સમાજ ઉપર હલણી કેટલીક ચર્ચા થઇ છે તેના વિષે બોલવાનું મને મન થાય છે. એમ કહેવામાં આવ્યું છે કે સમાજે નીતિ સંબંધી શિક્ષણના વિષય ઉપર લક્ષ આપ્યું નથી. આમ કહેવાયું છે તે માટે હું દિલગીર છું કારણ કે ખરી વાત એ છે કે સમાજે એ વિષય ઉપર ઘણુ ગંભીર વિચાર કરેલો છે. એ વિચારને અંતે એમ ઠર્યું હતું કે નીતિનાં સૂત્રોથી બાળકના મગજને ભરવાથી લાભ નથી કેમકે એથી તો બાળકો અભિમાની કે મિથ્યાચારી થઇ જવાનો સંભવ છે. એ કરતાં એમ કરવું વધારે સારૂં ધારવામાં આવ્યું હતું કે વર્ગમાં રસિક વાર્તાઓ કહેવામાંથી બાળકો પોતાની મેળે નીતિમય ઉપદેશ કે સાર ગ્રહણ કરી

સે તેજ સારુ છે, બાનગે એટલો વિભાગ ની નાખેલ કે કહેની વાતમા અમુક ઠેકાણે જે વર્ણન કર્યું તે યોગ્ય છે કે અયોગ્ય તે ગણે ન ઉપર કે માન ઘટે છે એમ માનુ કે સમાજ એવા ડહાપણ ભરેલા નિશ્ચય ઉપર આવી છે કે બાલક પોતે આવા નિયમો કરી લે તેજ તેના જીવનમા ધીમે ધીમે પ્રવેશ પામી શકે અને તેના ચારિત્રનુ સ્વરૂપ ઉપજાવી શકે, જેમને પોતાના રાગદ્વેષ સાથે પરિપૂર્ણ અનુકંપાવાળા ધારવામા આવતા નથી તથા જેઓ વારવાર જુદા જુદા અટમાવ કરીને પોતાને દુખી કરનારા એમ ધારવામા આવે છે તેવા ગુરુજનોએ આપેલા ગમે તેવા ઉપદેશ બાળકોને ક્વચિત લાગુ થઈ શકતા નથી. આ ઉપરાંત સમાજે એમ પણ ભલામણ કરેલી છે કે પ્રત્યેક શાળાએ પોતાનું એક વિશિષ્ટ સૂત્ર રાખવુ કે તેમાની ભાવના શાળાના પ્રત્યેક વિદ્યાર્થીને તેમ શાળામાથી પાર ઉતરેલા સુજનને આખા જીવનના વોરપુરુષે દૃષ્ટિ આગળ રહ્યા કરે આ સ્થાને મે જે કહ્યુ તેટલાથી એમ સિદ્ધ થશે કે વેરાવળમા મળેના શિક્ષકસમાજે આ ઉપયોગી વિષય ઉપર લક્ષ આપ્યુ નથી એમ નથી.

મે તરખડ સાહેબના આ વિચારો સાથે અમો સપૂર્ણ રીતે એકમત છીએ મારી ભલામણ એવી નથી કે નીતિના સૂત્રો બાળકોને ગોખાવવાથી તમને નીતિની કેળવણી આપી શકાય એટલુંજ નહિ પણ એકલી નીતિ વિષે અમારુ કહેવુંજ નથી, અમારુ કહેવુ તો ધર્મ અને નીતિ એ બે સબંધે છે, કારણ કે અમે એમ સ્પષ્ટ રીતે માનીએ છીએ કે ધર્મસબંધી કોઈ પણ નિશ્ચય થયા વિના એટલે કે જીવિતના ઉદ્દેશનો નિર્ણય થયા વિના નીતિની રચનાજ સભવતી નથી ધર્મવિહીન નીતિ મનુષ્યને એક ઉપયોગી યંત્ર કરતાં વધારે સારુ બનાવી શકે એ શકાવાળુ છે એટલે વેરાવળ શિક્ષક-સમાજે નીતિના શિક્ષણ વિષે વિચાર કરેલો છે એ વાત ખુશી થવા જેવી છે તથાપિ નીતિના મૂળભૂત ધર્મ સબંધે કાંઈજ વિચાર કર્યો નથી એ દિલગીરી ભરેલુ છે ધર્મનુ શિક્ષણ શાળાઓમાં આપી ન શકાય એવી જે પ્રાચીન દલીલ છે તે યથાર્થ નથી એમ દર્શાવી ધર્મ અને નીતિનુ શિક્ષણ અમુક રીતે આપી શકાય એમ દર્શાવવાનો અમોએ આવતા અંકમા યત્ન કરેલો છે, અને મે તરખડ સાહેબ જેવા કાર્યનિમગ્ન નરને એક સૂચના આપવી ધારેલી છે.

---

૩ –

### અવલોકન.

**થીઓસોફી :—** ' થીઓસોફી ' એ નામવાળી અધ્યાત્મભાવનાના ઉદ્ઘોષથી આજે આખી દુનીયાના વિચારવાન્ ભાગમાંનો કોઈ પણ ભાગ અજાણ નથી એટલે તેના વિષે વધારે વર્ણન કરવુ આવશ્યક નથી મનુષ્યજીવનને ઉન્નત, ઉપયોગી અને વિશુદ્ધ કરવાને અર્થ જે જે ભાવનાઓ આખા વિશ્વની આગળ વખતો વખત પેગંબરો અને

* લખનાર એક થીઓસોફીસ્ટ સુગ્રહ, બ્રૈલ્વી નોટ.

ધર્મગુરુઓમાં ધરેલી છે, તેમાં 'થીઓસોફી' એ નામવાળી ભાવના સારામાં સારી છે એમ માની શકાય છે. એનું કારણ એટલુંજ છે કે 'થીઓસોફી' એ અમુક મર્યાદાવાળી પરિચ્છિન્ન ભાવના નથી. જે જે ધર્મભાવનાઓ માણસને અમુક સીમા સુધી પહોંચાડયા પછી મૃતપ્રાય થઇ નિરુપયોગી જેવી થઈ ગઈ છે તે બધી પરિચ્છેદ અથવા ભેદના પાયા ઉપર રચાયલી ભાવનાઓ છે. 'થીઓસોફી' એ ભાવના અપરિચ્છેદ અથવા અભેદના ધોરણ ઉપર રચાયલી છે; એટલે કે તે કોઇ અમુક ધર્મ ન છતાં સર્વ ધર્મનો જે સામાન્ય અંશ છે તેના સારરૂપ છે, કોઈ અમુક શાસ્ત્ર કે નિયમોના બંધનમાં ન છતાં જેટલાં જેટલાં શાસ્ત્ર અને જેટલા જેટલા નિયમ છે તે સર્વના આધારરૂપ છે. 'થીઓસોફી' એ ભાવના જેમ અભેદભાવના હોઈ સર્વગ્રાહી અને સર્વસામાન્ય સત્યની ભાવના છે તેમ તેના વિસ્તારને અને તેની જ્ઞાન પ્રાપ્ત કરવાની શક્તિને કશી સીમા નથી, એટલે તે કદાપિ પણ બીજી ધર્મભાવનાઓની પેઠે સ્થૂલ ને જડ પરિચ્છેદમાં અટવાઇ પડવાને બદલે નિત્ય તાજી અને વૃદ્ધિ પામતી રહે એવો સંભવ છે. અને ખરેખર છેલ્લાં પચીશ વર્ષ પર્યંત એ ભાવનાએ માત્ર એક સ્ત્રીના મગજમાં જન્મ પામ્યા છતાં આખી વિચારવંત દુનિયાંના પંડિતો, જ્ઞાનીઓ, શોધકો, શાસ્ત્રીઓ, ધર્મગુરુઓ, લેખકો, અને સામાન્ય લોકો ઉપર જે અસર કરી છે તેજ તેની સુસારતા અને ઉપયોગિતા દર્શાવવાને પૂર્ણ છે.

આ નવી છતાં જૂની ભાવના આપણા ગુજરાતી વાચકવર્ગ આગળ મૂકવાનો યત્ન આ પત્રદ્વારા એકવાર થયો છે. તેમાં એ ભાવનાની આવશ્યકતાને આખા વિશ્વની વર્તમાન પ્રવૃત્તિથી સિદ્ધ કરવાના યત્ન ઉપરાંત એ ભાવના પોતે શું છે તેનું સામાન્ય સૂચનમાત્રજ કરવામાં આવેલું છે. જે ગ્રંથ અત્યારે અમારા આગળ છે તેનો ઉપોદ્ઘાત હોય એવું એ લેખનું તાત્પર્ય છે. થીઓસોફી પોતે શું છે તેનું સામાન્ય નિરૂપણ કરવા ઉપરાંત તેના પ્રત્યેક વિષયે શા વિચાર છે તે દર્શાવનાર વિશ્વાસ લાયક પુસ્તક તો ગુજરાતી ભાષામાં આ એકજ છે એમ કહેતાં અમને ઘણો સંતોષ થાય છે. આ ગ્રંથનાં આઠ પ્રકરણોનાં મથાળાં જોતાંજ અમારા કહેવાની ખાતરી થશે. થીઓસોફી—સૃષ્ટિનાં સાત ભુવનો—માણસનું બંધારણ—પુનર્જન્મ—મરણ પછીની અવસ્થા—કામલોક—કર્મ—ગુરુ, મેળાપનો માર્ગ (સાધનસંપત્તિ) એવાં આઠ પ્રકરણોમાં થીઓસોફીના વિષયને સારી રીતે ચર્ચવામાં આવેલો છે, અને લખનાર કોઇ પારસી ગૃહસ્થ છતાં તેમણે ભાષા એકંદરે ઠીક વાપરેલી છે એટલુંજ નહિ પણ તેમનું બીજા ધર્મો વિષેનું જ્ઞાન, કે જે થીઓસોફી વિષે લખનાર, કે વાચનારને બહુ આવશ્યક છે, તે પણ ઘણે ભાગે સપ્રમાણ અને સારું છે. વળી 'થીઓસોફી'ને અનુસરનારાઓમાંના ઘણા ભાગની 'થીઓસોફી' માત્ર ચમત્કાર અને મહાત્માઓના પત્રો ઉપરજ રહેલી હોય છે તેનો આ ગ્રંથમાં સામાન્યબુદ્ધિને ન રુચે તેવો ઉપયોગ થયો નથી એ પણ સંતોષની વાત છે. મુંબઇની 'બ્લેવેટ્સ્કી લોજ' નામે થીઓસોફીકલ સોસાઇટીની શાખા છે તે આવા ઘણા ગ્રંથો પ્રસિદ્ધ કરીને લોકોપકાર કરતીજ રહે છે, અને તેના સભાસદોનો ઉદ્યોગ બીજા ધાર્મિક મંડળોને અનુકરણ કરવા જેવો છે. આ ગ્રંથ પ્રસિદ્ધ કરીને એ મંડલે પોતાની ઉપયોગિતાનો સારો

દાખલો આપેલો છે અને અમો આ ગ્રંથ, વિચારપૂર્વક વાંચવાની, પ્રત્યેક જિજ્ઞાસુને ભલામણ કરીએ છીએ.

---

૨

ધર્મ

૬.

દેવલોક

( ગજેશુ )

( અનુસંધાન પાન ૧૬૦ થી )

આંહી એક હૃદયવેધક અને સુંદર આકૃતિ જોવામાં આવી. તે એક છોકરો હતો. તેના પૃથ્વીપરના અવતારમાં તે દેવલમાં કીર્તન કરવાવાળો હતો અને ચૌદ વર્ષની કુમળી વયમાં મરણ પામ્યો હતો. આ છોકરાનો સર્વ ભાવ ગાયનકલા તરફ વળેલો હતો અને તે એમજ ધારતો હતો કે મ્હોટા દેવાલયમાં જે અસંખ્ય લોકો પ્રાર્થના કરવા એકઠાં મળતાં હતાં તેઓની ધાર્મિકવૃત્તિ પોતાના ગાયનથી યથાસ્થિત પ્રકાશ પામતી હતી તેમજ તેઓમાં જે ઈશ્વરભાવના અને ભક્તિ પ્રકાશિત થતાં હતાં તે પણ તેનાથીજ થતાં હતાં. તેનામાં ગાયનકલા વિના બીજી કોઈ શક્તિ નહિ હતી. પણ જે શક્તિ હતી તેનો બહુ યોગ્ય ઉપયોગ કર્યો હતો. પોતે આ લોક અને પરલોક વચ્ચે મનુષ્ય જાતનો વ્યવહાર ચલાવનાર હોય એવું વર્તન કરતો હતો. વધારે સારી રીતે ગાયનકલા જાણવાની અને પોતાના ધર્મ માટે તેનો સદુપયોગ કરવાની તે સદા આકાંક્ષા રાખ્યાં કરતો હતો. આ ઇચ્છા દેવલોકમાં ફળીભૂત થતી હતી. પોતે જે દેવલમાં કામ કરતો ત્યાંની એક બારીના રંગીન કાચમાં સેંટ સીસીલીયાનું ચિત્ર હતું તેની મૂર્તિ ખડી કરી તે તેના ઉપર હળવે હળવે શીખવતો હોય એમ દેખાતું હતું. તેની વિચારશક્તિને એક દેવે ચૈતન્ય અર્પ્યું હતું અને તે દ્વારા પૃથ્વી ઉપર તેને સ્વપ્ન પણ નહિ આવ્યું હોય તેટલું ગાયન શીખવવામાં આવતું હતું.

પૃથ્વી ઉપર રહી નિરાશ થયેલાનો એક દાખલો વળી જોવામાં આવ્યો. કોઈ કોઈ વખત દુનિયાંમાં દુઃખી થયેલા લોકો પ્રભુના અત્યંત જેવાં નિશાન સ્વર્ગમાં પણ રહી જાય છે. તે એકલો દેખાતો હતો, કારણકે આ દુનિયાંમાં હતો ત્યારે બીજાં માણસોની પેઠે તેનાં કુટુંબીઓનું પ્રેમમય હાસ્ય તેણે અનુભવ્યું નહતું. તેણે સઘળો કાલ એકાંતમાં રહી મનન અને લેખન કર્યા કર્યું હતું. આ દુનિયાંમાં હતો ત્યારે તેણે એક મોહોટું પુસ્તક રચવાની ધારણા કરી હતી અને તેની ખાતર પરચુરણ લખાણ કરી પેટ ભરવાની વાત તેણે દિલ પર ધરીજ નહિ હતી. પરંતુ તેના પુસ્તકનો કોઈ ગ્રાહક મળી શક્યો નહિ એટલે તે નિરાશ થઈ રસ્તામાં ફર્યા કરતો હતો અને એમ ફરતાં કરતાં શોક અને ભુખમાં તેનો આ દુનીયાંમાં અંત આવ્યો હતો. આખી જીંદગી તે એકલો રહ્યો હતો. પોતાની યુવાવસ્થામાં તેણે સ્નેહ કે કુટુંબના પ્રેમની ગાંઠ કેવી થાય છે તે જરા પણ અનુભવ્યું નહિ હતું. પુખ્ત વય થઈ ત્યારે પોતાના મનરૂપી બાગમાં જેમ મનમાં આવ્યું તેમ કરે ગયો હતો અને પોતાની

ઇચ્છા પ્રમાણે આ દુનીયાંમાં સુખનો જે અનુભવ પ્રાપ્ત કરવાની કલ્પના તેણે કરી હતી તે પ્રાપ્ત કરવાની આશામાં ને આશામાં કોઇ તેથી વિરૂદ્ધ રીતે સહાય થવા નિકળી આવતું તેને તરછોડી નાંખતો હતો, અને તેને લીધે જીંદગીમાં અન્યની સહાય અને ઉપકાર શું છે તથા તેવા સદગુણોથી કેવી રીતે ભૂમિઓને ખીલવાની તક મળે છે એ વાતથી કેવળ અજ્ઞાન રહેલો હતો. સ્વર્ગલોકમાં તે પોતાના ઇષ્ટ વિષય સંબંધી વિચાર કર્યા કરતો હતો અને સુખનો હતો અને તેની રચેલી સૃષ્ટિમાં પોતે જે સુખદાયક સૃષ્ટિ કલ્પી હતી તે વિસ્તારેલી ખડી થઇ હતી પણ તે વિના કોઇ પણ પ્રેમી સહાયક મૂર્તિ જોવામાં આવતી નહિ હતી. તેની કલ્પિત સૃષ્ટિમાં જે લોકોનું કલ્યાણ કરવા તેની ઇચ્છા હતી તેનો કલ્પિત સમુદ્ર દેખાતો હતો. આ લોકોનો આનંદ પ્રત્યાઘાત પામી તેના પ્રતિ આવતો તેથી તેને આનંદ થયાં કરતો હતો. આ જીવ જ્યારે પુનરવતાર પ્રાપ્ત કરશે ત્યારે તેની મન કામના ફલીભુત થાય તેવી શક્તિ અને સાધન તેને પ્રાપ્ત થશે અને આંહી જે સુખ ભોગવે છે તેનો કાંઇક અંશ પૃથ્વી ઉપરની તેની હવે પછીની જીંદગીમાં તે ભોગવશે એમ માનવામાં કાંઇ શંકા લેવા જેવું નથી.

આ લોકમાં એવાં ઘણાં મનુષ્યો જોવામાં આવ્યા જેઓએ પોતાની આ દુનિયાંની જીંદગીમાં મનુષ્ય જાતને માત્ર સહાય કરવાના હેતુથીજ સહાય કરેલી અને તેથી તેઓ સાથે ભ્રાતૃભાવ બંધાયેલો. આવી સેવા કરવામાં તેઓનો હેતુ કોઇ દેવ-દેવતાને સંતુષ્ટ કરવાનો હોતો નથી પણ માત્ર સેવા કરવી એ ધર્મ સમજી સેવા કરે છે. કેટલાક શાન્ત મનથી ઉદ્યાપણ સાથે સંપૂર્ણ સમજથી જગતના સુધારા માટે મહાન કલ્યાણકારી યુક્તિઓ રચેલી તેવા પણ હતા તેઓ પોતાની ધારણા પરિપક્વ કરતા હતા કે જ્યારે ફરી આ દુનિયાંમાં આવે ત્યારે તેનો અમલ કરવા સમર્થ થાય.

## અરૂપ ભૂમિકા.

અદ્યાપિ પર્યંત જે વર્ણન કરવામાં આવ્યું તે દેવલોકની ચાર રૂપભૂમિકાઓ કહેવાય છે તેના સંબંધી હતું. એ ભૂમિકાઓમાં દેહી-જીવ અનુકૂળતા પ્રમાણે નિવાસ કરી પોતાનું કાર્ય કરે છે અને બાકીની ત્રણ અરૂપભૂમિકામાં દેહરહિત જીવાત્મામાં નિવાસ કરે છે. આંહી તેના જોવામાં જે કાંઇ આવે છે તે સ્પષ્ટ દેખાય છે કારણ કે દેહરૂપી આવરણથી તે મુક્ત છે. તેથી તેને લીધે તેને કોઇ અસત્યાભાસ થતો નથી. આદિ કાળમાં તેને સંપૂર્ણ ભાન હોતું નથી અને સ્વપ્નવત્ સર્વ ભાસે છે કારણ કે સંપૂર્ણ જાગ્રત્ થયેલ હોતો નથી. તોપણ જેટલું તેને ભાસે છે તે સત્ય ભાસે છે. જીવની આ લોકની જ્ઞાનાવસ્થા જે જે આપણે જાણીએ છીએ. તેનાથી આ ભૂમિકાની અવસ્થા એવી વિલક્ષણ છે કે તેનું વર્ણન કરવા આપણને જોઇતા શબ્દ મળી શકે તેવું નથી, અને આપણી પરિચિત અવસ્થાને સરખાવી કાંઇ કહેવામાં આવે તો માત્ર અવળે રસ્તે દોરાઇ જવાય એવું છે. આ ભૂમિકાઓ આગળની ભૂમિકાઓની સાથે સરખાવતાં તેમાં અદૃશ્ય અને દૃશ્યના જેટલો ભેદ છે; તથા રૂપ અને અરૂપ જેટલી ભિન્ન છે. એટલું છતાં પણ તે વિકૃત ભૂમિકા છે. માત્ર નીચેની

નિમિત્તની સાથે મુકાબલો કરતાં આંહી સત્યાભાસ થાય છે. આંહી અરૂપ છતાં રૂપ છે પણ તે રૂપ બહુજ સૂક્ષ્મતમ ભૌતિક પ્રકૃતિના તત્ત્વના બનેલાં છે. આટલું સામાન્ય વર્ણન કર્યા પછી હવે તે ત્રણ વિભાગનું વર્ણન કરીએ.

ત્રીજો વિભાગ—અરૂપ ભૂમિકાઓમાં તેમજ બીજા વિભાગોના પ્રમાણમાં પણ આંહી વસતિ થોડી છે. કારણ કે આપણી હાલની મનુષ્ય જાતમાં જે સાધારણ જીવ પૂર્ણતા પામવા કાર્ય કરે છે તેમાંના લગભગ ઘણા આ ભૂમિકામાં છે. માત્ર થોડા જે પહેલા અને બીજા વિભાગ પર્યંત ગયા છે તેટલાજ આંહી નથી. પ્રત્યેક જીવની આસપાસ અંડાકૃતિ તેજનો ગોળો છે. ઘણાના તો તે માત્ર પાતળા પડ જેવો રંગરહિત અને અસ્પષ્ટ હોય છે. આનું બંધારણ બહુજ બારીક હોય છે પણ જેમ જેમ તે જીવાત્મા ખીલતો જાય છે તેમ તેમ આ રૂપ સાબુના પાણીના પરપોટાની પેઠે કંપતા રંગીન તેજના ગોળા જેવું દેખાય છે. પાણીની છાંટ ઉડતી હોય અને તેના ઉપર સૂર્યનું કિરણ પડવાથી જેમ જુદા જુદા રંગ ત્વરાથી બદલાઇ જતા દેખાય છે તેવો તેનો રંગ થાય છે. આ રૂપની મૂળ બનાવટમાં જે ભૌતિક પ્રકૃતિ સમાયેલી છે તે અગાધ સૂક્ષ્મ નાજુક અને વાત રૂપ છે તેમ છતાં તેમાં અત્યંત ચૈતન્યશક્તિ અને જીવિત અગ્નિ સમાયેલી હોય છે એટલે જેમ જેમ જીવાત્મા ખીલતો જાય છે તેમ તેમ તે ગોળો ચળકતા રંગવાળો પ્રકાશિત દેખાય છે. અંદરથી બહાર આવતા ત્વરિત પરમાણુઓના સંક્રમણને લીધે ઉપરની સપાટીએ રંગ બેરંગીન લહેરો જોવામાં આવે છે. આ રંગ એવા સુંદર હોય છે કે તેનું વર્ણન થઇ શકે તેવું નથી કારણ કે એના કોમળ અને તેજસ્વી રંગ આ જગતમાં છેજ નહિ. નિર્મળ આકાશમાં સમુદ્ર કિનારે સાયંકાળે સૂર્યાસ્ત સમયે ગીતકાવ્યના જેવો સુશોભિત આકાશનો રંગ થાય છે તે જેટલે અંશે એક છોકરાંને રમવાની પેટી પર કરેલા રંગ કરતાં ચઢે છે તેટલા પ્રમાણમાં અને તેનાથી પણ અતિ ઘણો ચઢે એવો ચળકાટવાળો અને પ્રકાશિત આ રંગ હોય છે. આપણે ગમે તેટલી કલ્પના કરતા કહીએ તો પણ જેણે આ પ્રકાશિત ગોળાનું સૌંદર્ય આંહી ઉપરની ભૂમિકામાં જોવામાં આવે છે તે જોયું નથી તેને તેનો ખ્યાલ આવવો કઠિન છે.

પ્રત્યેક ગોળો એક એક અતિ તેજસ્વી કલ્પિત તાર વડે ઉપરની ભૂમિકા સાથે જોડાયેલો હોય એમ લાગે છે, અને તે પ્રત્યેક કારણશરીરમાં જે પ્રદીપ્ત અગ્નિ ભરેલી દેખાય છે તે પણ ત્યાંથી આમાં આવેલી હોય છે. આ વખતે મેડમ બ્લાવાટસ્કીએ તેના "સીક્રેટ ડૉક્ટ્રીન" નામના ગ્રંથમાં ડ્ઝયાન નામના પુસ્તકમાંથી જે શ્લોકોનું ભાષાંતર આપેલું છે તેના શબ્દોનો તાદૃશ ચીતાર મનમાં આવી જાય છે. તેમાં લખે છે કે "જ્યોતમાંથી સ્ફુલિંગ ફોહતના બારીક તારથી લટકતું હોય છે." તેવું આંહી જોવામાં આવે છે. જેમ જેમ જીવાત્મા વધુ વધુ કેળવાઇ ખીલતો જાય છે તેમ તેમ આત્મા-બુદ્ધિના અગાધ જ્ઞાનસમુદ્રમાંથી વિશેષ લાભ ખેંચે છે, અને તે ખેંચવાનું સાધન આ તાર છે એટલે તે પણ વધુ ઘણું પહોળો અને મોટો થતો જાય છે. બીજા વિભાગની ભૂમિકા ઉપર તે પૃથ્વીમાંથી પાણીનો ફુવારો ઉડી આકાશમાં જતો હોય તેવો દેખાય છે અને તેનાથી ઉપરની ભૂમિકામાં તે પોતે ગોળાકાર થઈ તેમાંથી પ્રદીપ્ત અગ્નિનો પ્રકાશ જાણે જોસબંધ ધસતો

હોય તેમ દેખાય છે અને તેમાં કારણશરીર ગળી જતું જોવામાં આવે છે. ઉપર કહ્યાં તે શ્લોકોમાં આવું વર્ણન કરતાં લખે છે કે " દ્રષ્ટા અને તેની છાયા વચ્ચેનો તાર પ્રત્યેક સ્ફુરણ થાય છે તેમ તેમ વધારે મજબુત અને પ્રકાશિત થાય છે. પ્રાતઃકાળના સૂર્યનો પ્રકાશ બદલાઇ મધ્યાન્હકાળના સૂર્યનું તેજ થાય છે. જ્યોતિએ સ્ફુલિંગને કહ્યું કે આ તારું વર્તમાન ચક્ર છે; તું મારું સ્વરૂપ છે, તું મારી મૂર્તિ છે; તું મારી છાયા છે. મેં તને વસ્ત્ર પેઠે ધારણ કર્યું છે અને તું મારું વાહન છે, જ્યાં સુધી આપણી એકતા થશે, અને તું માત્ર સામ્ય થઇશ અને તું તથા બીજા અને હું એકરૂપ થઇશું ત્યાં સુધી માત્ર આપણો ભેદ છે."

(આગળ ચાલુ)

---

૨

## મનુષ્યાત્મા

( અનુસંધાન પૃ૪ ૧૬૫ થી )

પ્રથમ સંયોજન થતાં જે બાલજીવ પ્રકટ થાય છે તે કેવલ અજ્ઞાન હોય છે. તેને હજી મન કે વિચાર કાંઈ હોતું નથી. કામના વિકાર માત્ર તેનામાં હોય છે, અને માનસપુત્રે અર્પેલ અંશ તેનામાં શક્તિઓ ખીલવવા તત્પર હોય છે. વિકારજ્ઞાન તો છે, પરંતુ તેના પૂર્વાપર સંબંધ જોડી આંતરજ્ઞાન સાધવાનું છે. આ સંબંધ કેમ જોડાય એ જોવાનું છે. બાહ્ય પદાર્થના સમાગમથી શરીરદ્વારા વસ્તુજ્ઞાન તાત્કાલિક થાય છે. દૃષ્ટાંત લઇએ કે શરીરનો એક ભાગ મુખ તેને કોઈ બાહ્ય વસ્તુનો સંસર્ગ થતાં સ્વાદનો આનંદ પ્રાપ્ત થાય છે; વસ્તુમાં માધુર્ય લાગે છે. પશુમાં આ જ્ઞાનનો વિકાસ થયેલો હોય છે એટલે શરીરની એવી ટેવ થઇ જાય છે કે જ્યારે જ્યારે એ વસ્તુ દૃષ્ટિએ પડે છે અથવા ક્ષુધા વ્યાપે છે ત્યારે ત્યારે તેના પ્રતિ તે ધાય છે. બાલજીવ પણ એવો આનંદ અનુભવે છે પરંતુ એ વિકાર ક્ષણિકમાત્ર છે. એથી વધારે કાંઈ થતું નથી. આથી કરી મનના ઉપર સહજ આઘાત થાય છે; અને વારવાર એવા અનુભવથી ઉપરા ઉપર એ આઘાત પડે છે. બાલજીવને એવા આઘાત ઘણી વાર અનુભવતાં એ વિકાર અને વિકારકારક વસ્તુનો સંબંધ ઉદ્ભવે છે. વિચારનું આ પ્રથમ રૂપ છે. બાહ્ય વસ્તુનો સમાગમ અને એ સમાગમના આઘાતથી થતો આનંદદાયક વિકાર એ બન્નેનો પરસ્પર સંબંધ—અર્થાત્ બાહ્ય વસ્તુ અને આંતર વિકારનો સંબંધ—પ્રથમ આંતરજ્ઞાનનો ઉદ્ભવ કરે છે એ આંતરજ્ઞાનના ઉદ્ભવ સાથે મનની જાગૃતિનો આરંભ થાય છે. આંતરજ્ઞાન વારંવાર થયાં કરતાં તેનું સ્મરણ રહેવા લાગે છે. એમ કરતાં સ્મરણશક્તિનો આરંભ થાય છે.

બાલજીવ વારવાર બાહ્ય વસ્તુના સમાગમ અને તેથી થતા વિકારનો પૂર્વાપર સંબંધ જોડતા સ્મરણશક્તિ પ્રાપ્ત કરે છે ને વિકાર પામે છે અને એવા સંખ્યાબંધ વિકાર અનુભવતાં વિચારો બંધાય છે. આમ થતાં થતાં સ્મરણશક્તિ વૃદ્ધિ પામે છે. પરંતુ તેને ખીલવવાના માટે બહુ લાંબો કાલ જોઇએ છીએ. વખતે આખી જીંદગી પણ જાય અથવાં સુધી મોટો કાલ પણ થાય. તેનું માપ કાંઈ કહી શકાતું નથી માત્ર એટલુંજ સમજાવવાનું

છે કે એ કાર્ય ઘણા લાંબા કાળે થાય છે. આરંભકાળમાં સ્મરણશક્તિ થવા ઘણા અનુભવની જરૂર છે કારણકે તે વિના તેનું યથાર્થ જ્ઞાન થતું નથી તેમ તેનું કાર્ય પણ થઇ શકતું નથી. આધુનિક કાળમાં પણ એવાં મનુષ્યો છે. તેઓની એ શક્તિ એટલી બધી થોડે અંશે ખીલેલી છે; કે બાર કલાક કરતાં વધારે વખત તેઓને કોઈ વાતનું સ્મરણ રહેતું નથી. તેઓનો વિચાર જોઈશું તો આ દુનિયાં માટે પ્રાતઃકાળમાં એક અભિપ્રાય જણાવશે તો સાયંકાળે તેથી જુદોજ જણાવશે. આ વાતનું દૃષ્ટાંત જોવું હોય તો આસ્ટ્રેલિયા દેશના કેટલાક મૂલ વસનારાઓ છે તેને જોવા. તેઓમાં તેજનો અંશ બહુ ઓછો બળે છે અને તેઓની સ્મરણશક્તિ બહુ થોડે અંશે ખિલેલી છે. તેઓને માટે એવું વર્ણન આપવામાં આવેલું છે કે એક વાતનું સ્મરણ આખો દિવસ પણ રહેતું નથી. સાયંકાળે શીત વાયુથી રક્ષણ થવા તેઓને ઓઢવા માટે ધાબળી આપવામાં આવે તો પ્રાતઃકાળ થતાં સુધી તેને આગ્રહ પૂર્વક સંભાળી રાખે છે. પરંતુ જેવો સૂર્યોદય થયો અને ગરમી થવા લાગે છે કે તત્કાળ એ ધાબળીની જરૂર તેને લાગતી નથી અને ક્ષુધા વ્યાપતાં આહાર કરવાની વસ્તુ પ્રાપ્ત કરવા પ્રતિ તેની વૃત્તિ દોડે છે. સાયંકાળે ફરી ધાબળીની જરૂર પડશે એવું સ્મરણ તેઓને રહેતું નથી તેથી સૂર્યોદય થયા પછી કાંઇ ખાવાની વસ્તુ આપી ધાબળી લઇ લે. તો તેઓ ખુશીથી આપી દે છે. કારણકે તે સમયે તત્કાલ જરૂર ખાતા ખાવાની વસ્તુ છે અને સાયંકાળે ધાબળીની જરૂર છે તેનો તો તેને વિચાર નથી. આગળના સાયંકાળે સૂર્યાસ્ત થયો તે તેને મન તો જન્માંતર થયો એવું હોય છે. એટલે દિવસની વખતે બનેલ બનાવનું સ્મરણ રાતમાં રહેતું નથી. એથી ફરી આગળની સાંજે મળેલી ધાબળી સૂર્યોદય થતાં આપી દે છે. એજ ધાબળી જો સાયંકાળે કોઇ લેવા જાય તો ગમે તે કરતાં પણ તે આપે નહિ. આ બાલજીવની સમજનું ઘણું તાદૃશ દૃષ્ટાંત છે. આ લોકોનો સત્વર ક્ષય થતો જાય છે અને સરકાર તરફથી ગમે તેટલી સંભાળ રાખવામાં આવે તો પણ તેઓ રહેવાના નથી; કેમકે તેઓનું આ જગત્‌માં કાર્ય થઇ ચુક્યું છે. જ્યારે અમુક સ્થિતિના જીવ પોતાનું કાર્ય કરી રહે છે ત્યારે તે જે જાતનાં મનુષ્યમાં નિવાસ કરતા હોય છે તેનો ક્ષય થવા લાગે છે. આ પ્રમાણે થવાનું કારણ માત્ર એટલુંજ છે કે આ જગત્ જીવાત્મા માટે છે એટલે તેમાં જે જે પેદા થાય છે તે પણ જીવને માટેજ છે. જ્યારે જ્યારે જીવાત્માના વિકાસ માટે અમુક પ્રકારના શરીરનું પ્રયોજન રહેતું નથી ત્યારે તેવાં શરીર ધારણ કરનારી મનુષ્ય જાતમાં ઉત્પત્તિ થતી બંધ પડે છે અને ધીમે ધીમે તેનો ક્ષય થાય છે. વધારે સુધરેલી મનુષ્ય જાતો એ લોકોનો સત્વર નાશ કરે છે તેને આ વાત લાગુ પડતી નથી. તો પણ એટલી વાત નિઃશંક છે કે તેઓ પોતાથીજ ક્રમે ક્રમે ક્ષય થવાનાં કારણ ઉપજાવે છે કે તેઓમાં વૃદ્ધિ થતી બંધ પડે છે; અને તે બંધ થવાનું કારણ પણ એજ છે કે તેઓનો કાંઇ હવે ઉપયોગ જગત્‌માં રહ્યો નથી.

ઉપર વર્ણવેલા દૃષ્ટાંતથી આરંભકાળમાં જીવાત્માની સ્થિતિનો બરાબર ખ્યાલ આવશે અને તેઓમાં તેજનો પ્રકાશ કેવો ઝાંખો છે અને વિકાસ થયો નથી તે પૂર્ણ સમજી શકાશે. સ્મરણશક્તિની વૃદ્ધિ બહુજ મંદ થાય છે. તો પણ જ્યારે ચોકસપણે વૃદ્ધિ થાય

છે ત્યારે બુદ્ધિ ,રમાડનાર જેવી ગાથા પ્રાપ્ત થયેલું છે એમ તેનું અસ્તિત્વ ભાસે છે એ એવી રીતે જણાય છે કે બાળકને પૂર્વે થયેલા અનુભવનું સ્મરણ થાય છે એટલે તેનો સંગ્રહ કરવા માટે છે અને તે સ્મરણને લીધે બાહ્ય વસ્તુના આકર્ષણથી નહી દોરાતાં અંતરથી ઉદ્ભવેલા વિચારથી કાર્ય કરવા લાગે છે અંતરથી વૃત્તિ થતા વિશેષ અનુભવ પ્રાપ્ત કરવા તે ઇચ્છે છે વળી જ્યા સુધી સ્મરણશક્તિ પ્રાપ્ત થાય નહી ત્યા સુધી સુખદાયક અગર દુઃખદાયક જે કંઇ વસ્તુ હોય તેનો ભેદ તેની ગેરહાજરીમાં જાણી શકાય નહી હાજર વસ્તુથી થતા અનુભવની તુલના કરવા માંડી શકાય છે અને તેમાંથી સાર ગ્રહણ કરતા શીખાય છે ત્યારે સારાસારનો પ્રથમ વિચાર બંધાય છે અને કાર્ય કરવામા તે માર્ગ દેખાડનાર ભોમીયાનું કામ કરે છે આગળ આપણે સ્વાદનું દૃષ્ટાંત આપ્યું તેનેજ લઈ કહીયે એ રસ આનંદકારક હતો કેટલાક સ્વાદ આનંદકારક હોતા પણ નથી એટલે તે દુઃખકારક ગણી તેને દૂર રાખવામાં આવશે આ પ્રથમ અનુભવથી બે રીતે સ્વાદનું સ્મરણ રહેવા લાગશે એક પ્રકારના સ્વાદની છાપ તેના મન ઉપર—મન તો માત્ર કહેવાનુંજ હોય છે કેમકે તેનો પણ આરંભકાલ હોય છે તેના ઉપર—આનંદકારક પડે છે અને તેવા સ્વાદ ચાખવાને પ્રયત્ન કરવા તરફ વલન થાય છે બીજા પ્રકારના સ્વાદની છાપ દુઃખકારક પડે છે એટલે તેનાથી દૂર રહેવા અને તેને દૂર રાખવા વલન થાય છે આહી જગતમાં બે વિભાગ કરવા એ બાળજીવ શીખ્યો એક એવો કે જે પ્રાપ્ત કરવા વલન થાય અને એક એવો કે જે દૂર કરવા વલન થાય આરંભકાલમા આ કરતાં વિશેષ થઇ શકે નહી મુખ્ય ભાગ બે હોઇ શકે એક એવો કે જે તેને પ્રિય લાગે અને એક એવો કે જે તેને અપ્રિય લાગે પ્રિય લાગતી વસ્તુ પ્રાપ્ત કરવા વારંવાર તે પ્રયત્ન કરશે અને અપ્રિય વસ્તુથી દૂર રહેવા પણ વારંવાર પ્રયત્ન કરશે કારણ કે એકમા સુખનો અનુભવ થાય છે અને બીજામાં દુઃખનો અનુભવ થાય છે અનુભવ પ્રાપ્ત કરવનો આરંભ આમ થાય છે

હવે જેમ જેમ સુખ દુઃખનો અનુભવ વધતો જાય છે તેમ તેમ તેને જ્ઞાન પણ વધતુ જાય છે તેના જાણવામા આવતુ જાય છે કે આ જગત્ અમુક મર્યાદાવાળુ છે અને તે મર્યાદામા રહી પોતાને વ્યવહાર કરવાનો છે. કેટલીક એવી વસ્તુ પણ તેના અનુભવમા આવે છે કે જે પોતાને આધીન થઇ શકે તેવી નથી અને જો તે પ્રતિ વિરોધ ખેલ કરવા જાય તો ઉલટુ પોતાને દુઃખ પ્રાપ્ત થાય અમુક વસ્તુનો સંયોગ અમુક સ્થિતિમા થાય છે ત્યારે તો અમુક પરિણામજ આવે છે તેનું જ્ઞાન થવા માટે સ્મરણશક્તિની આવશ્યકતા છે અનુભવોનો સંગ્રહ થતાં ચોક્કસ થાય છે કે અમુક વસ્તુથી તો દુઃખજ થવાનુ આહી જગતમા કાંઇ નિયમ છે એવો તેને પ્રથમ ભાસ થાય છે અને એમ લાગે છે કે એ નિયમ પોતાનાથી ભિન્ન હોઇ તેનું ઉલ્લંઘન પોતે કરવા સમર્થ નથી આથી ફરી દુઃખ પ્રાપ્ત થાય છે અને એવા અનુભવનો સંયોગ આવે છે તો તે પાછો હઠી જાય છે એ સુખ દુઃખનો ભેદ પ્રથમ જણાય છે એટલે પ્રાપ્ય અને અપ્રાપ્ય વસ્તુનો ભેદ પણ જણાય છે એટલે અમુક વસ્તુ અનુકૂળ છે અને અમુક વસ્તુ પ્રતિકૂળ છે એમ સમજવામા આવે છે એ પછી તેને એમ લાગે છે કે જો પોતે આનંદમાં રહેવું હોય તો

તેને અનુસરી ચાલવુ જોઇએ એ નિયમથી વિરુદ્ધ ચાલવાથી દુખ થવાનુંજ

---

૩

અભ્યાસ

( અનુસધાન પૃ૪ ૧૬૩ થી )

સમાધાન શુ છે તે જણાવ્યા પછી સમાધાન શુ નથી તે પણ શકરભગવાન્ જ જણાવે છે ચિત્તનું લાલન કરવુ તે સમાધાન નહિ ચિત્તનુ લાલન એટલે અત કરણની વૃત્તિઓને તે તે વિચાર વિષયાદિને આકારે થઈને તે તે રૂપેજ છૂટી રમવા દેવી તે સસારમા અનેક પ્રકારના સુખદુ ખાદિ અનુભવાય છે, અનેક પ્રકારના રાગદ્વેષના વિષય ઉપસ્થિત થાય છે, વિવિધ વિચારશ્રેણિઓ સ્ફુરી આવે છે, કલ્પનાના અચિત્ય જગત્ મનોરાજ્યમા વિસ્તરે છે,–તેમા અત કરણ વૃત્તિને તે તે આકારે થવા દેવી અને તે તે સુખદુ ખ, રાગદ્વેષ, વિચાર આદિમાજ વૃત્તિનો વ્યાપાર અને પરિણામ માનવો એ અસત અનિષ્ટ અને અહિતકર છે જ્ઞાનમાત્ર વૃત્તિથીજ થાય છે, જેટલુ જેટલુ જ્ઞાન છે તે વૃત્તિજ્ઞાન છે, અને વૃત્તિમાત્રનો અવભાસક સાક્ષી તો વૃત્તિથી પણ પાર છે વૃત્તિ તે સાક્ષીને વિષય કરતી નથી, એ નિગૂઢાર્થ પ્રકાશવાનેજ શ્રુતિમા અविज्ञातं विजानतां विज्ञातमविजानतां એમ કહેલુ છે, વૃત્તિના વિષય રૂપે સાક્ષીને જે અનુભવે છે, તે હજી આત્મસાક્ષાત્કાર પામ્યો નથી, જે એમ અનુભવ પામ્યો છે કે સાક્ષી તો વૃત્તિનો વિષય થઇ શકતો નથી તેજ સાક્ષાત્કારને પામ્યો છે શકરભગવાને પણ वृत्तिविस्मरणं सम्यक् समाधिर्ज्ञानसंज्ञक એમ અપરોક્ષાનુભૂતિમાં જ્ઞાન રૂપ સમાધિનું સ્વરૂપ કહેતાં વૃત્તિવિસ્મરણની, અર્થાત્ સાક્ષી વૃત્તિનો વિષય થઇ ન શકે એ અનુભવની આવશ્યકતા દર્શાવેલી છે વૃત્તિને પ્રથમ નિર્વિકાર કરી, અભ્યાસ દશામાં બ્રહ્માકાર કરી, પછી બ્રહ્મને વૃત્તિના વિષયરૂપે નહિ પણ સાક્ષીરૂપે અનુભવવુ તે જ્ઞાનસમાધિ છે, આ પ્રકારે વિચારતાં જ્ઞાનમાત્ર વૃત્તિજ્ઞાન છે ત્યારે વૃત્તિમાત્ર તે તે વિષયવિચારાદિમાંજ રમણ કર્યા કરે, તે તે વિષયવિચારાદિમાજ પોતાનો વ્યાપાર અને પરિપાક માને, તેનુ નામજ ચિત્તનું લાલન કહેવાય, વૃત્તિના સાક્ષીને અનુભવવાનો માર્ગ પ્રત્યેક વૃત્તિદ્વારા થાય તેનુ નામ સમાધાન કહેવાય

ચિત્તનુ લાલન અને સમાધાન એ બન્નેનો તફાવત ઘણો મ્હોટો છતાં સામાન્ય દૃષ્ટિમાં તુરત ન આવી શકે તેવો સૂક્ષ્મ છે સાધકે તેનો સપૂર્ણ વિચાર કરી જોઇ પોતાની વૃત્તિમાત્રને લાલનના માર્ગ ઉપરથી સમાધાનના માર્ગ ઉપર લાવવી લાલનમા વૃત્તિ જ્યારે પોતાના વિષયનેજ ફલરૂપ માને છે ત્યારે સમાધાનમાં વૃત્તિ પોતેજ પોતાનો ઉપશમ ઉપજાવી પોતાના અવભાસક સાક્ષીને અનુભવી લે છે દૃષ્ટાંતથી આ વાત સ્પષ્ટ કરવા યત્ન કરીએ ધનસપત્તિથી સમૃદ્ધ ધનિક પુત્રદારાદિ સુખવિલાસમા વિહરે છે, તેને વિવિધ કાર્ય કરવાં પ્રાપ્ત થાય છે, લાભ હાનિના પ્રસગ આવે છે, પ્રતિષ્ઠા વ્યવહાર આદિ સાચવ-

થાં પડે છે, રાગદ્વેષના અનેક વિષય ઉપસ્થિત થાય છે તે પ્રત્યેકમાં તેની પ્રવૃત્તિ થાય છે તે વૃત્તિ વિના થતી નથી. વૃત્તિ જે તે આકાર થાય છે, ને તે તે કાર્ય કરાવે છે. પુત્રનું લગ્ન કરવાનો તેને પ્રસંગ આવ્યો વૃત્તિ તદાકાર થઈ. તે કાર્યની ધામધુમ, આપ સં, ભોજન વ્યય ઇત્યાદિનો અભિમાન, તે તે આકાર વૃત્તિ ધારણ કરે છે ને તે ધનિકને પ્રવર્તાવે છે. લગ્નનો અવસર વીતે છે એટલે ઘણી પ્રતિષ્ઠા સાથે એક મહત્કાર્ય કરી નાતમાં ને ગામમાં સર્વોપરિ કાર્ય કર્યાના અભિમાનમાં તેને સંતોષ આવે છે, ને વર્ષ છ માસ તેની વાતો કરવામાં તે સંતોષની પરિસીમા થાય છે. એ ધનિકનું જીવન અત્યંત પ્રાકૃત, એટલે પામરોના જેવું છે, તેની વૃત્તિઓના વ્યાપાર તે તે વૃત્તિના વિષય થનાર લગ્નપ્રસંગ જેવા પ્રસંગોમાંજ રહે છે અને તે પ્રસંગોના સફલ નિષ્ફલ અભિમાનનો સંતોષ કે ખેદ તેજ તેની વૃત્તિના વ્યાપારનું ફલ છે; તેને અનેક તુરંગ અને વિચારોની પરંપરા પણ વચમાં વચમા ચાલતીજ રહે છે, ને તે પણ વૃત્તિના વિષય બની વૃત્તિના વ્યાપાર અને ફલરૂપે તેને બાંધી રાખે છે. આવી રીતિએ ચિત્તવૃત્તિનો જે વિલાસ તેને ચિત્તનું લાલન કહેવાય બાલકને જેમ પોષણ આપી પાલન કરીએ છીએ, અને તેને ખુશી રાખવા રમકડાં, મીઠાઇ, ઇત્યાદિ આપી, લાડના અને ટોળના શબ્દો કહી, પોરસ ચઢે તેમ લાલન કરીએ છીએ, તેવી રીતે અભિમાનથી ચિત્તનું પાલન કરી, ચિત્તવૃત્તિઓને પોતાના વિષયોનેજ સર્વસ્વ માના તે વિષયોમાં વિહરવા દેઇએ એ ચિત્તનું લાલન છે અતિશય અને અમર્યાદ તથા અંકુશ વિનાના લાલનથી જેમ બાલક બગડી જાય છે તેમ ચિત્ત પણ વૃત્તિઓના અતિશય લાલનથી બગડી જઈ સદૈવ બહિર્મુખજ રહે છે. ત્યારે ચિત્તના લાલનને સ્થાને સમાધાન પ્રાપ્ત કરવાને શું કરવું? જે ધનિકનો વ્યવહાર ચિત્તના લાલનરૂપે કહી બતાવ્યો તેના જેવો વ્યવહાર ન કરવો? ધન ધામ સંપત્તિ પુત્રદારા ઇત્યાદિનો ત્યાગ કરીને વૃત્તિને કશામાં જવાજ ન દેવી? આનું ઉત્તર એ છે કે વ્યવહાર ન કરવો કે ત્યાગ કરવો એથી સમાધાન આવતું નથી. એનો એજ ધનિક જો પ્રાકૃત ન હોય, જ્ઞાનદૃષ્ટિ પામેલો હોય, તો પુત્રલગ્નના અનેક પ્રસંગોમાં તદાકારવૃત્તિ થયા છતાં તે તે વૃત્તિના વિષયને ફલરૂપ સ્વીકારે નહિ, વૃત્તિમાત્રનો અવભાસક સાક્ષી છે તેનેજ ગમે તે આકારની વૃત્તિના પણ ફલરૂપે અનુભવે, એટલે તેને સમાધાનજ રહે. લગ્નપ્રસંગે કરાતાં તેનાં કાર્ય 'અમુક કરવાનું છે તે કરાય છે' એવી બુદ્ધિથીજ થતાં લાગે, તેના કર્મમાં રાગદ્વેષ અને અભિમાનનો ભાસ થાય નહિ, લગ્ન પતી ગયા પછી તેને અભિમાન, તુલનાઓ અને પોતાની ભવ્યતાની વાતોમાં સંતોષ આવે નહિ. કાર્યમાત્ર થવા સુધીજ સંબંધ રાખી શકે, પછી તો જાણે હતુંજ નહિ તેમ વીસારે પડે વૃત્તિમાત્રને અંતે સાક્ષીનોજ તેને અનુભવ આવે એ અર્થે પ્રત્યેક વૃત્તિના વ્યાપારમાં વિચાર કરી કરીને સાક્ષીને ખોળી કાઢી અનુભવવા બેસવું એમ ન સમજવું, વૃત્તિમાત્રની પ્રવૃત્તિ નેત્રના સ્પંદનની પેઠે કે શ્વાસની ગતિની પેઠે અજ્ઞાત થયાંજ જાય છતાં જેમ તે સ્પંદન અને શ્વસન પ્રાણના જીવન કરતાં અન્યત્ર ઉપકારક નથી તેમ વૃત્તિમાત્રની પ્રવૃત્તિ પણ સાક્ષીને દર્શાવવા કરતાં અન્ય ઉપયોગની નથી, એવો સ્વાભાવિક, સાહજિક, અનુભવ આપી રહે તે સમાધાનની દશા છે. આટલા વિસ્તારથી જે વાત કહી તેની તેજ વાત શાસ્ત્રીય પરિભાષાથી અનેક પ્રકારે કહેવાયલી છે, અને સાધકને અનુ-

તેને અનુસરી ચાલવું જોઈએ એ નિયમથી વિરુદ્ધ ચાલવાથી દુઃખ થવાનુંજ

---

## ૩

## અભ્યાસ

( અનુસંધાન પૃષ્ઠ ૧૫૩ થી )

સમાધાન શું છે તે જણાવ્યા પછી સમાધાન શું નથી, તે પણ શંકરભગવાન્ જણાવે છે. ચિત્તનું લાલન કરવું તે સમાધાન નહિ. ચિત્તનું લાલન એટલે અંતઃકરણની વૃત્તિઓને તે તે વિચાર વિષયાદિને આકારે થઈ તે તે રૂપેજ છૂટી રમવા દેવી તે સંસારમાં અનેક પ્રકારના સુખદુઃખાદિ અનુભવાય છે, અનેક પ્રકારના રાગદ્વેષના વિષય ઉપસ્થિત થાય છે, વિવિધ વિચારશ્રેણિઓ સ્ફુરી આવે છે, કલ્પનાના અચિંત્ય જગત્ મનોરાજ્યમાં વિસ્તરે છે,—તેમાં અંતઃકરણ વૃત્તિને તે તે આકારે થવા દેવી અને તે તે સુખદુઃખ, રાગદ્વેષ, વિચાર આદિમાંજ વૃત્તિનો વ્યાપાર અને પરિણામ માનવો એ અત્યંત અનિષ્ટ અને અહિતકર છે. જ્ઞાનમાત્ર વૃત્તિથીજ થાય છે, જેટલું જેટલું જ્ઞાન છે તે વૃત્તિજ્ઞાન છે, અને વૃત્તિમાત્રનો અવભાસક સાક્ષી તો વૃત્તિથી પણ પાર છે. વૃત્તિ તે સાક્ષીને વિષય કરતી નથી, એ નિગૂઢાર્થ પ્રકાશવાનેજ કઠવલ્લિમાં अविज्ञातं विमानता विज्ञातमविजानता એમ કહેલું છે, વૃત્તિના વિષય રૂપે સાક્ષીને જે અનુભવે છે, તે હજી આત્મસાક્ષાત્કાર પામ્યો નથી, જે એમ અનુભવ પામ્યો છે કે સાક્ષી તો વૃત્તિનો વિષય થઈ શકતો નથી તેજ સાક્ષાત્કારને પામ્યો છે. શંકરભગવાને પણ वृत्तिविस्मरणं सम्यक् समाधिर्ज्ञानसंज्ञक એમ અપરોક્ષાનુભૂતિમાં જ્ઞાન રૂપ સમાધિનું સ્વરૂપ કહેતાં વૃત્તિવિસ્મરણની, અર્થાત્ સાક્ષી વૃત્તિનો વિષય થઈ ન શકે એ અનુભવની આવશ્યકતા દર્શાવેલી છે. વૃત્તિને પ્રથમ નિર્વિકાર કરી, અભ્યાસ દશામાં બ્રહ્માકાર કરી, પછી બ્રહ્મને વૃત્તિના વિષયરૂપે નહિ પણ સાક્ષીરૂપે અનુભવવું તે જ્ઞાનસમાધિ છે. આ પ્રકારે વિચારતાં જ્ઞાનમાત્ર વૃત્તિજ્ઞાન છે ત્યારે વૃત્તિમાત્ર તે તે વિષયવિચારાદિમાંજ રમણ કર્યા કરે, તે તે વિષયવિચારાદિમાંજ પોતાનો વ્યાપાર અને પરિપાક માને, તેનું નામજ ચિત્તનું લાલન કહેવાય, વૃત્તિના સાક્ષીને અનુભવવાનો માર્ગ પ્રત્યેક વૃત્તિદ્વારા થાય તેનું નામ સમાધાન કહેવાય.

ચિત્તનું લાલન અને સમાધાન એ વચ્ચેનો તફાવત ઘણો મ્હોટો છતાં સામાન્ય દૃષ્ટિમાં તુરત ન આવી શકે તેવો સૂક્ષ્મ છે. સાધકે તેનો સંપૂર્ણ વિચાર કરી જોઈ પોતાની વૃત્તિમાત્રને લાલનના માર્ગ ઉપરથી સમાધાનના માર્ગ ઉપર લાવવી. લાલનમાં વૃત્તિ જ્યારે પોતાના વિષયનેજ સ્વરૂપ માને છે ત્યારે સમાધાનમાં વૃત્તિ પોતેજ પોતાનો ઉપશમ ઉપજાવી પોતાના અવભાસક સાક્ષીને અનુભવી લે છે. દૃષ્ટાંતથી આ વાત સ્પષ્ટ કરવા યત્ન કરીએ. ધનસંપત્તિથી સમૃદ્ધ ધનિક પુત્રદારાદિ સુખવિલાસમાં વિહરે છે, તેને વિવિધ કાર્ય કરવાં પ્રાપ્ત થાય છે, લાભ હાનિના પ્રસંગ આવે છે, પ્રતિષ્ઠા વ્યવહાર આદિ સાચવ-

મા પડે છે, રાગદ્વેષના અનેક વિષય ઉપસ્થિત થાય છે તે પ્રત્યેકમાં તેની પ્રવૃત્તિ થાય છે; વૃત્તિ વિના થતી નથી, વૃત્તિ જે તે આકાર થાય છે, ને તે તે કાર્ય કરાવે છે. પુત્રનું લગ્ન કરવાનો તેને પ્રસંગ આવ્યો. વૃત્તિ તદાકાર થઈ. તે કાર્યની ધામધૂમ, આપ લે, ભોજન વ્યય ઇત્યાદિનો અભિમાન, તે તે આકાર વૃત્તિ ધારણ કરે છે ને તે ધનિકને પ્રવર્તાવે છે. લગ્નનો અવસર વતે છે એટલે ઘણી પ્રતિષ્ઠા સાથે એક મહત્કાર્ય કરી નાતમા ને ગામમા સર્વોપરિ કાર્ય કર્યાના અભિમાનમાં તેને સંતોષ આવે છે, ને વર્ષ છ માસ તેની વાતો કરવામાં તે સંતોષની પરિસીમા થાય છે. એ ધનિકનુ જીવન અત્યંત પ્રાકૃત, એટલે પામરોના જેવુ છે, તેની વૃત્તિઓના વ્યાપાર તે તે વૃત્તિના વિષય થનાર લગ્નપ્રસંગ જેવા પ્રસંગોમાંજ રહે છે અને તે પ્રસંગોના સફલ નિષ્ફલ અભિમાનનો સંતોષ કે ખેદ તેજ તેની વૃત્તિના વ્યાપારનુ ફલ છે; તેને અનેક તુરંગ અને વિયોગોની પરંપરા પણ વચમાં વચમાં ચાલતીજ રહે છે, ને તે પણ વૃત્તિના વિષય બની વૃત્તિના વ્યાપાર અને ફલરૂપે તેને બાંધી રાખે છે. આવી રીતિએ ચિત્તવૃત્તિનો જે વિનાસ તેને ચિત્તનુ લાલન કહેવાય. બાલકને જેમ પોષણ આપી પાલન કરીએ છીએ, અને તેને ખુશી રાખવા રમકડાં, મીઠાઈ, ઇત્યાદિ આપી, લાડના અને ટોળના ગપ્પાં કહી, પોરસ ચઢે તેમ લાલન કરીએ છીએ, તેવી રીતે અભિમાનથી ચિત્તનું પાલન કરી, ચિત્તવૃત્તિઓને પોતાના વિષયોનેજ સર્વસ્વ ગીના તે વિષયોમાં વિહરવા દેઈએ એ ચિત્તનું લાલન છે અતિશય અને અમર્યાદ તથા અંકુશ વિનાના લાલનથી જેમ બાલક બગડી જાય છે તેમ ચિત્ત પણ વૃત્તિઓના અતિશય લાલનથી બગડી જઈ સર્વદા બહિર્મુખજ રહે છે. ત્યારે ચિત્તના લાલનને સ્થાને સમાધાન પ્રાપ્ત કરવાને શું કરવુ? જે ધનિકનો વ્યવહાર ચિત્તના લાલનરૂપે કહી બતાવ્યો તેના જેવો વ્યવહાર ન કરવો? ધન ધામ સંપત્તિ પુત્રદારા ઇત્યાદિનો ત્યાગ કરીને વૃત્તિને કશામા જવાજ ન દેવી? આનુ ઉત્તર એ છે કે વ્યવહાર ન કરવો કે ત્યાગ કરવો એથી સમાધાન આવતું નથી, એનો એજ ધનિક જો પ્રાકૃત ન હોય, જ્ઞાનદૃષ્ટિ પામેલો હોય, તો પુત્રલગ્નના અનેક પ્રસંગોમાં તદાકારવૃત્તિ થયા છતાં તે તે વૃત્તિના વિષયને ફલરૂપ સ્વીકારે નહિ, વૃત્તિમાત્રનો અવભાસક સાક્ષી છે તેનેજ ગમે તે આકારની વૃત્તિના પણ ફલરૂપે અનુભવે, એટલે તેને સમાધાનજ રહે. લગ્નપ્રસંગે કરાતાં તેનાં કાર્ય ‘અમુક કરવાનું છે તે કરાય છે’ એવી બુધ્ધિથીજ થતાં લાગે, તેના કર્મમાં રાગદ્વેષ અને અભિમાનનો ભાસ થાય નહિ, લગ્ન પતી ગયા પછી તેને અભિમાન, તુલનાઓ અને પોતાની ભવ્યતાની વાતોમાં સંતોષ આવે નહિ. કાર્યમાત્ર થવા સુધીજ સંબંધ રાખી શકે, પછી તો જાણે હતુંજ નહિ તેમ વીસારે પડે વૃત્તિમાત્રને અંતે સાક્ષીનોજ તેને અનુભવ આવે એ અર્થે પ્રત્યેક વૃત્તિના વ્યાપારમાં વિચાર કરી કરીને સાક્ષીને ખોળી કાઢી અનુભવવા બેસવું એમ ન સમજવું, વૃત્તિમાત્રની પ્રવૃત્તિ નેત્રના સ્પંદનની પેઠે કે શ્વાસની ગતિની પેઠે અજ્ઞાત થયાંજ જાય છતાં જેમ તે સ્પંદન અને શ્વસન પ્રાણના જીવન કરતાં અન્યત્ર ઉપકારક નથી તેમ વૃત્તિમાત્રની પ્રવૃત્તિ પણ સાક્ષીને દર્શાવવા કરતાં અન્ય ઉપયોગની નથી, એવો સ્વાભાવિક, સાહજિક, અનુભવ આવી રહે તે સમાધાનની દશા છે. આટલા વિસ્તારથી જે વાત કહી તેની તેજ વાત શાસ્ત્રીય પરિભાષાથી અનેક પ્રકારે કહેવાયલી છે, અને સાધકને અંકુ

દ્વૈતવાદીઓ અજ્ઞાનને પ્રપંચનું મૂલ કહે છે ને પાપ પુણ્યાદિ દ્વંદ્વમાત્રનો તે પ્રપંચમાં સં- ગ્રાસ કરે છે એટલે તેમણે પણ પાપનું મૂલ અજ્ઞાન છે એમ કહેવામાં બાધ નથી. અને જ્ઞાન અથવા પ્રકાશ તે સત્ત્વગુણનું કાર્ય છે એ વાત લક્ષમાં રાખતાં જ્ઞાન અને પ્રકાશથી વિમુખ રાખનાર રજસ્ અને તમસ્ તેનું કાર્યજ પાપ હોવું જોઈએ એમ સ્પષ્ટ સમજાય છે. જે કામને શ્રી પરમાત્માએ પાપનું નિદાન કહેલો છે તે અજ્ઞાનનુંજ પરિણામ છે એ- માં સંશય નથી, કારણકે જેનું જ્ઞાન જેટલું ન્યૂન, જેટલું છતરું, તેટલો તેની આશા અને તૃષ્ણાનો વધારે વિસ્તાર અને પાપ થવાનો તેને હાથે તેટલો વધારે સંભવ.

જ્યાં પ્રકાશ છે ત્યાં અંધકાર સંભવતોજ નથી. પ્રકાશ ન હોય ત્યાંજ અંધકાર અ- ને અંધકારની સાથે જોડાયલાં પિશાચમાત્રનો ખેલ દીઠામાં આવે છે. પ્રકાશમાં સર્વદા નિર્ભયતા, નિઃશંકતા, વિશાલતા રહેલી છે; અપ્રકાશમાંજ ભય, શંકા, સંકોચ વસે છે. અને એક ઉદરનિર્વાહ કેમ થશે એ ભયથી તે દેહપાત પર્યંત મરણ સુધીના ભયમાંથી અને તે તે પ્રસંગે થતી શંકા અને સંકોચની વૃત્તિઓપીજ કામનો ઉદ્ભવ થાય છે ને તે કા- મ અનેક અયોગ્ય માર્ગે જંતુને ઉતારી દે છે. કામ એટલે જેને મનસિજ કહીએ છીએ તે અને તેનાં કાર્ય એટલોજ અર્થ નથી, કામક્રોધાદિષડ્ઉર્મિ ગણવામાં આવે છે ત્યાં પણ તેટલોજ અર્થ નથી; કામ એટલે કામના, ઇચ્છા, તૃષ્ણા, આશા, એ અર્થ લક્ષમાં રાખતાં સહજ સમજાશે કે ભય શંકા અને સંકોચ વિના બીજા કોઈ કારણથી કામનો સંભવ ન- થી, અને અજ્ઞાન વિના ભય શંકા સંકોચાદિનો અવકાશ નથી.

ભય શંકા અને સંકોચ તેનો એક શબ્દે નિર્દેશ કરીએ તો તેને કૃપણતા એવું ના- મ શાસ્ત્રોમાં આપેલું છે તે આપી શકાય. કૃપણતા એટલે પૈસા ન વાપરવા રૂપ કૃપણતા નહિ પણ ન વાપરવા દેવાની વૃત્તિ ઉપજાવનાર જે હૃદયનું સાંકડાપણું, સ્વાર્થબુદ્ધિએ પ્રે- રેલાં ભય અને શંકા, તે કૃપણતા એમ સમજવું. અને આ વિશાલ વિશ્વમાં અણુએ અ- ણુ પોત પોતાને યથાયોગ્ય સ્થાને ગોઠવાઈ રહી પોત પોતાનું આનંદમય કર્તવ્ય નેત્રસ્પં- દનની પેઠે કે શ્વાસગતિની પેઠે સાહજિક રીતેજ કર્યાં જાય છે ત્યાં કોઈ એક જંતુ મારૂં અને મારાંનું શું થશે એવું ભય પામે, વસ્તુગતિ ઉપર વિશ્વાસ ન લાવી અશ્રદ્ધા અને શંકામાં આંદોલિત થાય, એ બધું જ્ઞાનના અભાવરૂપ જે અજ્ઞાન, વસ્તુગતિને યથાર્થ ન અનુભવવારૂપ અજ્ઞાન, અને તે અજ્ઞાનજન્ય જે કૃપણતા તેનુંજ પરિણામ છે એમ કહેવામાં બાધ નથી.

જે અજ્ઞાની છે, અવિચારી છે તેજ કૃપણ છે ને તેજ પાપી છે. બધો વિચારનોજ પ્ર- શ્ન છે, પાપ કે પુણ્ય એવો કોઇ પદાર્થ વિશ્વરચનામાં સ્વતઃ કે કોઈ તટસ્થ ઈશ્વરથી કે તેના પ્રતિપક્ષી શેતાન કે અહીમાનથી ઘડાયલો નથી. ઘણોક ભાગ તો જનસમાજે પોતા- ના સમાજની વ્યવસ્થાને અર્થેજ પાપ પુણ્યરૂપે ઘડી કાઢેલો છે, પરંતુ તેને બાદ કરતાં એ, જે સર્વમાન્ય, સર્વ સાધારણ એવાં પાપ પુણ્યનાં ધોરણ ઠરેલાં છે તે પણ અજ્ઞાનજ- ન્ય એટલે વિચારના અભાવથી ઉત્પન્ન થયેલાં છે. વિચાર એટલે આ લેખ વાચતાં મન- માં વિચાર ચાલે અથવા વ્યવહારનાં કાર્યમાત્ર જે વિચાર વિના થઈ શકતાં નથી તે વિ-

ચાર એમ ન સમજવું, વિચાર એટલે જીવ, ઈશ્વર, વિશ્વ એ ત્રણનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર જેને જ્ઞાન કહીએ છીએ તે વિચાર એમ જાણવું. 'વિચાર' નો એજ અર્થ શાસ્ત્રરૂઢ છે, અપરોક્ષાનુભૂતિમાં શ્રીશંકરભગવાને તેજ અર્થ લગાણથી કહેલો છે

જ્ઞાન અને વિચારથી કામ એટલે તૃષ્ણાનો વિચ્છેદ થતાં પાપનો સંભવ ન રહે એમ લાગે છે, પરંતુ કોઇ એમ ધારી લે કે આશામાત્રનો ત્યાગ કરી ત્યાગ કે સંન્યાસથીજ પાપરહિત થઈ શકાય તો તે ખરૂં નથી કારણકે કામમાત્રના મૂલરૂપ જે કૃપણતા તેનો સમૂલ ઉચ્છેદ થયા વિના જ્ઞાન સિધ્ધ થતું નથી અને કેવલ ત્યાગ કે સંન્યાસથી કૃપણતાનો સહજે ઉચ્છેદ થતો નથી. વસ્તુગતિજ જ્ઞાનમય છે, જંતુમાત્રને જ્ઞાનમાંજ સ્થાપેલાં છે, પદે પદે તેને ઉન્નતિ ઉલ્લાસ અને વિકાસ આપેલાં છે, પરંતુ કૃપણતા એવી રીતે તેને વળગેલી રહે છે કે એ વસ્તુગતિ તેને જોવા દેતી નથી, એટલે જ્ઞાન પ્રાપ્ત કરવાનું હોય તે કરતાં મુખ્ય વાત તો અજ્ઞાન અથવા કૃપણતાનો વિનાશ કરવો એજ છે.

તથાપિ પ્રશ્ન રહે છે કે જ્ઞાન અને અજ્ઞાન એ દ્વંદ્વ પણ છેવટ સ્વીકારવું પડયું એટલુંજ નહિ પણ ઈશ્વરકૃત પાપ-પુણ્ય કે કર્મજન્ય પાપ પુણ્ય અથવા ઈશ્વર અને શેતાન એના નીપજાવેલા પુણ્ય અને પાપ, એ કરતાં પણ વધારે વિષમ એવું જ્ઞાન અને અજ્ઞાનનું પરસ્પર વિરોધી દ્વંદ્વ સ્વીકારવું પડયું જ્ઞાન સાથે અજ્ઞાન કેમ રહીજ શકે? આ શંકા પણ વિચારની ન્યૂનતાથી સંભવે છે. જ્ઞાન એજ વસ્તુગતિ છે, એકલું જ્ઞાન એજ વસ્તુગતિ છે, તો તે અવાચ્યજ હોવી જોઇએ, કારણકે વસ્તુગતિ વિષે વાત કરવી, એટલે તે એક છે એમ કહેવાનું રહ્યું નહિ તેના વિષે બોલવા માંડયું ત્યાંથીજ બે થયાં. ત્યારે જ્યાં સુધી વાણીએ કરીને જ્ઞાન આપવા લેવાનો, અનુભવે અનુભવનો વિનિમય કરવા કરાવવાનો અવકાશ છે, જ્યાંસુધી તેમ થવાની આવશ્યકતા છે, ત્યાંસુધી એક અને તેથી વિરુધ્ધ બે એમ કહ્યા વિના અનુભવ ઉપજાવવાનુંજ સંભવે નહિ એટલા માટે દ્વંદ્વ **માની લેઇને** દ્વંદ્વાભાવરૂપદ્વૈકતાનો અનુભવ ઉપજાવી શકાય છે વસ્તુગતિમાં જે જે દ્વંદ્વકલ્પના છે તે ઐક્યનો અનુભવ ઉપજાવવાને અર્થે છે, કેવલ આરોપિત છે અને અનુભવ થતાં તેનો નિરસનજ પોતાની મેળે, અપવાદ થઈ જાય છે એટલે જ્ઞાનાજ્ઞાનના દ્વંદ્વથી પાપનો ઉદ્ભવ સમજાવવામાં કશો દોષ નથી અજ્ઞાન એજ પાપનું મૂલ છે પાપ કરવાની વૃત્તિ અજ્ઞાનજન્ય છે, વસ્તુગતિના જ્ઞાનની ન્યૂનતાથી થાય છે, તેમ પાપજન્ય દુઃખાદિથી ક્લેશ પણ અજ્ઞાનજન્યજ છે

---

૩
વૃદ્ધ
૧

## દેશી વૈદક અને મહાત્મા શ્રી ઝંડુભટ્ટજી.

'દેશી અને અંગરેજી એવા વૈદકના બે વિભાગ આપણને સારી રીતે જાણીતા છે,

અંગરેજી રાજ્યનો આ દેશમાં પ્રભાવ થયો ત્યારે જેમ બીજી બધી વિદ્યાકલા આદિનો હ્રાસ થઇ ગયો હતો તેમ દેશી વૈદ્યકનો પણ ઘણે ભાગે અસ્તજ થયેલો હતો. શસ્ત્રવિદ્યા અને રસાયનપ્રયોગોથી પાશ્ચાત્ય દેશોમાં વૈદ્યવિદ્યાના જ્ઞાનમાં કેટલીક વૃધ્ધિ થઈ હતી, અને અંગરેજોના આવાગમનથી જેમ બીજી પાશ્ચાત્ય વિદ્યાઓ આપણા દેશમાં પ્રવેશ પામી તેમ પાશ્ચાત્ય પધ્ધતિએ સમજવામાં આવેલું વૈદ્યક પણ અત્ર પ્રસાર પામ્યું. ત્રણે ઇલાકાનાં મુખ્ય મુખ્ય શહેરોમાં વૈદ્યવિદ્યા શીખવવાની પાઠશાળાઓ સ્થાપવામાં આવી, અને ઘણાંખરાં મ્હોટાં ગામોમાં ઔષધશાલાઓ પણ ઉઘાડવામાં આવી. અંગરેજી દવા ઉપર લોકને અનેક કારણોથી રુચિ થઈ નહિ, પણ ધીમે ધીમે, અનુભવ અને પરિચય વધતાં, તેનો ઉપયોગ સમજવામાં આવતાં, આજ લગભગ બધા લોકો એજ ઔષધો ઉપર વિશ્વાસ કરે છે ને અનામય પણ, ઘણીવાર, પ્રાપ્ત કરે છે. પાશ્ચાત્ય વૈદ્યવિદ્યામાં નિરંતર વૃધ્ધિ થયાં જાય એવી પાશ્ચાત્ય દેશોમાં ઘણી યોજનાઓ છે, ઔષધોના તેમ શસ્ત્રોના પ્રયોગ કરી જોવાની ઘણી સરલતા અને સગવડ છે, અને એકલી એજ વિદ્યાને ઉદ્દેશીને ઘણાં સારાં પ્રતિષ્ઠિત સામયિકપત્રો તે દેશોમાં બહુ ઉપયોગી ચર્ચા ચલાવી એ વિદ્યા સંબંધી જ્ઞાન વિસ્તારતાં રહે છે. આથી કરીને શસ્ત્રક્રિયામાં તો પાશ્ચાત્ય વૈદ્યવિદ્યા કરતાં કોઈ અધિક નથી એ વાત ઘણાકને અનુભવસિધ્ધ થઈ ગઇ છે, અને સર્વ કોઇ તેવે તેવે પ્રસંગે, પાશ્ચાત્ય વૈદ્યવિદ્યાનોજ આશ્રય કરી સુખ પ્રાપ્ત કરે છે.

પરંતુ શરીરના અંતર્ગત વ્યાધિઓના ઉપચાર સંબંધે હજી પણ સારા સારા માણસોમાં બે મત ચાલે છે. દેશી એટલે આપણાં જૂનાં શાસ્ત્રોમાં, ચરક સુશ્રુત સંહિતાઓ, નિઘંટ, વાગ્ભટ, ભાવપ્રકાશ, અષ્ટાંગહૃદય, ઇત્યાદિ વૈદ્યવિદ્યાના જૂના ગ્રંથોમાં જે ઉપચારો કહેલા છે, તે ઉપરાંત વળી પ્રત્યેક ઘરમાં, પ્રત્યેક ગામમાં, વૃધ્ધ સ્ત્રી પુરુષોને સ્વાનુભવથી જે કાંઈ સામાન્ય જડમૂલ ઇત્યાદિના ગુણ જાણવામાં હોય છે, તેનાથી કરીને પાશ્ચાત્ય ઔષધો કરતા વધારે લાભ થાય છે એવું માનવામાં આવે છે. એનાં કારણોમાં આ દેશનાં હવા પાણીનો અને પાશ્ચાત્ય દેશનાં હવા પાણીનો ફેર તેમજ આહાર વિહારનો પણ ફેર, એ કારણને આગળ કરવામાં આવે છે. એ વિદ્યાનો વિશેષ શોધ કરનારા એમ પણ કહે છે કે પાશ્ચાત્ય ઉપચારપધ્ધતિ જ્યારે કેવલ અજમાયશો અને પ્રયોગોના ધોરણ ઉપરજ ચાલે છે, ત્યારે અત્રત્ય ઉપચારપધ્ધતિ રોગના નિદાનનો બહુ ઉંડો વિચાર કરીને ઔષધિનો પ્રયોગ કરે છે; બીજી રીતે કહીએ તો પાશ્ચાત્યપધ્ધતિ જ્યારે વ્યાધિનાં વ્યક્ત ચિન્હોનો ઉપશમ કરવા યત્ન કરે છે, ત્યારે અત્રત્ય પધ્ધતિ વ્યાધિનાં વ્યક્ત ચિન્હો કરતાં તેના નિદાન ઉપર લક્ષ કરે છે અને ઉપચાર યોજે છે. અધિકમાં એમ પણ કહેવાય છે કે ઔષધના વ્યાધિનિગ્રહના બલાબલ કરતાં અધિકનો વિચાર પાશ્ચાત્યપધ્ધતિમાં નથી ત્યારે અત્રત્ય પધ્ધતિમાં ઔષધોના વ્યાધિનિગ્રહ કરવાના સામર્થ્ય ઉપરાંત પ્રકૃતિના સૂક્ષ્મ અંશોને પણ અસર કરવાના બલ ઉપર ધ્યાન આપવામાં આવ્યું છે. અમુક ઔષધથી અમુક વ્યાધિ મટી શરીર સારું થાય એમ પાશ્ચાત્યપધ્ધતિ કહેશે પણ તેજ ઔષધથી વ્યાધિ સારો કર્યાની સાથે મન બુદ્ધિ આદિ ઉપર અમુક અસર થશે એમ તે પધ્ધતિ સ્વીકારશે નહિ જ્યારે આ-

પણી પધ્ધતિ તે સ્વીકારશે ધાતુ આદિના પ્રયોગમાત્રમાં આવો કોઈ આશય આપણા શાસ્ત્રોમા હોય છે એમ સારા વૈદ્યો પાસેથી સમજાય છે એમ પણ સમજી શકાય તેવુ છે કે આપણા ઋષિ મુનિઓની પ્રવૃત્તિમાત્રનુ પર્યવસાન નિવૃત્તિનું પરમસુખ અનુભવવા અનુભવાવવાનુંજ હતુ એટલે જેમ બીજાં શાસ્ત્રની તેમ વૈદ્યવિદ્યાની યોજના પણ તેમણે, તેમા મોક્ષાદિશાસ્ત્રોને ભેળવી, તેવા પારમાર્થિક ઉદ્દેશથી કરેલી હોય એમા આશ્ચર્ય નથી

આ ઉપરથી એમ કહેવાનો આશય નથી કે અમુકજ વિદ્યા સારી ને અમુક ખોટી, એ કહેવાને અમોને સામર્થ્ય કે હક કશુએ નથી પરંતુ આપણા શાસ્ત્રોમા કહેલી વૈદ્યકપધ્ધતિ આપણી પ્રકૃતિને વધારે અનુકૂળ આવે છે એમ તો અમો અમારા પોતાના નાના અનુભવથી પણ કહી શકીએ એવા ઘણા દાખલા અમોએ જોયા છે કે જેમા પાશ્ચાત્યપધ્ધતિ કાર્ગત કરી ન શકેલી તેમા અત્રત્ય પધ્ધતિએ સારો વિજય મેળવેલો. એટલુંજ નહિ પણ સામાન્ય પ્રસંગોમાં એ પાશ્ચાત્ય ઉપચારોથી જ્યારે તાત્કાલિક આરામ થઈ પુન તેના તે કે અન્ય સ્વરૂપે વ્યાધિનો પ્રાદુર્ભાવ થયેલો એવી પાશ્ચાત્ય ઔષધીની દુર્બલતા જણાયલી ત્યારે અત્રત્ય ઉપચારોથી વ્યાધિનિગ્રહ વધારે દીર્ઘકાલ પર્યંત અને નિશ્ચયવાળો નીવડેલો આમ ઘણા પ્રસંગોના અનુભવથી આપણને આપણી પધ્ધતિ વધારે અનુકૂલ છે એમ તો લાગે છે એ વાત ખરી છે કે આપણુ વૈદ્યશાસ્ત્ર પ્રથમ જ્યાં હશે ત્યાનુ ત્યા છે, એમા નવા પ્રયોગ કરી વૃધ્ધિ થઇ નથી તેમ થઇ શકે તેવો અવકાશ હજી પ્રાપ્ત થયો નથી, પણ તેટલે અંશે આપણે પાશ્ચાત્યપધ્ધતિથી એવી ખોટને પૂરી પાડી બાકીના ભાગમા દેશી ઔષધનેજ અવલબીએ તો વધારે લાભ થાય એમ ઘણા વિચારવાનોનો અનુભવ છે

દેશી વૈદ્યની આટલી ઉપયોગિતા લક્ષમાં આવતાજ આપણને પ્રસિદ્ધ વૈદ્યરાજ જડુભટ્ટજી તથા તેમના સહાધ્યાયી અને તેમના જેવાજ કુશલ વૈદ્યરાજ બાવાભાઈનું સ્મરણ થાય છે અને એ ઉભયે નરરત્નોના સ્વર્ગવાસ માટે અતુલ ખેદ થાય છે ઝંડુભટ્ટજીએ બાલવયથી વૈદ્યવિદ્યાનો અભ્યાસ પોતાના પિતા પાસે કરી તેની તેજ વિદ્યાની વૃધ્ધિ કેમ થાય તેના ઉપર લક્ષ આપેલુ હતુ. જામનગરમા એક સમયે સર્વ પ્રાચીન વિદ્યાનો બહુ ઉત્તમ ઉત્કર્ષ હતો અને જામશ્રી વિભાજી જેવા પરમ ઉદાર રાજાના આશ્રય નીચે એ બધી વિદ્યાને બહુ સારાં ઉત્તેજન અને પોષણ મળ્યાં કરતાં ઝંડુભટ્ટજી પાશ્ચાત્ય વૈદ્યવિદ્યાનો બહુ અભ્યાસ રાખતા, અગરેજી ન જાણતાં છતાં, ભાષાન્તરો આદિથી તેના શાસ્ત્રના સિધ્ધાતો સમજી, તેના ગુણદોષ વિચારી, આપણા વૈદ્યકમાં તેના તેજ વિષય સબધે જે દોષ હોય તેની કેટલી ઉપયોગિતા છે તેનો નિષ્પક્ષપાત નિર્ણય કરતા સસ્કૃત વૈદ્યવિદ્યાનુ અતિ ઉત્તમ અધ્યયન હોવા ઉપરાત આવી વિચારશીલ પ્રકૃતિને લીધે તેમણે પ્રયોગો કરવા માટે જામનગરમાં ઔષધશાલા સ્થાપી છે, ત્યા આર્યવૈદ્યકાનુસાર યથાર્થ વિધિપૂર્વક સર્વરસાયનાદિક પર્યંત ઔષધો તૈયાર કરાવતા અને આતુરોના ઉપર તેનો પ્રયોગ કરી તે પ્રયોગના ક્રમ અને ફલની નોધ રાખી આગળ શુ કરવુ યોગ્ય છે તે અનુભવ લેતા અને આવી ઔષધો આપવાની અને પ્રયોગ કરવાની તેમની પધ્ધતિ ઉપરથીજ જણાશે કે તેઓ

એક ખંગ મહાત્મા હતા; મહાત્માઓને પોતાની વિદ્યા સાથે જે એકના હોય છે, જે ત્યાંપણું અને અહંતાભાવ હોય છે, તે એમનામાં પ્રત્યક્ષ મૂર્તિમાન્ હતાં. વિદ્યાશુદ્ધિ અને અનુભવને અર્થેજ પ્રયોગો કરવા કરતાં એ કોઇનું પણ દર્દ દેખી ન ખમાવાની જે દયાર્દ્રવૃત્તિ કોઈ પણ વૈદ્યનું પરમભૂષણ છે તે બહુજીનુ તો એક જીવનજ હતી. એ રીતે વ્યાધિનું નિવારણ કરવામાં ઔષધ તેમ જરૂર હોય ત્યા અન્ન પણ આપતા અને એમ કહેવાયે છે કે એ નિમિત્તે તેમને માથે લાખેક રૂપીઆનુ દેવું, શ્રી જામસાહેબે એક બે વાર દેવું ફેડયા છતાં પણ, હજી વિદ્યમાન છે. કોઈ એવો નાનો કે ગરીબ એમની દૃષ્ટિમાં ન હતો કે જેને ઘેર જવામા કે જેને બહુ લક્ષપૂર્વક ઔષધ આપવામાં એમને પોતાના દરજ્જાનો કે પોતાના ખર્ચનો વિચાર આવે, પોતે પરમ સાત્ત્વિક હોઇ સર્વને તેવાજ દેખતા અને તેવાજ કરવા ઇચ્છતા વેદાન્તસિધ્ધાન્ત ઉપર તેમને અનન્ય પ્રેમ હતો, અને તેમનું જીવન ખરૂ સર્વમય હતુ.

બહુજીનુ લક્ષ પોતાની વિદ્યા કેમ વિજયી થાય, કેમ વૃદ્ધિ પામે, એ ઉપર બહુ હતું. ઉપચાર કરતાં તો પણ વ્યાધિનો તુરત નિગ્રહ કેમ થાય એ તેમના ધ્યાનમાં રહેતુ નહિ, શાસ્ત્રોક્ત વિધિએ શરીરશુધ્ધિથી આરંભ કરી તે વ્યાધિના ઉપચાર ઉપર આવવું, એમ કર્યા વિના યોજેલા પ્રયોગજ વ્યર્થ થઇ વૈદ્યવિદ્યાને અપયશ અપાવે છે, એ તેમનો નિશ્ચય હતો. આથી કરીને ઘણી વાર તેમને હાથે વ્યાધિનો નિગ્રહ થવામાં વિલંબ થતો તથાપિ તેમનામાં જે વિદ્યાશુધ્ધિનો આગ્રહ અને પ્રીતિ હતાં તે તેમને ઘણા વિષમ પ્રસંગોમાં વારંવાર પરિણામે વિજય અપાવતાં. થોડાંક વર્ષથી તો તેમની વિદ્યાપ્રિયતાએ તેમને એવા આમલમાં આણ્યા હતા કે મનુષ્ય શતવર્ષ જીવતુ નથી એમાં યોગ્ય ઉપચારનીજ ખામી છે એ ઉદ્દેશથી તેઓ મરણની ઘણા ગામોની 'એવરેજ' ભેગી કરાવતા, આખા ગામને જીવિતવર્ધક ઉપચાર કરી પાંચ વર્ષે તે એવરેજ કરી લેવાય તો કેવો ફેર પડે તે જોવાની ઇચ્છા રાખતા, અને તેવા કોઇ આશ્રયની વારવાર આતુરતા દર્શાવતા કે જેથી તેમને આ આયુષ્ય વધારવાનો પ્રયોગ અજમાવવાની સરલતા મળે આ આગ્રહમાંજ તેમણે જીવિતવર્ધક મંડળી સ્થાપી છે, તેમાં જોડાનારનાં કુટુંબીઓની સર્વ પ્રસંગે ઉપચારથી સંભાળ રાખવાની પ્રતિજ્ઞા કરી છે, અને વ્યાધિ ઘટાડનારાં નહિ પણ વ્યાધિ વિનાએ સેવન કરવાથી જીવિતને વધારનારાં એવાં કેટલાંક ઔષધો તેમણે નિર્માણ કરેલાં છે. એમાનો વિદગત.દુર્લનો એમનો જાણીતો પ્રયોગ અતિકષ્ટસેવ્ય છતાં, ઘણાને બહુ લાભકારક નીવડયો છે. તેમણે આરંભેલા વિદ્યાશુધ્ધિના કાર્યની સાથેની તેમની એકતાનતા એક બે દૃષ્ટાંતથી સમજાશે. હવણાં નડીઆદમાં દેહપાત પૂર્વે એક પ્રસંગે એમ કહેતા હતા કે વૈદ્યવિદ્યાને મારે જ્યાં લેઇ જવી છે ત્યાં તે ક્યારે પહોચે કે મારા કુટુંબીઓ અવિભક્ત રહીને ઓગણપચાસ પેઢી સુધી એનું એ કામ કરે; માટે મારા કુટુંબમાં ત્યાં સુધી વિભાગ ન પડે તેવી કોઇ યોજના બતાવો. લખીને પણ કેટલુક મૂકી જવાનો તેમણે યત્ન કર્યો છે. ડાક્તર ત્રિભુવનદાસને સાથે રાખી તેઓએ ચરકસંહિતાનું બહુ સારી ટીકા સાથે ભાષાંતર આરંભ્યું હતુ, પણ શોચનીય છે કે એ કાર્ય સમાપ્તિએ પહોચ્યુ નથી.

આખા હિંદુસ્તાનમાં દેશી વૈદ્યવિદ્યાનો આવો ભાવિકભક્ત અને ચારિત્રે ખરો મહાત્મા જેવો પુરુષ મળી આવવો કઠિન છે. એમના અસ્ત સાથે દેશી વૈદ્યવિદ્યાનો અસ્ત થયા જેવું અમને લાગે છે, અને તે માટે અમારા હૃદયમાં અતુલ ખેદ વ્યાપે છે. તેમના ભાઈ રસેશાચાર્ય મણિશંકર વિઠ્ઠલજી કે તેમના એકના એક પુત્ર રા. શંકરપ્રસાદ તેમની વિદ્યાવિલાસિતા, એકતાનતા, અને પારમાર્થિક બુદ્ધિનું સ્થાન સાચવી દેશી વૈદ્યકના જીવનની વૃદ્ધિ કરે અને એ મહાત્માની ઓગણપચાસ પેઢી સુધી જુદા ન થતાં આવી આ વિદ્યા ઉપાસવાની છેલી ઘડીની છેલી આજ્ઞાને અનુસરે એજ અમારી વાંછના છે.

---

## ૨

## દાક્તર બુલ્હર

વાસ્કોડિગામા પહેલ વહેલો હિંદુસ્તાનમાં આવ્યો અને પાશ્ચાત્ય જનોને હિંદુસ્તાનના અસ્તિત્વની વધામણી આપી તેનો ચારસો વર્ષનો મંગલ દિવસ હમણાંજ યુરોપખંડોમાં ગવાઇ ગયો છે. પરંતુ વાસ્કોડિગામા કે ક્લાઇવ, હેસ્ટિંગ્ઝ કે હ્યુગેઝ, તેમણે હિંદુસ્તાનમાં જે પરાક્રમ કર્યું હોય તે કરતાં અંગરેજ સરકારની નોકરીમાં રહીને પણ હિંદુસ્તાનની પ્રાચીન સભ્યતાના ભક્ત બની હિંદુસ્તાનની પ્રજાના સત્ય સ્વરૂપને પાશ્ચાત્ય વિશ્વ આગળ ખુલ્લું કરી આપવામાં, પાશ્ચાત્ય અને અત્રત્ય પ્રજા વચ્ચે સ્નેહસંબંધ અને અનુકંપાની લાગણીમાં વધારો કરવામાં, જંગલી જુઠા કપટી અને લુચ્ચા કાળા ગુલામોની પદવીમાંથી મુક્ત કરી આપણને સુવિચારી સુશીલ પ્રામાણિક આર્યના વાસ્તવિક સ્થાન ઉપર લાવવાનો પ્રયત્ન કરવામાં, જે પરગજુ પુરુષોએ કાલ અને દ્રવ્યનો ભોગ આપ્યો છે તેમનો આપણા ઉપર તેમ પાશ્ચાત્ય પ્રજા ઉપર થોડો ઉપકાર નથી. શરીર ઉપરના રાજ્ય કરતાં મન ઉપરનું રાજ્ય વધારે શાશ્વત અને સારું છે; અને તે ઉપજાવવાનો પ્રયત્ન કરનાર પુરુષોનો રાજા પ્રજા ઉભયે જેટલો ઉપકાર માને તેટલો ઓછો છે.

સંસ્કૃત ભાષાનો પ્રથમ અભ્યાસ જો કે ગ્રીક લાટિન અને અર્વાચીન પાશ્ચાત્ય ભાષાઓના શબ્દોનો સંબંધ બંધ બેસતો કરવાના ઉપયોગ માટેજ બોપ, ગ્રીમ, સ્લેગલ, જેવા મહાત્માઓને હાથે આરંભાયો તથાપિ વીલ્સન, કોલબ્રુક, મ્યુર, એલેન્ટાઇન, ગ્રીફીથ્સ, કૉવેલ આદિ હિંદુસ્તાનમાં વસી ગયેલા સુજનોના પ્રયત્નોથી એ ભાષામાં રહેલાં પ્રાચીન રત્નો અને તે રત્નોથી આર્યપ્રજાના સ્વરૂપ ઉપર પડતા પ્રકાશનો અનુભવ પણ પાશ્ચાત્ય પ્રજાઓને થવા લાગ્યો. બર્નુફ, મેક્ષમ્યુલર, ગોલ્ડસ્ટકર, ડેવીસ, રોસ્ટ, વીલીઅમ્સ આદિ પંડિતોએ આર્યત્વની વિભૂતિનો પ્રસાદ પાશ્ચાત્યોને ચખાડવા માંડયો, તેમ હિંદુસ્તાનના લોકોને પોતાને પણ પોતાના વૈભવની જાગૃતિ આપી. હિંદુસ્તાનમાં વસી હિંદુસ્તાનના લોકોને યથાર્થ રીતે જાણી સમજી, આર્યત્વને પાશ્ચાત્ય પ્રજામાં પ્રિય કરવાનો પ્રયત્ન કરનાર નરરત્નોમાં જર્મન પંડિત દાક્તર બુલ્હરનું નામ ગણવામાં અમને સખેદ આનંદ થાય છે. ખેદ, તેમના આકસ્મિક મરણ માટે અને આનંદ તેમણે કરેલા કામો માટે થાય છે. તેઓ-

એ સરકારી કેળવણી ખાતાની નોકરી મુબાઈ ઇલાકામા અને ગુજરાતમાંજ કરેલી છે, તેમનુ નામ આજનો પાછી ઉમરે પહોચેલા ઘણાખરા સાક્ષરોને યાદ હશે તેઓ સસ્કૃત વિદ્યાના સારા પડિત હતા, તેમણે ઘણુ લખેલુ છે અને સસ્કૃતવિદ્યાનો પોતાના દેશમાં પ્રસાર થવા માટે તેમણે નોકરી મૂક્યા પછીનો બધો સમય તેજ કામમા ગાળ્યો છે. પ્રાચીન લેખો અને ઐતિહાસિક વિષયો પરત્વે તો તેઓનુ જ્ઞાન પ્રમાણભૂત હતુ આવા નરરત્નના મરણથી અમોને ખેદ થાય છે, અને એમને પગલે એમના અન્ય દેશીઓ વર્તે એજ ઇચ્છા રહે છે.

---

૪

રાજ્ય

૧

ચીનનુ મહારાજ્ય.

(મળેલુ)

એક સમય એવો હતો કે એશિયાખડ પૃથ્વીના સર્વ ભાગ ઉપર સામ્રાજ્ય ભોગવતો હતો. અને તેમાં પૂર્વ તરફ ચીન અને દક્ષિણ તરફ ભરતખડ મહા વિજય દર્શાવી રહ્યા હતા. ભરતખડની હિદુસ્તાનરૂપે જે અવસ્થા થઇ છે તે તો આપણુ સર્વને દૃષ્ટિગોચરજ છે. આપણા પૂર્વ તરફના મિત્ર ચીનની જે હાલ અવસ્થા થઇ છે અને અલ્પ સમયમાં તેનાં જે ભયકર પરિણામો ભવિષ્યમા થવાનાં આપણે અત્યારે જોઇ શકીએ છીએ તે વિષે કાંઇક જાણવું આવશ્યકનું છે. પૃથ્વીની દોઢ અબજ ગણાતી વસતિનો લગભગ ત્રીજો ભાગ ચીન રોકે છે. એવા એક મહારાજ્યે હજારો વર્ષ સુધી બધી દુનીયાને પોતાના હુનરથી, ઉદ્યોગથી નવા શોધોથી અને વેપારથી ઝાખી કરી દીધી હતી. ભરતખડની સમૃધ્ધિએ અનેક બીજી વિદેશી પ્રજાને આકર્ષીને પોતાની પડતીનો સમય પાગે આણ્યો તેજ પ્રમાણે ચીનના મહારાજ્યની પણ અવસ્થા થઈ. અતર માત્ર એટલો રહ્યો કે જ્યારે ભરતખડને ઉત્તરોત્તર અનેક વિદેશી હુમલા વેઠીને અતી અધમ અવસ્થાએ પહોચવુ પડ્યુ ત્યારે ચીનને માત્ર એકજ વિદેશી પ્રજાના અકુશ નીચે હજારો વર્ષ ગાળવાં પડ્યાં. પરિણામ એ થયુ કે ઘણા વર્ષના ગાઢ પરિચયથી એ વિદેશી પ્રજાને એજ ચીનનો પ્રજાધર્મ પાળવો પડ્યો, ચીનને પોતાનો સ્વદેશ માનવો પડ્યો અને તેને મજબૂત બનાવવાને દરેક પ્રયત્ન કરવા પડ્યા. તેથી જેટલી ત્વરાથી હિદુસ્તાનની પડતી થઇ તે કરતાં ચીનની પડતી થવાને વધારે વર્ષનો સમય લેવો પડ્યો. એક સમય એવો પણ હતો કે જ્યારે ચીન લડાઇના હથિઆરો દારૂગોળો અને કવાયતી લશ્કર યુધ્ધ પ્રસગે વાપરીને બીજી પરદેશી પ્રજાને હઠાવી શકતુ હતું! તેજ ચીન દરેક વર્ષ ઉપર પોતાના નાના પાડોશી જાપાનથી, દશ ગણુ લશ્કર છતાં પણ કેવલ હારી ગયુ જાપાન જ્યારે હાલની યુરોપીયન પ્રજાના પો-

રંભુ ઉપરની કવાયતવાળુ લશ્કર તોપો સાથે લેઇને આવ્યુ ત્યારે કેવલ ધુળ માટીના ઠરેલા કોટ કિલ્લાને ચીન સમારવા લાગ્યું અને ચુનો ધોળાવીને સફામફાર રાખેલા તેના માટીના કિલ્લા ઉપર વિશ્વાસ રાખી લડ્યુ અને તેમાં કેવલ પરાજય પામ્યું. અને જાપાન સાથે પોતાને નીચુ જોવડાવે એવી મહાહ કરીને બેસી રહેવું પડ્યું. આ બનાવ બન્યા અગાઉ યુરોપીયન પ્રજાઓ પોતાનો વ્યાપાર ચીન સાથે વધારવાને અનેક પ્રપંચ કરતી હતી, જંગલી કહેવાતા ચીનાઓને સુધારવાને બહાને દરેક યુરોપીઅન પ્રજાએ પોતાનાં મીશનરી ખાતાંઓ સ્થાપ્યાં હતાં. અને તેના કોઈ કોઇ પાદરી સાથે ચીનાઇ પ્રજાને તકરાર થતાં તેનું ખુન થવાનું કિવા તેનુ અપમાન થવાનુ નિમિત્ત મળતાં યુરોપીયન પ્રજાઓ અનેક લાભ મેળવતી ચાલી કોઇ પ્રજાએ કીનારા પરના ટાપુઓ તો કોઈ પ્રજાએ બદરો સ્વાધીન કીધાં અને ચીન સાથે વ્યાપાર કરવાના અનેક કોલકરારો કર્યા. પોતાની આ સ્થિતિ અને ભવિષ્યનુ ભય જાણી લેઇને તેનો મુખ્ય પ્રધાન લિહાંગચંગ યુરોપની મુસાફરીએ નીકળ્યો અને સર્વે મોટાં રાજ્યોની મુલાકાત લેઇ ત્યાંના સુધારા પોતાના દેશમાં દાખલ કરવાની તેની ઇચ્છા વૃધ્ધિ પામી. એક બાજુથી આ પ્રયત્ન ચાલે છે તેવામાં રૂશીઅન મહા પ્રજાને પણ હિંદુસ્તાન કે તેના જેવો કોઈ મોટો મુલક પોતાને સ્વાધીન લેવાની ઘણા કાળથી, તૈયાર કરેલી ધારણા અમલમાં મુકવાનું સુઝ્યુ. વિલાયતનાં પત્રોમાં એમ કહેવાય છે કે હિંદુસ્તાનની બ્રીટીશ સરકારને પશ્ચિમોત્તર સરહદ તરફ મહાયુધ્ધમાં જોડવાની પ્રપંચજાળમાં નાખીને તેણે પૂર્વ તરફ પોતાનાં લશ્કરી વહાણો ઉતાર્યાં. વાયવ્યસરહદ તરફની પહાડી જગવી પણ સ્વતંત્રતાને ચહાનારી પ્રજાની વચ્ચે થઇને હિંદુસ્તાન તરફ ઉતરવાની બાજી ફેરવીને તેણે પોતાનાં મ્હોરાં પૂર્વ તરફ ગોઠવ્યાં.

આ વખનથી જાપાનની સ્થિતિ પણ અવશ્ય જાણવા જેવી છે. 'નાના નાના' ચાર દ્વીપોનો સમુદાય થઈને જાપાન થાય છે. ઈશ્વરેચ્છાએ જાપાને પચાસ વર્ષના સમયમાં મહાભારત ફેરફારો પોતાના દેશમાં કર્યા છે. એક તરફથી એમ કહેવાય છે કે અમુક જર્મન લશ્કરી સરદાર સ્વદેશની સેવા કરવામાં પ્રજાને અપ્રિય થઇ પડવાથી નીકળી નાઠો. જાપાનમાં આવી તેણે આશ્રય લીધો અને પોતે સ્વદેશ માની લીધેલા જાપાનને રાજકીય પ્રજાઓમાં આગળ આણવાને ભગીરથ પ્રયત્ન કર્યો. ઈશ્વરેચ્છાએ તે પ્રયત્નો સફલ થયા. યુરોપના, જેવાજ સુધારા સર્વે ખાતામાં થયા. કેળવણી ખાતું યુરોપીયન પ્રોફેસરોથી ભરી નાખ્યુ. ઉદ્યોગ અને હુન્નર શીખવાને જાપાની જુવાનીઆઓને યુરોપમાં મોકલ્યા. યુરોપીઅન રીતિ ઉપર લશ્કરને કવાયત આપી, કોઈ પણ મુધરેલી પ્રજાના લશ્કરની સામું યુધ્ધ કરવાને સમર્થ થાય એવું જાપાની લશ્કર બનાવ્યું.

બીજી તરફથી એમ કહેવાય છે કે પૃથ્વીના ગર્ભમાં રહેલાં વિદ્યુતનાં મોજાંઓ પશ્ચિમ તરફથી હવે પૂર્વ તરફ વહેવા લાગ્યાં છે તેથી પશ્ચિમ તરફની પ્રજાઓમાં રહેલું બલ અને સાહસ હવે પૂર્વ તરફ જવા લાગશે એમ કોઈ કોઈ વિદ્વાનોએ યુરોપમાં પ્રસિધ્ધ કર્યું. ગમે તેમ હો પણ સ્વલ્પ સમયમાં સ્વપ્નમાંથી જાગી ઉઠીને જેમ કોઈ મહા ફેરફારો જુવે તેમ માત્ર ચાલીશ કે પચાસ વર્ષના સમયમાં જાપાને પોતાને બલવાન્ પ્રજા તરીકે ગણાવવાનુ મહા કીર્તિવંત નામ મેળવ્યું.

જાપાન જે આખા ચીન સાથે સરખાવતાં કદમાં તેના શતાંશ ભાગ જેટલું મધુ નહિ તે જ્યારે ચીનને હરાવી શક્યું ત્યારે મહા સમર્થ ગણાતાં યુરોપના રાજ્યોને પણ લોભ થઇ આવ્યો કે આપણે પણ નિર્બલ ચીનને હરાવીને આપણો રાજ્ય લોભ તૃપ્ત કરીએ. આવી ઈચ્છાથી એક તરફથી રૂશીઆ અને બીજી તરફથી ફ્રાન્સ તથા જર્મની ઉતરી આવ્યા. બ્રીટીશ પ્રજાએ તો ક્યારનાએ પોતાના લાભો સંપાદન કર્યા હતા. પરંતુ તે લાભ માત્ર વ્યાપાર સબંધી હતા. રાજ્ય લોભના નહોતા.

પાપી ચીનાઓનું તારણ કરવાને મોકલેલા એક જર્મન પાદરીનું ખુન કર્યું છે એવા આરોપ સર લશ્કરી વહાણોને ચીનનાં બંદરોમાં ઉતારીને ચીનના બાદશાહને જર્મનીએ ધ્રુજવી નાખ્યો. બીજી તરફથી ફ્રાન્સે પણ અમુક બહાનું કાઢીને કેટલાએક ટાપુઓ પોતાને સ્વાધીન લીધા. જર્મનીએ પણ એક આખો પ્રાંત માગી લીધો મુગે મોઢે ચીને તે બધું સ્વીકાર્યું. ચીનની મદદે આવવાના બહાના તરીકે ચીનને કબજે લેઇને જાપાને જે ચીન ઉપર લાભ મેળવ્યા હતા તે જાપાન પાસેથી છોડાવીને કોરીઆ નામના મોટા દ્વીપકલ્પ રૂશીઆએ પોતાને સ્વાધીન લીધો. ચારે બાજુથી ચીનને ધમકાવીને યુરોપનાં મહા રાજ્યોએ પોતાને આનુકૂલ સરતો કરી લીધી એટલુંજ નહિ પણ ચીનને દબાવીને સર્વ પ્રજાઓએ ચીનના કટકા કરી વહેચી લેવાનો વિચાર કર્યો. ચીનનો કાંઈ દોષ નહિ, દોષ માત્ર એટલોજ કે તે નિર્બલ, એ દોષના બદલામાં યુરોપની સુધરેલી ગણાતી પ્રજાઓએ બલ એજ હક્ક એ સૂત્રના આધારથી, વર્તવા માંડ્યું. પૉર્ટ આર્થરનું બંદર જે થોડાં એક વર્ષ ઉપર બ્રીટીશ પ્રજાએ લશ્કરી મથક તરીકે હાથ કરી પછી નીરૂપયોગી જાણી છોડી દીધું હતું તે રૂશીઆએ તાબે કર્યું આવો મામલો જોઇને પોતાના લાભો જાળવવાની પણ બ્રીટીશ પ્રજાને ઈચ્છા થઇ. તે લાભ માત્ર વ્યાપારી હતા, રાજ્ય સંપાદન કરવાના લોભના નહોતા. નિર્બલને મારી નાંખીને તેની મીલકત વહેંચી લેવાના મહા પ્રપંચમાં ન્યાયી અંગ્રેજ પ્રજા સામીલ ન થઇ. અને ચીનને પડી ભાગતું અટકાવવાને બ્રીટીશ પ્રજાએ મથન કરવા માંડ્યું. ચીનની રાજધાની પેકીનની જોડમાં આવેલા વાઈ-હાઈ-વાઇ નામના ટાપુઓ જે ચીને જાપાનની સરકારને લડાઈના બદલામાં દંડની રકમને પેટે જામીનગીરી તરીકે આપ્યા હતા તે દંડની રકમ ચીનને ઉછીની આપીને બીજાં યુરોપીઅન રાજ્ય ચીન ઉપર અઘટિત લાભ લેઇને તેને વેહેંચી ન લે એવા સુવિચારથી હાઇવાઇહાઈ ટાપુનો બ્રીટીશોએ કબજો લીધો. આમ થવાથી વાત એટલી બધી વધી પડી કે યુરોપની સર્વ પ્રજાઓ અંગ્રેજ પ્રજાની વિરૂધમાં એક સંપમાં જોડાઈ. અને ગ્રેટબ્રિટનને એકલું પાડી દીધું. આ ગભરાટ એટલો બધો તો ભારે થઇ પડ્યો કે હાલના બ્રીટીશ પ્રધાન મંડળના એક મુખ્ય પ્રધાને એવો ખુલાસો કર્યો કે અંગ્રેજ પ્રજાના ઇતિહાસમાં કદી ન બનેલો એવો બનાવ હાલ બન્યો છે અને અંગ્રેજ પ્રજા એકલી પડી ગઈ છે. અને તેથી પોતાના પિત્રાઇ અમેરીકાને સંપમાં જોડવાને અને દરેક અંગ્રેજને પોતાની સ્વદેશ પ્રીતિ દેખાડવાને ઘણી નજદીક આવી છે એમ તેણે જાહેર કીધું. મુખ્ય પ્રધાને આ વાતનો ઇનકાર કીધો છે પણ ચીન તરફની સ્થિતિ ગંભીર થઈ પડી છે એ તો સર્વ કોઇ સ્વીકારે

છે. હવે શું બને છે તે જોવાને આપણે સર્વેએ તૈયાર રહેવું જોઇએ. આપણે તો ઇચ્છીશુ કે અંગ્રેજ પ્રજાની ચીનનુ રાજ્ય ટકાવી રાખવાની ભલી નિઠા અમલમાં આવે.

---

## ૨

## મી. ગ્લેડસ્ટન

આખી દુનીયાંએ જેને મહાપુરૂષ માની મસ્તક નમાવ્યું છે એવો પુરૂષ આ સદીમાં આ એકજ થઈ ગયો છે. તેનામાં જે વિદ્વત્તા, ઉપયોગિતા, સર્વદેશિતા, અને સાથે સાદાઈ તથા ચારિત્રની વિશુધ્ધ ઉત્તમતા હતા તેજ તેની પૂજ્યતાનાં નિદાન છે; અને પોતાના પક્ષના સુજ્નોએ તેમ પ્રતિપક્ષના સુજનોએ સર્વેએ એક અવાજે તેના મરણ સમયે તેનાં સ્તુતિગાનપૂર્વક તેની મહાત્તા સ્વીકારી તેને માન આપ્યું છે. ગ્રીક અને લાટિન ભાષાનો સારો પંડિત હોઈ, ધાર્મિક બુધ્ધિમાં એવો વિલીન હતો કે ક્રિસ્ચીઅન ધર્મના કેટલાક અતિ સૂક્ષ્મ પ્રસંગો ઉપર તે ઘણા સારા લેખ લખતો. છેક છેલે તેણે મીસીસ એનીબેસંટના વિરુધ્ધ 'એટોનમેંટ'—ના અર્થ વિષયે લખ્યું છે. વિદ્યા અને કાવ્યનો તે ઘણો શોખીન હતો. છતાં રાજકીય વિષયોમાં તેની કુશલતા અલૌકિક હતી. તેના વક્તૃત્વથી પ્રતિપક્ષીઓ પણ તેના મતમાં ભળી જતા એ પ્રસંગ આયર્લેંડને સ્વતંત્રતા અપાવવાનું પોતાનું બીલ રજુ કરવાને સમયે આવ્યો હતો. અને સામાન્ય ખાનગી જીવનમાં તેમ પ્રસિધ્ધ રાજકીય જીવનમાં એ પુરુષનો નિયમ ન્યાય અને નીતિના ધોરણથીજ ઘડાએલો રહેતો; કષ્ટ અને જુલમની સ્થિતિ કોઇ પણ પ્રજાને આવી પડે તે એ સહન કરતો નહિ. હિંદુસ્તાનનું રાજ્ય તરવાર કે બલથી ટકાવી શકાય એ દલીલ તેના મુખમાંથી કદી નીકળી નથી અને જ્યારે જ્યારે હિંદુસ્તાન વિષે બોલવાનો પ્રસંગ આવ્યો હશે ત્યારે ત્યારે તેણે ન્યાય અને નીતિના ધોરણથીજ હિંદુસ્તાનમાં અંગરેજી રાજ્યની હયાતીની યોગ્યતા તપાસી છે. હિંદુસ્તાનની પ્રજાને આપણે ઉપયોગી છીએ, આપણી ત્યાં એ પ્રજાની દૃષ્ટિએ ઉપયોગિતા છે, એવું સિધ્ધ થાય તોજ આપણને હિંદુસ્તાન ઉપર અમલ ચલાવવાનો હક છે એ તેની આ દેશ સંબંધી રાજનીતિનું સૂત્ર હતું. જોકે આવા ઉદાર અને ન્યાયી પુરુષને હાથે, તે બે ત્રણવાર બ્રિટિશ શહેનશાહતનો મુખ્ય પ્રધાન થયો ત્યારે પણ, આ દેશનું કાંઈ ખાસ ભલું કરવાનું બની આવ્યું નથી તથાપિ લોર્ડ રીપન જેવા સત્પુરુષોની યોજના એ નરને હાથેજ થયેલી એટલો ઉપકાર પણ થોડો નથી. આવા એક મહા પુરૂષના અસ્ત માટે આખી દુનીયાં દિલગીર છે, ને તે શોક હાલ સવિશેષ લાગે એમ છે કારણકે અંગરેજી શહેનશાહત હાલ જે જે મુશ્કેલીઓમાં છે તેમાંથી તેને બરાબર પાર ઉતારનાર સર્વેનો વિશ્વાસપાત્ર કોઇ એક નર આ મહાપુરૂષનું સ્થાન લે તેવો કોઇની દૃષ્ટિમાં નથી.

---

Girijashanker Mani-Shanker Bhat of S
clerk to messrs Hir
Mulla and Mulla
Solicitors Bom
Gm


# સુદર્શન.

( તંત્રી મણિલાલ નભુભાઇ દ્વિવેદી. )

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમતાં સ્વરૂપ અને સંબંધનો વિચાર. )

"सत्यं परं धीमहि" —भागवतम्.

પુસ્તક ૧૩. અંક ૯. ] ( માસિક ) [ જુન. ૧૮૯૮


૧

## સાહિત્ય

( મળેલ )

### શિખરિણી.

નિમાસો આવે છે! હૃદય ધડકે છે નવિન કૈં!
સહુ ઉપા તારો ઝણુઝણુ થતા કંપિત બની!
હજારો ડોશીએ વદન પ્રિય જે દૂર વસતુ,
ઉના તેના શ્વાસો મમ અધર પાસેં ફરકતા!

દિસે છે એ મૂર્તિ તરવર થતી આ નયનમાં,
ઉરે મ્હારે સ્પર્શી ખળખળ એ અશ્રુ ઝરતાં;
પુકારી ઉઠે છે વ્યથિત ઉર તેના વદનમાં,
અને ઝાળોથી આ અવયવ બધાએ પીગળતા;
ન તેને કૈં આશા મુજ હૃદયમાં વા જગતમાં,
ગરીબી ગાવાની મધુર કવિતાએ નવ મળે;
અહૂ એ નિર્માયુ હૃદય, શરનુ લક્ષ્ય બનવા,
તુટેલી આશામાં જખમ સહીં દર્દે તડફવા.

પ્રભુ પામે એ ના ઉમર ફરિયાદી કરી શકે,
ગુન્હેગારોથી તે મૃદુ હૃદયને મ્હોબત પડી;
છુરી ખુશીથી જે કતલ કરવા હસ્ત ઉપડે,
ફુલા તેની ગાથા—નિરમિત થયુ એ ઉમરને.

પ્રભુ પાસે એ ના જીગર ફરિયાદે કરી શકે,
શ્રદ્ધા કુદરતતણા આ ક્રમપરે;
સહી એ માથે આ હૃદય ઉમળ્યું નિર્ભય થયું,
ગણ્યા તેણે દેવો—અરર! સહુ તે રાક્ષસ હતા,
હતી પ્હેલાં આશા મુજ હૃદયમાં તે હૃદયને,
ન જાણી તૂટી તે—પ્રથમજ—અરે! જે ગઈ હતી;
હજુ છેલ્લે એ તે મુજ હૃદયમાં કૈં રસ જુવે.
હવે હું પાસે તે હૃદય નવ દાવો કરી શકે,
હવે છેલ્લે છેલ્લે મધુર કંઈ એ મ્હોં કરગરે;
તરંતી મૂર્તિ એ મમ નયન પાસે ટળવળે,
હજુ રેડે અશ્રુ ગરદન ધરી આ પદ પરે,
નિસાસા મ્હારા એ પ્રિય વદનની ઉપર પડે,
દઝાડે અંગારા ગત સમયના ત્યાં ઢળી પડે;
વિસામો લેવાની મુજ હૃદય આ આશ ધરતું,
નિરાશામાં કિંતુ પ્રતિપલ રહે છે ટપકતું.
નથી પૂર્વે આવું અનુભવી ગયું છે હૃદય આ,
અજાણ્યે રોતાંએ બહુ દિવસ પ્હેલાં ગત થયા;
મને છે યાદે આ મધુતમ દશાની મધુરતા,
નિરાશાના પ્યાલા બહુય ભરી ખાલી પણ કર્યા.
ગયા જન્મોમાં એ પણ અનુભવ્યું આ નથ કદી,
નથી આવી કો દી હૃદયપર કો વિદ્યુત પડી;
સરી જાતાં મ્હારાં જગતપરનાં કાર્ય સઘળાં,
અહા! હું ઓચિંતો કબજ બનનો કો ઝડપમાં.
ગણાઈ સંસારે ફરજ સઘળી જે હૃદયથી,
પ્રતિ પ્રાણીની જે જીવિતતણી ઈચ્છા કુદરતી;
કડી તે સૌ જાતું, સમજણ નહીં શું થઈ જતું,
પ્રિયાની મૂર્તિમાં મુજ હૃદય આ લીન બનતું.
બધે કાટી જતા વિષધર મને આ હૃદયમાં,
બધે લાખો વીંછી મુજ મગજમાં ડંખ કરતા;
ન છે શક્તિ નેત્રે રમણિ પ્રીતિમાંથી ઉપડવા,
બધે તૂટી જાતા મુજ જીગરના સર્વે પડદા.
મને ભારી છે કૈં રુદન કરવી આલમ બધી,
પ્રભો ભિડુ તે મુજ હૃદયમૂર્તિ પણ ચડી;
ન કો એ મૂર્તિનું—નહિ નહિજ કો આલમતણું,

ગરીબી હું, જેની જગત ઉપરે વ્યાપ્ત દિસતી.
અને કોઇ ખેંચી અવર દુનિયામાં લેઈ જતું;
બનાવી અશ્રુનો ઉદધિ રડતું તે ગરીબડું;
ન કૈં કોની પાસે કડુ ઉદધિને મિષ્ટ કરવા,
ન કૈં કોની પાસે જ્વલિત ઉરને શાંત કરવા.
અરે! રોવા માટે કુદરતતણી આલમ બની,
અરે! અશ્રુ આંહીં કુદુતમ બધાં નિર્મિત બન્યાં;
જનોનાં હૈયાંને 'રુદન કરવું' ભેટ પ્રભુની,
ન કૈં કોની પાસે રુદન ઉરનું બંધ કરવા.
વિષો સૌ આંહીંનાં મધુતર બન્યાં અમૃતથકી;
વિષે જન્મી જીવે હૃદય વિષને અમૃત ગણી;
અમી આંખે જોવું પણ વિષતણું પાન કરવું,
પ્રભુએ નિર્મ્યું આ જનહૃદય માટે તલફવું.
પ્રીત હૈયું આંહીં રુદન કરતું કો હૃદયને,
પ્રવાસી ચાલે છે નયનજલચીલા ઉપર સૌ;
ક્રિમે તેમાં સૌમાં રુદન કરતી એ ભગવતી,
અરે! આ બોજાને હૃદય ચીરી આધીન બનતી.
ઝીણા ઝીણા ઉંડે લલિત સ્વર તેના રુદનના,
પડે છાના તેના મધુર ભણકારા હૃદયમાં;
કઈ કાળો વીત્યા—ફરી નવ શુણ્યો એ સ્વર હતો,
હજારો કોશોથી મુજ શ્રવણમાં આજ પડતો.
અહો! સંકેલાઈ હૃદયબલથી શું પૃથિવિ છે?
અહો! શું બાલાનું હૃદયબલ આવું કરી શકે?
નિસાસા પ્રેમીના સરવ પડ ચીરી વહી જતા,
સખીનું હૈયું કૈં અતિ બલ કરે છે લપટવા.,
" પિયુ! વ્હાલા! સાથી! મુજ હૃદયની વ્હાર કરજો!
હવેના જન્મોમાં ગરીબ તણી સંભાળ કરજો!
નિરાશા રોતાં વા તુજ હૃદયને શાંત કરજો!
સખે! મ્હારા દોષો રુદન કરતાં માફ કરજો! ";
ઉડી ઝૂમે છે, આ મૃદુ રુદન મ્હારા હૃદયમાં,
લવંતું એનું એ મુજ હૃદય કૈં ઉત્તર ધરે;
ઝઝૂમે છે નેત્રે રુદન જલનું ક્ષાર ઝરણું;
મીઠા પાણીની ત્યાં તડફડ થતી માછલી, લ્હી,
તેવી તેને થાતું—મુજ હૃદયમાં તે અહીં બને,

અમે સાથે રોતાં—સમય પ્રિય તે આ ફરી મળે,
રડાવે રોઈને મુજ હૃદય કાં તેં હૃદયને?
અહીંના તારો કાં મદદ કરતા તે રુદનને?
અહો પ્રીતિ-મૈત્રી-પ્રણય-રતિ—એ ભાવ સઘળા,

અરેરે! રોવાનું અરપણ કરી શાંત બનતા;
અરે! શું તેથી કૈં અધિક જનથી ના થઈ શકે?
બને ના કાં દેવું મધુર સુખ પ્રેમી હૃદયને?
કહેવા સંદેશા અનુપમ મળ્યો આ સમય છે,

ઉરોનાં લ્હાણાંની કુદરત બધી વાહક બને;
દિલાસો દેવા કાં મુજ જીગર આ ના ઉપડતું!
ઉડી અશ્રુથી કાં ભમકયમ પ્હાડે ન ચડતું?
અહો! અત્યારે તે હૃદય ઉડવા તત્પર દિસે,

જહીં હું ત્યાં તેએ ઉર ભટકવા તત્પર દિસે;
ન કાં અર્પું પાંખો? નવ કયમ ગ્રહું પાંખ મધુરી?
ન કાં ભાનુ સાથે કિરણમય હાવાં થઈ જતું?
અહો! અત્યારે તો મુજ હૃદય આધીન તલકે,

સુધાના વંટોળા પ્રિય વદનના ચોગમ ચડે;
દબાઈ જતાં આ મુજ જીગર કૈલાસ ચડતું,
નહીં ભાનુ સાથે કિરણમય થાવા મન રહ્યું.
અરે! જ્યાં જ્યાં કિરણ ચળકે તે પ્રણયનાં,

જનો માટે ના તે, નવ જન ઉડી ત્યાં જઈ શક્યાં;
ઉડેલા દાઝેલાં અગણિત અહીં આ તડફડે,
ફરી ઉડી જાવા જીગર કદિ હોંશે નવ કરે.
અમે એ પંખીડાં બહુ વખત ત્યાં લ્હેર કરતાં,

હવા આછી પાણી ઉપર કિરણોમાંય તરતાં;
ઘડીનો ભાનુ તે—ક્ષણિક સહુ તે રંગ ગગની,
અહીં હું—બ્હાસી ત્યાં, ગત થઈ ગઈ સર્વ સુરખી.
રહ્યું રોવાનું તે ચિર સમયનું ને અમર છે,

બચે હું સાથે તે અમર ઉદધિમાં ડુબી રહે;
કર શાને યત્નો ચલિત ધુતિનાં દર્શન થવા?
ત્યજાએ શો અશ્રુ ક્ષણિક સ્મિતથી બાથ ભરવા?
સદા રોનારાનું સ્મિત વળી બધે ના કરી શકે,

હશે જેવું તેવું—કયમ પ્રિય ઉરે તે જઈ શકે;

ફુવ્વારો ,ફોરોએ રુદનજ નહી વા'ર કરશો,
પ્રાત બિંદુડે જ્યાં જલમય કઈ વિદ્યુત વસે.
અરે! મીઠાં અશ્રુ મધુતર બને છે અનુભવે,
સદા તાજી તાજી રુદન કરતાં સિદ્ધિલ મળે,
હમે આંહી તેની ઉપર અનુકંપા ઉર ધરે,
બિચારાં કિંતુ એ અનુભવ ભલે સર્વ લઈસે.

જશું બીજી 'કોઈ સ્મિતમય નવી આલમ મહીં,
જડી જાશે જ્યારે સ્મિત મધુર કો આ રુદનથી:
તહીં ત્યારે ત્યારે નયન ટપકે છો સ્મિત ભર્યાં,
નથી આ રોવું કે રુદન મધુરું શાંત કરવા.

ધીમે ધીમે આ બે ઉર ઉરથી આલિંગન કરે,
ફરીથી એ જૂની ચકલી દિલડાંમાં ફડફડે;
ફરી અશ્રુ વ્હેતાં ચકચકિત એ ગાલ ઉપરે,
ધીમે ધીમે મ્હારું દ્રવિત ઉર કાંઈ ગણગણે.
"પ્રિયે! વ્હાલી! સાથી! મધુર લહરી! આ નિરખજો!
સદા જન્મે જન્મે મુજ જીગરમાં આમ વસજો!
નિરાશામાં આશા મુજ હૃદયની શાન્ત કરજો!
સદાના તારા આ દુખિતસહ પ્રેમેજ તરજો!

સર્વેતો આવું આ નયન નિરખે સ્વર્ગ નવલું,
ભવિષ્યે ને ભૂતે નવિન કંઈ લાખો યુગ પડ્યા,
તહીં જોડી જોડી અગણિત ઉરોની રચી રહી,
અહીં જોડી જોડી અગણિત ઉરોની રચી રહી.

જહીં જે ત્યાં તે છે નિજ ગગનમાં મોજ કરતું,
અહીં ત્યાં સર્વેમાં સ્મિત—રુદન—જોડું રમી રહ્યું,
અમે ડૂબી જાતાં લથુપથુ અમારા ઉદધિએ,
ગતિની ઇચ્છા કે જરૂર પણ કે એ નવ મળે.

અહો! એ મ્હોં એ મ્હોં મુજ નયન પાસે તરવરે!
અરે! ઊંડું ઊંડું હૃદય ઉર એ કે ઠરગરે
નિસાસો આવે છો! હૃદય ધડકે છે નવિન કે!
સહુ છૂપા તારો ઝણઝણ થતા કંપિત બની!

---

૨

## ગ્રંથાવલોકન.

**શ્રીમદ્‌ભગવદ્‌ગીતા***:—પંડિત શ્રી ગટ્ટુલાલજીએ ગીતાનું સમશ્લોકી ભાષાંતર કરેલું છે, તેને આધારે તેમના શિષ્ય રા. વિઠ્ઠલદાસે રચેલું આ ગદ્યમય ભાષાંતર મૂલ સાથે પ્રસિદ્ધ કર્યું છે અને પોતાના ગુરુને સમર્પણ કરી તેમના સ્મરણાર્થે લોક સમીપ મૂકેલું છે ગ્રંથની છપાઈ અને રૂઢાઇ તથા કીમત જોતાં તે સર્વને ઉપયોગી થઈ પડે એવો છે, અને તેમાં આપેલા ભાષાંતરને પંડિત શ્રી ગટ્ટુલાલજીનો સંસ્કાર હોવાથી તે વિષે બે મત હોવા અશક્ય છે. ભગવદ્‌ગીતામાં જે યોગ સમજાવ્યો છે અને તે યોગના જે વિવિધ પ્રકારો કરી બતાવી સમગ્ર વિશ્વના વ્યાપારને એકત્ર કરી આપી વ્યષ્ટિસમષ્ટિનો અભેદ અનુભવવાની પ્રક્રિયા રચી આપી છે, તે સર્વ સમજાવવાનો અવકાશ ટીકાદિદ્વારા આ લઘુ પુસ્તકમાં ન હોઈ શકે એ સ્વાભાવિક છે, પણ ગીતાને કેટલાક ભાવિક જનો સપ્તશતીની પેઠે મંત્રશાસ્ત્રના ગ્રંથરૂપે ભજે છે, અને સમગ્ર ગીતાનો કે તેના કોઈ કોઇ શ્લોકમંત્રનો પાઠ, જપ આદિ આદરે છે, તેમને ઉપયોગી થાય તેવી ઘણી વાર્તા આ લઘુ પુસ્તકમાં નવે નવી સમાવવામાં આવી છે ગીતાની જે સર્વ પ્રસિદ્ધ પ્રતિઓમાં સ્તુતિ મળી આવે છે તે આપીને, પછી, ગીતાના મંત્રત્વનું નિરૂપણ કર્યું છે અને ઋષિ, છંદ, દેવતા, બીજ, શક્તિ, કીલક, દર્શાવી અંગન્યાસાદિનું વર્ણન કરી બતાવ્યું છે અને ધ્યાન તથા વિનિયોગ બતાવી સંગ્રામ કરી છે ન્યાસનું પ્રયોજન વિચારવા લેખકે, ગુરુમુખે જે શ્રવણ કરેલું તે આધારે પ્રયત્ન કર્યા છે તે યથાયોગ્ય છે અને ગીતાનું માહાત્મ્ય આપ્યું છે ને તે પછી ગીતાનું પરિમાણ બતાવ્યું છે એ પરિમાણ જોતા મૂલ ગીતા ૭૪૫ શ્લોકની હોવી જોઇએ એમ જણાય છે હવણા આપણી પાસે માત્ર ૭૦૦ શ્લોકજ છે અને શ્રીકૃષ્ણોક્ત ૪૬ તેમ સંજયોક્ત ૨૬ શ્લોક ઓછા થઇ ગયા છે ત્યારે અર્જુનના કહેલામા ૨૭ શ્લોક વધ્યા છે એવું સમજવામાં આવે છે. આ ગણના ભીષ્મપર્વના ૪૩ મા અધ્યાયમાં વૈશંપાયનનું એક વચન છે તેને આધારે કરવામા આવી છે.

**આતશની આરાધના**[1]:—અગ્નિ એટલે ભૌતિક તેમ યોગાદિ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ કુંડલિની, મંત્રાદિ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ શક્તિ, જ્ઞાનમાર્ગમાં પ્રસિદ્ધ ઓજ, તેનું સર્વ ધર્મમા અને સર્વ દેશમાં યજન યાજન પૂજન ભજન થયું છે ને થાય છે એમ પ્રતિપાદન કરવાના હેતુથી 'આતશપરસ્ત' કહેવાતા પારસી મંડલના આ વિદ્વાન્ ગૃહસ્થે આ નાનો લેખ લખેલો છે. એમનું લખાણ સર્વ કોઇને અને ખાસ કરી પારસી ગૃહસ્થોને વાચવા લાયક અને મનન કરવા લાયક છે.

---

* મૂલ તથા ભાષાંતર, લખનાર રા. રા. વિઠ્ઠલદાસ રાજારામ દલાલ. તત્ત્વવિવેચક પ્રેસ—મુંબઈ.

૧ કર્તા શેઠ. નશરવાનજી ફરામજી બીલીમોરીઆ મુંબઈ.

**કર્મ, જ્ઞાન, અને ભક્તિ***:—કર્મયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ, એવાં યોગનાં ત્રણ સ્વરૂપ વિષે શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં જે સરહસ્ય વિવેચન કરવામાં આવ્યું છે તેને લેઇને, કાશી ક્ષેત્રમાં મળેલા થીઓસોફિકલ સોસાઇટીના સમાજ આગળ પ્રખ્યાત મીસીસ એની-બેસંટે અંગરેજીમાં જે વ્યાખ્યાનો આપેલાં તેનું આ ભાષાંતર છે. તે વિદુષીબાઇનું ભાષા જ્ઞાન, વક્તૃત્વ અને સર્વ કરતાં અભેદસિધ્ધાન્તનું અતિ ઉંડું અવગાહન તેનો ચમત્કાર આ સમગ્ર લેખમાં છે, અને અમોને જણાવતાં સંતોષ ઉપજે છે કે રા. મનમોહનદાસની મારફત પ્રસિધ્ધ થયેલાં આવા પ્રકારનાં ભાષાંતરો કરતાં આ ભાષાંતર બહુ સાર છે એટલે કે મૂલની કાંઇક છાપ ઉપજાવી શકે અને વિચારનો વિનિમય યથાર્થ રીતે કરાવી શકે તેવું છે. "યોગ" એટલે સમત્વ, એ સમત્વની પ્રાપ્તિ તેજ સર્વ યોગનું સાધ્ય, અને કર્મયોગથી ફલાભિસંધિરહિત કર્મ કરવાં, જ્ઞાનયોગથી નિર્વાસન જ્ઞાનમાંજ વિહરવું, ભક્તિયોગથી અંતઃકરણને ભજનીયાકાર કરી લેવું, એ સર્વનો સાધ્ય એકનો એક એ સામ્યરૂપ યોગજ છે, એમ આ વ્યાખ્યાનોમાં પ્રતિપાદન કરવામાં આવેલું છે; અને તે વાસ્તવિક છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ચમત્કારિક ગાનનો મર્મ જેને સમજાયો હશે તેને આ વ્યાખ્યાનોમાં બહુ રસાસ્વાદ અને આનંદ અનુભવાશે, જેને હજી આરંભ કરવાનો છે તેને પણ અધિક યત્ન માટે પ્રોત્સાહન મળતાં શ્રમની સફલતા થશે.

**અધ્યાત્મપ્રકાશ ભાષાંતર***:—વેદાન્તની મહાવાક્યજન્ય અપરોક્ષ સાક્ષાત્કારની પ્રક્રિયા પર્યંત, વિવેક વિરાગથી આરંભ કરી, હિંદીભાષામાં કાવ્યરૂપે સારો વિસ્તાર કરેલો છે. તે ઉપર ગૂજરાતીમાં અનુવાદ કરી વાચક વર્ગ ઉપર સારો ઉપકાર કરવામાં આવ્યો છે. લીંબડીના વિદ્યાવિલાસી વેદાન્તાનુભવાર્થી મહારાજા જસવંતસિંહજીને આ લેખ યથાયોગ્ય અર્પણ થયો છે. મુમુક્ષુજનોને મનનપૂર્વક વાચવા યોગ્ય સંગ્રહ છે.

**છોટમ કાવ્ય**+:—છોટાલાલ નામે એક નાગર કવિ વડોદરામાં હવણાંજ થઇ ગયા છે, તેમની કવનશક્તિ એટલી બધી લોકરંજન કરનારી નીવડી છે કે આખા ગૂજરાતમાં કોઇ પણ સ્થલે તેમની કવિતા ગવાતી નહિ હોય એમ નથી. તેમના કાવ્યમાં કાવ્યત્વ મધ્યું છે, પરંતુ જનસમાજને નાટકોનાં અસ્ત વ્યસ્ત ગાયનોનો જે સમયે મોહ લાગેલો તે સમયે કાંઇક સારા કાવ્યત્વ સાથે નવા નવા સશાસ્ત્ર રાગવાળી ગરબીઓ આદિ આપવામાંથી કવિ છોટમનો વિજય થઇ આવેલો છે. મલાતજ ગામમાં આ કવિની જ્ઞાતિનાજ એક છોટમ કવિ થઇ ગયા છે, તેમનાં કાવ્યો તો કેવલ જ્ઞાન અને ભક્તિપરાયણ હોઇ રાગદારી આદિના લક્ષ વિના કેવલ અર્થ ગાંભીર્ય ઉપરજ રચાયલાં છે; ત્યારે આ કવિનાં

---

* ભાષાંતરકર્તા એક જિજ્ઞાસુ. પ્રસિદ્ધકર્તા રા. રા. મનમોહનદાસ દયાળદાસ; મુંબઇ, નિર્ણયસાગર પ્રેસ. મૂલ્ય. ૦-૫-૦; (પાકા પુઠાના) ૦-૩-૦ (કાચા પુઠાના)

* શ્રી સુખદેવજી કૃત અધ્યાત્મપ્રકાશ; ટીકા સાથે રચનાર મહાશય શ્રી નૃસિંહશર્મા, પ્રસિદ્ધકર્તા રા. કહાનજી ધર્મસિંહ. મુંબઇ. મૂલ્ય ૧૦ આના.

+ પ્રસિદ્ધ કર્તા રા. કહાનજી ધર્મસિંહ; મુંબઇ, મૂલ્ય આઠ આના.

કાવ્યો મર્મ વિષયે હોઈ તેની રચનાની ચમકથી હરકોઈના ચિત્તને આકર્ષણ કરનારાં છે. "ગિરધારીરે વાત કહુછુ વિચારો, મને મોહન આંખ ન મારો" ઇત્યાદિ લોકપ્રિય ગરબીઓ આ કવિને હાથે ઉદ્ભવેલી છે.

**અહલ્યાબાઈ હોલ્કરનું ચરિત્ર***:–ખંડેરાવ હોલકરનાં પત્ની અહલ્યાબાઈ પતિ અને પુત્ર તથા મસરાના મરણ પછી પેશવાના લોભ અને પોતાના રાજપુરુષોની ખટપટ સામે કેવી કુશલતાથી રાજ્ય સાચવી રહ્યાં, રાજ્યની કેવી નિપુણતાથી વ્યવસ્થા કરી, એ આદિ હકીકતનો બહુ ટુંકમાં વૃત્તાન્ત આપવામા આવ્યો છે. મુક્તાબાઈ કરીને એમના એક દીકરી સતી થયાથી એમનો અતકાલ આવ્યો છે. વૃત્તાન્ત વાચવા યોગ્ય છે, પણ મૂલ લખનારે આ વૃત્તાન્તને હાલના કરતા વધારે વાચવા લાયક અને આકર્ષક કર્યો હોત તો વધારે સારુ થાત; તેમ થઈ શકે એવુ સાહિત્ય અને એવું પાત્ર છતા તેમ થઇ શક્યુ નથી એટલીજ દિલગીરી છે.

**ભક્તામર સ્તોત્ર†**:–જૈન લોકોમાં આ જિનસ્તુતિ ઘણી પ્રિય અને નિગૂઢ મત્રશક્તિવાળી ગણાય છે. તેના કર્તાને બદીખાનામાં નાખેલા હતા ત્યાંથી બારણાં અને બેડીઓ એક એક શ્લોકે એક એમ તોડતા તોડતા તેઓ બહાર આવ્યા હતા એવી આ સ્તોત્રના મત્રોની શક્તિ કહેવાય છે. કાવ્યત્વ પણ ઘણુ સારુ છે. ભાષાંતર સમશ્લોકી કરવાનો યત્ન કર્યો છે, પણ ભાષાતરના શ્લોકો સાથેજ જે ગદ્ય આપવામાં આવ્યુ છે તે ન આપ્યુ હોત તો અર્થસ્ફુરણ સમગ્ર રીતે થઇ શકત નહિ

**બાળા બોધ માલા§**:–સ્ત્રી ઉપયોગી કાવ્યો, દોહા, ચોપાઈ, મનહર, સવૈયા, અને જુદા જુદા રાગના પદોપી રચેલા છે. કવનશક્તિ કસાયલી અને સારી છે, વિચારો સન્નારીઓને લક્ષમા રાખવા યોગ્ય છે.

**ગજેન્દ્ર મોક્ષ****:–પ્રસિદ્ધ ગજેન્દ્ર મોક્ષનો સસ્કૃત પાઠ ગૂજરાતી ભાષાંતર સાથે, પડિત શ્રીગટ્ટુલાલજી સ્મારકરૂપે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. નિત્ય પાઠ કરવાની પ્રતિજ્ઞા લેનારને મફત મળે છે.

**શ્રાદ્ધ કર્પણ‡**:–શ્રાદ્ધમાં ઉપયોગી સકલ્પ મત્ર આદિનો સગ્રહ કરી શ્રાદ્ધનો વિધિ બતાવેલો છે. શ્રાદ્ધ કેટલા પ્રકારનાં છે ને તે કીયા પ્રસગે ને કીયા દેશમાં પ્રવર્તે છે તથા ને તે પ્રકારનો વિધિ કેટલા ફેરફારવાળો છે એ વાત ચર્ચવામાં આવી નથી તથાપિ

* રા. બા. રાવજી વિઠ્ઠલના મરેઠી ઉપરથી ભાષાંતર કરનાર રા. રા. પરમાનદદાસ ભોળાભાઇ મુનશી. સાવલી.

† ભાષાંતર કર્તા રા. રા. હરજીવન રાયચદ શાહ. અમદાવાદ મૂલ્ય, ૦–૪–૦

§ રચનાર કવિ ગૌરીશકર ગોવિંદજી. વીરપુર. કીંમત. ૦–૪–૦

** પ્રકાશક પુસ્તક પ્રસારક મડળી. મુબાઈ.

‡ સગ્રહ કરનાર રા. રા. બાપારાવ ઝવેરલાલ. નડીઆદ.

ક્રમેર સર્વે કોઇ બ્રાહ્મણોને ઉપયોગી છે અને કર્તા તેને વિના મૂલ્યે કોઇ પણ અધિકારીને આપે કે એ તેમનો હેતુ ખરું સ્તુતિપાત્ર છે.

**આપણા દેશના કૂવા** ( રા. મણિલાલ મોહનલાલ ઝવેરી, ગડરા, મૂલ્ય-ત્રણ આના ); **દીપોત્સવી અથવા દીવાળી** ( લખનાર રા. કહાનજી ધર્મસિંહ, મુંબઈ, મૂલ્ય અર્ધો આનો ), **દલપતવિરહવિલાપ** ( રચનાર રા. કાશીશંકર મૂલશંકર, વડોદરા, કીંમત એક આનો ); **ઉદ્યોગ પ્રારબ્ધની મહત્તા વિષે નાટક** ( લખનાર રા. વીરપાળ હંસરાજ શાહ, મુંબઇ, મૂલ્ય ત્રણ આના ) એ પુસ્તકો પણ અમોને મળ્યાં છે, તેમનો ઉપકાર સાથે સ્વીકાર કરીએ છીએ. તેમના નામનિર્દેશથીજ તેમના વિષયનું અનુમાન થઇ શકે છે એટલે તે ઉપર વિશેષ વિવેચનની આવશ્યકતા નથી.

બીજા જે જે ગ્રંથો અમારી પાસે વિવેચન માટે આવેલા છે તેમના ઉપર વિસ્તારથી વિવેચન કરવાનું અવકાશે થશે.

---

## ૨

## ધર્મ

### ૧

### સ્વામી વિવેકાનન્દે અમેરિકાની ધર્મપરિષદમાં કરેલુ ભાષણ.

( મળેલુ )

કાર્ડિનલ ગિબન્સની બને બાજુએ પૂર્વદેશના પ્રતિનિધિઓ બેઠેલા હતા. તેઓએ પહેરેલાં વિવિધરંગી વસ્ત્રોની સુંદરતા કાર્ડિનલ ગિબન્સના પોતાના વસ્ત્રોને ઢંકાવતી હતી. બ્રહ્મ, બુદ્ધ અને મહંમદના અનુયાયીઓમાં ભરતખંડના પ્રતિનિધિ સ્વામી વિવેકાનન્દ પોતાના ભવ્ય કાષાયવસ્ત્રથી અને કાષાયશીર્ષવસ્ત્રથી વિરાજેલ તામ્રવર્ણવદનથી ઝળકી રહ્યા હતા.

તદનંતર ભારતવાસી સ્વામી વિવેકાનન્દનું તે ધર્મ પરિષદમાં ઓળખાણ કરાવવામાં આવ્યું. જ્યારે સ્વામીએ “ અમેરિકાવાસી ભાઇઓ અને બેનો,” એ રીતે ઉભા થઇને ભાષણની શરૂઆત કરી ત્યારે સર્વ સભાજનોએ હર્ષની ગર્જના કરી. સ્વામીજીએ પછી નીચે પ્રમાણે આરંભ કર્યો.

#### ધન્યવાદ.

આજે તમે સર્વે સભાજનોએ અમને સ્નેહ પરિપૂર્ણ અને અંતઃકરણ પૂર્વક જે માન આપ્યું છે તેનો પ્રત્યુત્તર આપવા ઉભા થતાં, મારું હૃદય અનિર્વચનીય હર્ષથી ઉભરાઈ જાય છે. આ જગતમાં પૂર્વકાલમાં થયેલા મહાત્માઓના નામથી, તેમજ સર્વ ધર્મની જનેતાના નામથી, અને તે સાથે પ્રત્યેક પંથના લાખો અને કરોડો હિંદુજનો તરફથી હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનુંછું. અહુણાં જે વક્તાઓ એ તમને કહ્યું કે—

મતભેદની સહિષ્ણુતાના વિચારનો જુદી જુદી ભૂમિમાં પ્રચાર કરવાનું માન અતિ દૂરની પ્રજાઓના આ પુરુષોને પણ ઘટે છે, તે વક્તાઓનો હું ઓછો આભાર માનતો નથી. જે ધર્મે જગતને અદ્રોહનુ અને સર્વવિચાર સગ્રહનુ શિક્ષણ આપ્યું છે, તે ધર્મ પાળકમાંનો હું એક હોવાથી અત્યંત સંતોષ માનુંછુ. અમે માત્ર પ્રાણીમાત્ર વિષે અદ્રોહનો સ્વીકાર કરીએ છીએ એટલુંજ નહિ પણ સર્વ ધર્મની સામાન્ય સત્યતાનો પણ અંગીકાર કરીએ છીએ, જે ધર્મની દેવગિર્વાણમાં "એક્સક્લુઝન" ( Exclusion—સ્વમતથી અતિરિક્તતા ) શબ્દનો અર્થ થઇ શકતો નથી, તે ધર્મનો હુ અનુયાયીછું. જગતના સર્વ ભાગની પ્રજાના અને સર્વ ધર્મના શરણાગતોને તથા રાજ્યપીડિત મનુષ્યોને જે પ્રજાએ શરણ આપ્યું છે, તે પ્રજામાંનો હું એક છું, એ વિચાર મને કંઈ ઓછો માનપ્રદ જણાતો નથી. રોમનત્રાસે યાહુદીઓનાં દેવલોને જે વર્ષમાં ચૂર્ણ કરી નાંખ્યાં, તેજ વર્ષમાં તે યાહુદીઓના પવિત્ર વિભાગને અમારા દક્ષિણ દેશે સ્નેહથી આશ્રય આપ્યો છે જે પ્રજાએ પ્રખ્યાત પારસિક પ્રજાને શરણ આપ્યુ છે, અને આજે પણ જેને આશ્રય આપે છે, તે પ્રજામાંનો હું એક છું. ભાઇઓ! મારી બાલ્યાવસ્થાથી મને જે સ્તોત્ર પ્રતિપ્રાતઃકાલમાં બોલવાનો અભ્યાસ પડયો છે, અને જે સ્તોત્રનો અહર્નિશ લાખો મનુષ્યો પાઠ કરે છે, તે સ્તોત્રનો અર્ધશ્લોક હુ તમને કહુ છું.

रुचीनां वैचित्र्याद् ऋजुकुटिलनानापथजुषां ।

नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥

"જેમ નાના પ્રકારના સીધા અને વાંકા માર્ગોએ વેહેનારા નિઝરો પરિણામે સમુદ્રમાંજ લય પામે છે, તેમ રુચિના વિચિત્રપણાને લીધે સીધા વાંકા, આડા, અવળા એમ વિવિધ પથોના સ્વીકારનાર મનુષ્યોનુ પણ તુ એકજ શરણસ્થાન છે".

જગતમાં જે મોટી મોટી ભવ્ય સમાજો થયેલી છે, તેવી ભવ્ય સમાજોમાંની આ એક અતિ ભવ્ય સમાજ છે; અને ગીતાજીમાં જે ચમત્કારિક મતનો બોધ કર્યો છે, તે મતને જગતમાં પ્રસિદ્ધ કરનાર તથા રક્ષણ કરનાર આ સમાજ પોતેજ છે. તે મત એવો છે કેઃ—

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।

मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ अ. ८ श्लो. ११

"જેઓ મને જે માર્ગે મળવા યત્ન કરે છે, તે માર્ગે હું તેઓને મળુંછું. મનુષ્યો મને પામવાને જે જે માર્ગો લે છે, તે સર્વ માર્ગો હે અર્જુન! મારા તરફજ વળે છે."

પથાગ્રહ, ધર્માંધતા અને તેના પરિણામ રૂપ ધર્મોન્માદે ચિરકાલ સુધી આ પૃથ્વીમાં નિવાસ કર્યો છે. જગતમાં તે ધર્મોન્માદે જુલુમને પથરાવી નાંખ્યો છે; આખી પૃથ્વીને મનુષ્યરક્તમાં વારવાર ડુબાવી દીધી છે; સદાચારનો નાશ કર્યો છે; અને સર્વ [illegible]ને નિરાશામાં નિમગ્ન કરેલી છે. જો કદી આ ધર્મોન્માદરૂપ ભયંકર રાક્ષસનું

અસ્તિત્વજ ન હોત તો જગમંડલ અહુણાં જે સંવૃદ્ધિને પામેલ છે, તે કરતાં પણ વિશેષ સંવૃદ્ધિને પામ્યું હોત. પરંતુ હવે તે રાક્ષસના દિવસો ભરાઈ ચુક્યા છે. અને હું અંતઃકરણપૂર્વક આશા રાખું છું કે આ ધર્મપરિષદ્‌ના માનની ખાતર અત્ર સમયે જે ઘંટઘોષ થાય છે, તે ઘંટઘોષ, સમગ્ર ધર્મોન્માદના, તથા બુદ્ધિજન્ય અને શાસ્ત્રજન્ય સમગ્ર રાજપીડનના, તેમજ એકજ પદ પામવાને જુદા જુદા માર્ગો લેનારા સર્વ મનુષ્યોમાં પરસ્પર અનુદાર લાગણી હોય, તે સર્વના, મરણ કાળનો નિવેદ્ય

## હિન્દુધર્મ.

ઇતિહાસના પૂર્વકાળથી જે ત્રણ ધર્મો જગતમાં ઉતરી આવ્યાં છે, તે ત્રણ ધર્મો, હિન્દુધર્મ, જરતોસ્તધર્મ અને જ્યુધર્મ છે. તે ત્રણ ધર્મો વજ્રપાત જેવા આઘાતો સહન કર્યા છતાં, અદ્યાપિ પર્યન્ત ટકી રહ્યા છે, તે ઉપરથી તેઓનું આંતર સત્ત્વ સિદ્ધ થાય છે. પરંતુ જ્યારે જ્યુધર્મ ખ્રીસ્તીધર્મને અંતર્લીન કરવામાં નિષ્ફલ થયો છે, એટલુંજ નહિ પણ તે ધર્મને પોતાની જયવાન પ્રસૂતિએ સ્વદેશમાંથી હાંકી કાઢેલ છે, તેમજ જ્યારે સ્વલ્પ પારસીઓ એક ભવ્ય જરતોસ્તધર્મની કહાણી કહેવાને બાકી રહેલા છે, ત્યારે હિંદુસ્તાનમાં તો એક પછી એક પંથો એ ઉત્પન્ન થઇ, વેદધર્મના પાયા ગગડાવી નાંખ્યા છે. પરંતુ જેમ ભૂકંપસમયે મહાસાગરના તરંગો કિનારો છોડી જમીન ઉપર ધસી આવે છે, પણ જ્યારે પોતાનો અનિવાર્ય વેગ નરમ પડે છે ત્યારે તુરત અસ્વાભાવિક બળ પામી સર્વાકર્ષક જલપ્રવાહરૂપ પોતાની મર્યાદા તરફ પ્રતિગમન કરે છે, તેની પેઠે વેદધર્મે પણ અન્ય પંથોએ ઉત્પન્ન કરેલ ક્ષોભથી મુક્ત થતાંજ તે સર્વ પંથોના વિચારોને પોતામાં અંતર્લીન કર્યા છે; એટલુંજ નહિ પણ તે સર્વ પંથોને રૂપાન્તર કરી પોતે અદ્ભુત રૂપે પ્રકાશિત થયેલ છે.

આધુનિક વિદ્યાના પ્રતિઘોષરૂપ વેદાન્ત સિદ્ધાન્તની ચૈતન્યમય ઉત્તમોત્તમ વિચાર-શ્રેણિથી આરંભીને બુદ્ધના વિજ્ઞાનવાદ, જૈનના નાસ્તિકવાદ, અને વિવિધ પૌરાણિક ગાથાઓ સહવર્તમાન મૂર્તિપૂજાના નિકૃષ્ટ વિચારો પર્યન્ત સર્વ વિચારોને હિંદુધર્મમાં સમાવાનું સ્થાન મળે છે.

ત્યારે પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે—એવું કીયું ધર્મબિન્દુ છે કે જ્યાંથી આ સર્વ ભિન્ન ભિન્ન વ્યાસો વિસ્તરે છે? અથવા જેના ઉપર આ સર્વ નિરાશામય વિરોધોનો આધાર રહ્યો છે. તેવું સામાન્ય અધિષ્ઠાન કયું છે? તે પ્રશ્નનો ઉત્તર આપવા હું યત્ન કરીશ.

હિંદુઓને પોતાનો ધર્મ સ્વયંભૂ વેદમાંથી પ્રાપ્ત થયો છે. તેઓ એમ માને છે કે—વેદ અનાદિ અને અનંત છે. એક પુસ્તક અનાદિ અનંત છે, એવાં વચનો સર્વ શ્રોતાજનોને હાસ્યાસ્પદ લાગશે. પરંતુ વેદ એ શબ્દના અર્થથી કંઈપણ પુસ્તક સમજવાનું નથી. જુદા જુદા કાલમાં જુદા જુદા પુરુષોએ ચૈતન્યતત્ત્વના નિયમોનો જે શોધ કર્યો છે, તે નિયમોના ભંડારનેજ વેદ કહે છે. જેમ ગુરુત્વાકર્ષણનો શોધ થયા પેહલાં, તે નિયમનું અસ્તિત્વ હતુંજ, અને કદાપિ અખિલ મનુષ્ય જાત હવે પછી તે નિયમ કેવલ વિસરી

જાય, છતાં તે નિયમનો નાશ થવાનો નથી, તેજ નિયમે જગતના નિયામકરૂપ ચૈતન્ય વિષે પણ જાણવું. એક જીવ અને બીજા જીવો વચ્ચે, તેમજ પ્રત્યગાત્મા અને પરમાત્મા વચ્ચે જે માનસિક, નૈતિક અને આધ્યાત્મિક સંબંધ છે, તે સંબંધ તેના શોધ પૂર્વે પણ તેવોને તેવોજ હતો, તેમજ કદાપિ તે સંબંધનો નાશ થાય તો પણ તે સંબંધ તેવોને તેવો રહેવાનો.

આ નિયમોના શોધકને ઋષિઓ કહે છે. અમે તેઓને પૂર્ણપદ પામેલા મહાત્માઓ તરીકે પૂજીએ છીએ. અને અત્ર સ્થળે સર્વે શ્રોતાજનો સાંભળીને આનંદ પામશે કે-તેઓમાંના ઘણા ઉત્તમ મહાત્માઓમાં સ્ત્રીઓ પણ હતી.

આ સ્થળે એવી શંકાનો અવકાશ છે કે-નિયમ તરીકે હરકોઇ નિયમ અનંત હોઈ શકે પણ તે અનાદિ હોઇ શકે નહિ. જગત્ અનાદિ અને અનંત છે, એમ વેદો કહે છે. આધુનિક વિદ્યા શાસ્ત્રે આપણને સિદ્ધ કરી આપ્યું છે કે-જગદન્તર્ગત શક્તિ સર્વદા સર્વથા એક સરખી છે. ત્યારે કદિ એવો કોઈ કાલ હોય, કે જે-કાલે સર્વે શૂન્યજ હતું, તો આ સર્વ વ્યક્તશક્તિ ક્યાં હતી? કેટલાકો કહે છે કે-તે શક્તિ ઈશ્વરમાં નિષ્ક્રિયરૂપે હતી. પણ ત્યારે ઇશ્વર કદાચિત્ નિષ્ક્રિય હોય અને કદાચિત્ સક્રિય હોય તો, તે વિકારી હોઈ શકે છે. પરંતુ વિકારી પદાર્થો મિશ્રિત દ્રવ્ય ગણાય છે. અને પ્રત્યેક મિશ્રિત દ્રવ્યનો વિકાર થતાં થતાં પરિણામે નાશ થાય છે. એમ હોય તો ઇશ્વર પણ નાશ પામે. તેથી એમ ફલિત થાય છે કે-એવો કોઈ પણ કાલ નહોતો કે જ્યારે સૃષ્ટિ નહોતી. એ વિચારને દૃષ્ટાંત રૂપમાં મુકીએ તો એમ કહી શકાય કે-સૃષ્ટિ અને સ્રષ્ટા એ બે એવી લીટીઓ છે કે- જેઓને આદિ પણ નથી અને અંતપણ નથી; તે બે લીટીઓ એક બીજાથી સમાંતર રહેલી છે, અને સ્રષ્ટા અથવા ઈશ્વર સર્વ પ્રકાશક શક્તિ છે; જે શક્તિથી પ્રબલ સ્થિતિમાંથી બ્રહ્માંડો અને બ્રહ્માંડો ઉદ્ભવે છે, અમુક કાળ સુધી સ્થિતિ પામે છે, અને વળી પછી પ્રલય પામે છે તે એ છે. એક હિંદુ શિષ્ય પોતાના ગુરુ સમીપ એમ પ્રશ્ન કરે છે કે

वायुर्यमोऽग्निर्वरुणः शशांकः ।

प्रजापति स्त्वं प्रपितामहश्च । गीता । अ. ११ । श्लो. ३९ ॥

" વાયુ, યમ, અગ્નિ, વરુણ, ચંદ્રમા, પ્રજાપતિ વિગેરે સર્વે હે ઇશ્વર! તું પોતે છે "

( આગળ ચાલુ )

— ०—x—० —

૨

દેવલોક

( ચાલુ )

( ગત અંકથી સમાપ્ત )

આ ગોળાની સપાટી ઉપર જે ભિન્ન ભિન્ન પ્રકારે પરમાણુઓનું સંક્રમણ થાય છે

તે પ્રકાર ઉપરથી જે જીવાત્મા પૃથ્વીમાં અવતરેલા છે અને જેઓ દેહધારી નથી તે તત્કાલ વરતાઈ આવે છે. એટલે અમુક સમયે એક જીવ અવતરેલ છે કે નથી તે જોનારનેજ જણાઇ આવે છે. થોડા માત્ર રંગરહિત પડવાળી સ્થિતિમાં છે. ઘણો મોહોટો ભાગ સ્વપ્નવત્ અર્ધ જાગ્રત્ અવસ્થામાં છે. જેઓ પૂર્ણ જાગ્રત્ છે એવા થોડા એક બહુ તેજસ્વી દેખાય છે. તેઓ આકાશમાં તારામંડલમાં પૂર્ણ ચળકાટવાળા પહેલા વર્ગના તારાના જેવા આ સમૂહમાં દેખાય છે. અને સર્વ જીવ આકાશમાના તારાની પેઠે ભિન્ન ભિન્ન અંશે પ્રકાશતા જોવામાં આવે છે. તેઓના વર્ણ અને સૌંદર્યથી તે કેટલે અંશે ખીલેલા છે એ પણ જણાઇ આવે છે. ઘણો મોહોટો ભાગ હજી એવી અવસ્થાએ પોહોચેલ નથી કે તેઓ કેળવણી અને ખીલવણીનો હેતુ યથાર્થ સમજવા સમર્થ થયા હોય. બ્રહ્માંડમાં પ્રવર્તતી ઇચ્છાશક્તિને આધીન થઈ તેઓ અવતરે છે અને તેમ કરવામાં તૃષ્ણા તેને જોરથી આગળ ચલાવે છે; એથી કરી એવીજ ઇચ્છા થાય છે કે જ્યાં છવવાનું ભાન થઇ શકે એવી ભૂમિકામાં ગમન કરવુ. જે દેહ પોતાનેજ ધારણ કરવાનો છે અર્થાત્ બીજી તરફથી જોતાં પોતેજ છે તેને ભવસાગરમા નાખે છે અને તે ત્યાં આમ તેમ અથડાય છે. પરંતુ તે સમયે હજી તેઓને એટલુ ભાન હોતું નથી કે એ દેહ દ્વારા પોતાનુ પોષણ અને વૃદ્ધિ થવાનાં છે. તેઓને ભૂત ભવિષ્યની પણ કાંઇ ખબર હોતી નથી. કારણકે પોતાની ભૂમિકા ઉપર પણ તેઓની ચિત્શક્તિ જાગ્રત્ થઇ હોતી નથી. એટલે આમ કરતાં કરતાં ધીમે ધીમે તેઓ અનુભવ પ્રાપ્ત કરે છે અને તેની વ્યવસ્થા કરી તેમાંથી લાભ પ્રાપ્ત કરતાં શીખે છે. ત્યારે પછી તેઓને જ્ઞાન થાય છે કે અમુક કરવું ઉચિત છે અને અમુક અનુચિત છે. આરંભકાલમાં દેહદ્વારા પ્રથમ ચિત્શક્તિ અથવા ભાનનો ઉદય આમ થાય છે. સારાસારનો સહજ વિવેક ઉદ્ભવ પામે છે. પણ જેમ જેમ તેની વૃદ્ધિ થાય છે તેમ તેમ તેના સ્થૂલમાં સ્વભાવરૂપે તે પ્રકટ થાય છે અને જગત્માં સામાન્ય વર્તનના બહુ થોડા માહીતીવાળા ભોગીયા રૂપ થાય છે. કોઇ પણ અપૂર્ણ ખીલેલા છવાત્માનો દેહ દેવલોકની રૂપભૂમિકાઓમા તે પોતાનો કાલ પૂરો કરી રહે છે ત્યારે તેણે પ્રાપ્ત કરેલો તથા વ્યવસ્થા કરેલો અનુભવ પોતાના મૂલ-સ્વરૂપ-આત્મસ્વરૂપ-ને અર્પણ કરે છે અને પોતે વિસર્જન થવા માંડે છે એટલે અંતે એ જીવ ખરો સનાતન પુરુષરૂપ થઈ રહે છે. આ વખતે તેને એક વાર સત્યાભાસ થાય છે તેથી તે પુનરપિ અવતરે છે તે પહેલાં તેને પોતે પૂર્વે જે અવતાર ભોગવ્યો તેનું જે પરિણામ આવ્યું તેનું, તથા ભવિષ્યમાં જે અવતાર આવવાનો છે તેમાં તેનાં ફલ ભોગવવાં પડશે તેનું, જ્ઞાન થાય છે. આ ભાન બહુ જુજ કાલ રહે છે અને તેટલો કાલ તે અરૂપ ભૂમિકામા હોય છે. ત્યારપછી તે પાછો અવતરે છે. જીવને પોતાની ખરી હકીકત જાણવા તક મળે છે એમ કહેવામાં આવે છે તે આ વખતે છે. આરંભકાલમાં જુદી જુદી હકીકત અને તેનો અન્યોન્ય સંબંધ સમજવા જેટલી તેનામાં શક્તિ હોતી નથી એટલે તેનુ ભાન પણ બહુ થોડું હોય છે તેથી તે તકનો જીવ જોઇએ તેવો લાભ લઇ શકતો નથી. પણ ધીમે ધીમે જે જોવામાં આવે છે તે યથાસ્થિત સમજવાની તેનામાં શક્તિ આવે છે અને આગળ જતાં તો ભૂતકાલમાં બનેલી હકીકત તેના જોવામાં આવે છે તેથી તેની

તુલના કરતાં પણ શીખે છે. આમ કરતાં કરતા પોતે જે માર્ગે ગમન કરે છે તેનો નિશ્ચય પણ કરી શકે છે, પોતે કેટલે સુધી આગળ વધ્યો એ પણ જાણી શકે છે અને ભવિષ્યમાં ક્યાં જવાનું છે તે પણ તેના જાણવામાં આવી જાય છે. આ પ્રમાણે જ સર્વથી શ્રેષ્ઠ ખીલેલા જીવાત્મા આ ભૂમિકામાં નિવાસ કરે છે. તેની સમજ એટલી વધેલી હોય છે કે પોતાના ભૂતકાળની સર્વ હકીકત ધ્યાનમાં લઇ તેમાંથી શું ફલ નીપજવાનાં તે જાણી લે છે અને ભૂતકાલના વર્તનનું અવલોકન કરી તેમાથી સાર શોધે છે. આ ક્રિયાથી જે જે વૃત્તિ નીચેના લોકમાં ઉદ્ભવ પામવાની તે બહુ સ્પષ્ટ અને ચોકસ થાય છે અને જ્યારે તે પ્રકટ થવાનો સમય આવે છે ત્યારે સ્થૂલ બુદ્ધિની દૃઢ માન્યતા અને માન્ય રાખવા લાયક પ્રેરણા એ રૂપે પ્રદર્શિત થાય છે. અગર જો કે બહુ જરૂર નથી તો પણ એટલું આ સ્થલે જણાવવામાં આવે છે કે રૂપભૂમિકાઓ પરની વિચાર—મૂર્તિઓ અરૂપભૂમિકામાં સાથે જતી નથી આ ભૂમિકા ઉપર તો જો આ લોકમાં તે જાગ્રદવસ્થા ભોગવી શકે તો જેઓ પ્રતિ પોતાનો પ્રેમ હતો એવા હતરતિ પંક્તિએ પોહોચેલા જીવોની મૂર્તિ તેની આસપાસ રહે છે; તેઓને તેના ખરા રૂપમાં તે જોઇ શકે છે અને તે જીવોને તો આ લોકમાં ભાન હોતુ નથી એટલે તે તેની પ્રતિ સામો ભાવ દર્શાવી શકતા નથી. પરતુ આવુ ક્વચિતજ બને છે તો પણ એ ભાવની ગેરહાજરી તેને બહુ લાગતી નથી, શારીરિક સબધની ગાંઠો આટલે બધે સુધી પોહોચી શકતી નથી. ખરી સંબંધની ગાંઠો તો અન્ય જીવાત્મા સાથે હોય છે અને તે જ્યારે જીવાત્મા દેહથી મુક્ત થઇ જાય છે ત્યારે બહુ મજબુત થાય છે આ અરૂપભૂમિકામાં પ્રત્યેક જીવાત્મા દરેક વખતે પૃથ્વી ઉપર જન્મ ધારણ કરવા જાય છે તેવામાં તેના ખરા સંબંધને ઓળખી કાઢે છે અને તેઓ અન્યો અન્ય પોતાના ખરારૂપમાં જુવે છે અને તેઓના પરસ્પર ખરેખરા સંબંધની સર્વ ગાંઠો જેમને તેમ ટકી રહે છે.

બીજો વિભાગઃ—ઉપર જે વિભાગનુ વર્ણન કરવામાં આવ્યું તેને માટે પ્રથમ કહેવામાં આવ્યું છે કે તે ઘણોજ ગીચ વસતિવાળો છે પણ આ વિભાગમાં તો વસતિ બહુ જુજ છે. એક મહાન શહેર અને શાન્ત ગામડાના જેટલો તફાવત લાગે છે આ ઉચ્ચ ભૂમિકામાં પ્રવેશ કરવાને પાત્ર થવાય એવા ખીલેલા હોય તોપણ તેની ચિતશક્તિ પરિપૂર્ણ જાગ્રત થયેલ હોય છે અને પોતાની આસપાસની સર્વ હકીકતનું તેને ભાન પણ થાય છે. ત્યાં પોહોચેલ જીવાત્મા સૃષ્ટિમાં પોતાની વૃદ્ધિ કેવે ક્રમે થવાની છે અને તે સર્વમાં શું હેતુ સમાયલો છે તે યથાર્થ સમજે છે અને કેટલેક અંશે પોતે પૂર્વે જે કર્મ કરી આવેલ છે તેનું પુનરવલોકન કરી શકે છે. આમ પોતાને પોતે. ખીલવવો એ પોતાનુ કર્તવ્ય છે અને મરણ પૂર્વે તથા ઉત્તરાવસ્થામાં કેવી કેવી સ્થિતિ ભોગવવી પડે છે અને ઉપાધિઓ વેઠવી પડે છે એ જીવ યથાર્થ સમજી શકે છે. જે જે દેહ પોતે ધારણ કરે છે તે તેના જોવામાં આવે છે અને તેને પોતાનો ભાગ સમજી સત્ય માર્ગ પર દોરાય છે. પૂર્વ જન્માંતરોમાં પ્રાપ્ત કરેલ અનુભવના ભંડારમાંથી શોધી સારાસાર અને સત્યાસત્યની પોતાની સ્પષ્ટ અને અચળ માન્યતા અને વર્તનનાં ધોરણો સ્થાપિત કરવા માટે આ સર્વ જ્ઞાન કામે લગાડે છે. સ્થૂલ શરીરમાં અધોમનને તે પ્રેરે છે અને તેના કાર્યને રસ્તે

ચઢાવે છે. આરંભકાળમાં તો અધોમનને એવા સંસ્કારનાં કારણ તત્કાલ સમજવામાં આવે એટલે અશે તે જ્ઞાન આપી શકતો નથી તો પણ એ સંસ્કારો ધીમે ધીમે દઢ બેસતા જાય છે કે સત્ય, ન્યાય, જ્ઞાન, ધર્મ ઇત્યાદિ સદ્‌ગુણો છે એવા તેના અધોમનમાં નિઃશંક અને સન્માર્ગે ચલાવનાર વિચારો સ્ફુરાયમાન થાય છે. મનુષ્યમાત્રને માટે નિત્યના વ્યવહાર યા જ્ઞાતિ, મંડળ, પ્રજા, ધર્મ ઈત્યાદિનાં બંધન અમુક રીતે વર્તવાની આવશ્યકતા પ્રતિપાદન કરે છે; તેમ છતાં ક્વચિત કોઈ લાલસાના બલથી તે બંધનની અવગણના કરવામાં આવે છે; ક્વચિત કોઈ કામના અથવા મનોવૃત્તિના બળવાન સપાટાથી તે બંધન કોરે મૂકવામાં આવે છે. એમ છતાં કેટલીક બાબત એવી છે કે જેનામાં આત્મજ્ઞાન ખીલ્યુ હોય તે એ કરવાનેજ નહી, કારણ કે એનો તેની પ્રકૃતિથીજ વિરુદ્ધ છે એમ કહેવાય છે. તે અસત્ય ભાષણ કરેજ નહી અથવા વિશ્વાસઘાત કરેજ નહી અથવા એવું કોઇ હિણું કામ કરે નહી. તેનાં છેક અંદરનાં તત્વમાં એ ધોરણ ગંઠાઇ ગયાં હોય છે એટલે ગમે તેવી લાલચ અથવા ગમે તેવા સંયોગો આવી પડે તો પણ તેથી વિરુદ્ધ વર્તન કરવુ એ તો બની શકે નહીજ એવી વાત થાય છે. આ સર્વ બાબત જીવાત્માનું ચારિત્ર સૂચવે છે. પોતાની અધોભાગની ઉપાધિને જીવ એવી રીતે દોરવા સમર્થ થાય છે તેમ છતાં તેના સંબંધમાં તેમજ તેનાં કૃત્યો સબંધી પોતાનું જ્ઞાન જોઇએ તેવું સ્પષ્ટ અને ચોક્કસ નથી હોતું. અધોભૂમિકાઓ તેને બહુ ઝાંખી જોવામાં આવે છે. તે તેના મુખ્ય નિયમો જાણે છે પણ તેની વિગતવાર હકીકત જાણતો નથી. એટલે આ ભૂમિકામાં વિશેષે કરી તે જેમ જેમ ખીલતો જાય છે તેમ તેમ તે પોતાના દેહ જે આ જગતમાં તેના પ્રતિનિધિ પણે થોડું ઘણું કામ કરે છે તેનો સમાગમ યથાર્થ સમજતો જાય છે અને એમ કરતાં કરતાં તેનું પોતાને પુરતુ ભાન થાય છે.

ઉપર કહેવામાં આવ્યું તેથી સમજી શકાશે કે જેઓ આત્મજ્ઞાનની વૃદ્ધિ માટે ઇચ્છાપૂર્વક ધારણા રાખે છે તેવાજ આ ભૂમિકામાં રહે છે. અને આંહી રહેવાથી તેઓ ઉપરની ભૂમિકામાંથી થતી અસર ગ્રહણ કરવા સારી રીતે યોગ્યતા પ્રાપ્ત કરે છે. અન્યો અન્ય વ્યવહારનું સાધન પ્રતિદિન વૃદ્ધિ પામે છે અને મોટું થતુ જાય છે. એથી કરી તેમાં થઇ સંપૂર્ણ રીતે ઉપરની અસર વહે છે. આ અસરની શક્તિ એવી છે કે વિચારણાશક્તિ આશ્ચર્યકારક સ્પષ્ટતા અને તીવ્રતા પામે છે. જેઓ હજી ખીલતા જાય છે તેને પણ આ અસર જણાય છે. અધોમનમાં તે ફળીભૂત થતાં તે મનુષ્ય સૂક્ષ્મ જ્ઞાન અને તત્વજ્ઞાન પ્રાપ્ત કરવાનું વલન ધરાવે છે. સારી પેઠે જે ખીલેલા હોય છે તેની દૃષ્ટિ બહુ વિચક્ષણ થાય છે. તેને ભૂતકાલનું યથાર્થ જ્ઞાન થાય છે, કર્મનાં મૂલ જાણી શકે છે, તે કેમ અને કેવાં ફલ આપશે એ વાત તેના સમજવામાં આવી જાય છે, અને કયાં કર્મ હજી ફલ આપવા તત્પર થયાં નથી એ પણ જાણી શકે છે.

સ્થૂલ શરીરથી મુક્ત થયા પછી આ ભૂમિકામાં આવનાર જીવાત્માઓને પોતાની વૃદ્ધિ કરવાની બહુ સારી તક મળે છે. આંહી તેઓને આગળ વધેલા અન્ય જીવાત્માઓ વધારે સારૂ જ્ઞાન આપે છે, આંહી તેઓ પોતાના ગુરૂઓના અપરોક્ષ સમાગમમાં આવી

શકે છે. આંહી હવે વિચાર-રૂપનાં ચિત્ર માત્ર જોવાનાં નથી, આંહીનો અવર્ણ તેજના ઝળકારા થાય છે. એક જીવાત્માના વિચાર બીજા પ્રતિ જાય છે ત્યારે તે તત્વરૂપે એક તારાની પેઠે જાય છે. મુખ્ય તારામાંથી વહેતા તેજના તરંગથી તેઓનો પરસ્પરનો સંબંધ પ્રદર્શિત થાય છે એટલે પૃથક્ પૃથક્ કહેવાપણું રહેતું નથી. આંહી વિચાર એક ઓરડામા દિવાના જેવો દેખાય છે એટલે તે વડે તેની આસપાસ સર્વ દેખાય છે પણ તેને પોતાને દેખાવા કોઈ અન્ય સાધનની જેમ જરૂર રહેતી નથી, તેમ વિચાર દર્શાવવા વાણીની જરૂર નથી.

ઉપરનો ભાગ:—આ ભૂમિકા સર્વથી તેજસ્વી છે. આપણી મનુષ્ય જાતિમાંના બહુજ થોડા આંહી નિવાસ કરવા પામે છે. એટલે શિખર માત્ર મહાત્મા અને મહાન્ યોગીઓ પોહોચી શકે છે. રૂપ—રંગ—નાદ આંહીનાં અવર્ણ્ય છે. વૈખરી ભાષાના શબ્દ તેના તેજસ્વી સૌંદર્યનુ વર્ણન કરવા સમર્થ નથી. એટલુજ કહેવું બસ થશે કે એવી સ્થિતિને આપણામાંના થોડાજ ભોગવવા પાત્ર છે પરતુ એવી આશા બધાય છે કે બીજા પણ એ શિખરે પોહોચી શકશે; અને એ પણ નીચેની ભૂમિકાઓમાં વાવેલાં બીજનાં ફલ છે એમ જણાય છે. માનસિક કેળવણીની અત્યાવસ્થાએ તેઓ પોહોચેલા છે અને ત્યાં ઉત્તમ તથા અધોમનની ઐક્યતા થઇ ગઇ છે. તેઓની દૃષ્ટિ ઉપરથી અવિદ્યાનો પડદો ખશી ગયો છે અને દેહને વિષે આત્માભિમાન રહ્યો નથી તેઓને જ્ઞાન પ્રાપ્ત થવાથી પોતે દેહ અને તેના સ્વભાવથી જુદો છે એવુ સમજી અનુભવવામાં આવેલુ છે અને આત્માના અનુભવ માટે આ સર્વ સાધન છે માટે તે પ્રમાણે તેનો ઉપયોગ કરે છે. પૂર્ણાંશે જે ખીલ્યા નથી તેઓ આ ઉપાધિઓનાં બંધનમાં રહી સંપૂર્ણ અનુભવ પ્રાપ્ત કરી શકે નહિ એવું વખતે બને પરતુ તે પ્રત્યે અહંમમત્વ ભાવ રાખી તે ભુલમાં પડે એ તો વાતજ બનવાની નહિ. તેઓના અનુભવ જ્ઞાનનુ તેમને સદા ભાન રહેવાથી પ્રતિદિન તેમજ પ્રતિજન્મ તેઓ એવી ભુલ કરતા અટકે છે. વળી છેક ઓછે અંશે ખીલેલા આ ભૂમિકાના જીવોને એ જ્ઞાન કદાપિ જન્માંતરને લીધે સ્થૂલ-ઇંદ્રિયો પર્યંત પોહેચે નહિ તો પણ તેનું સામર્થ્ય એટલું બધું છે કે તેના વ્યવહારના સર્વ વિચારોમાં એ જ્ઞાનનો આભાસ થયા કરે છે. પૂર્વ જન્માંતર જોવા બેસવાની જરૂર રહેતી નથી પણ તેનું જ્ઞાન વર્તમાન કાલના જ્ઞાનમાંજ પ્રદર્શિત થયા કરે છે. એવાં માણસોને સર્વ કાંઇ સઘળું અનેક નહિ પણ એકજ દેખાય છે.

મહાત્માઓની કલ્યાણકારક અસરો ઘણે ભાગે આ અરૂપલોકની ઉચ્ચ ભૂમિકામાંથી વહન કરે છે અને ત્યાંથી તેઓ મનુષ્યજાતિને ખીલવવા પ્રયાસ કરે છે. તેને માટે પૃથક્ પૃથક્ મનુષ્યના જીવાત્માને તેઓ કામે લગાડે છે. તેઓના આત્મજ્ઞાન અને તત્વજ્ઞાનને વિચારવા તેઓ પ્રેરણા કરે છે તેથી કરી તેઓની બુદ્ધિનો પ્રકાશ થાય છે અને મનોવૃત્તિ નિર્મળ થાય છે. તેઓની સ્વાભાવિક સમજશક્તિ પણ પૂર્ણ જાગ્રત્ થાય છે. અને તેથી કરી તે ઉચ્ચ વિચારશ્રેણિ તરફ ગમન કરે છે. સૂર્યનાં કિરણો એક મધ્યબિંદુથી જેમ સર્વત્ર પડતાં દેખાય છે અને જે જે વસ્તુ ઉપર તે પડે છે તે તે તેના સ્વાભા-

વિક ધર્મ પ્રમાણે તેવો ઉપયોગ કરે છે તેવીજ રીતે આ ભૂમિકામાં નિવાસ કરનાર મનુષ્યો–મહાત્માઓ જે પ્રકાશ કરે છે અને જે જીવનશક્તિ ચલાવે છે તે સર્વ જીવો પ્રતિગમન કરે છે. આ પ્રમાણે કરવું એ તેઓનું કર્તવ્ય છે અને તેનો યથાશક્તિ લાભ લઇ પ્રત્યેક જીવ આગળ વધે છે અને ખીલે છે. સર્વ લોકમાં જે નિયમ સામાન્ય પ્રવર્તે છે તે પ્રમાણે આ દેવલોકમાં પણ પરોપકાર કરવો એ ઉત્કૃષ્ટ કર્તવ્ય ગણાય છે. એટલે માનસિક કેળવણીની અલ્પાવસ્થાએ પોહોચેલા આપણા બંધુજનો જેઓ શક્તિના ભંડાર છે તેમની તરફથી, પોતાની વૃદ્ધિ કરવાની ઇચ્છા રાખવાવાળાં મનુષ્યો જે મથન કરે છે તેમાં શક્તિ પ્રાપ્ત થાય છે.

---

૩

## અભ્યાસ

( અનુસધાન પૃષ્ઠ ૧૮૨ થી )

સમાધાન શું છે અને સમાધાન શું નથી તે વિષે લક્ષમાં રાખવા યોગ્ય વિચાર આપણે કરી આવ્યા. સમાધાન એટલે સમ એવા બ્રહ્મને વિષે સર્વદા ચિત્તનું સ્થાપન કરવું તે. બ્રહ્મ સર્વદા સમ છે, સમ એટલે સમાન, એકરસ, એકરૂપ, નિર્વિકાર ઇત્યાદિ કહી શકાય તે વાસ્તવિક છે, પરંતુ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે હું સર્વભૂતને સમ છું, મને કોઈ દ્વેષ્ય નથી કે પ્રિય નથી, તેવી જે રાગદ્વેષાદિ દ્વંદ્વમાત્રની વચમાંની સમતા તેને અત્ર સમ–શબ્દે કરીને કહેવાનો હેતુ છે. શીતાતપ, રાગદ્વેષ, આદિ દ્વંદ્વમાં સમ સાચવવાનું નામ સમાધાન છે; એજ ન્યાય અને વિશ્વવ્યવસ્થાના સ્વાભાવિક નિયમનું સ્વરૂપ છે. વૃત્તિને બ્રહ્માકાર કરી, બ્રહ્મની સર્વમયતા વૃત્તિમાં ઉતારવી એટલે સમત્વજ પ્રાપ્ત થાય. વિશ્વની વ્યવસ્થાજ સમતા ધોરણ ઉપર છે. એક સામાન્ય મનુષ્યશરીર જોઇએ તો તેમાં પણ જ્વરાદિ રોગની પીડા થાય છે તે શરીરનો સમ પુનઃ સ્થાપી આપવાને માટે થાય છે; ઉત્પાત, ઉલ્કાપાત, ભૂકંપ, અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, આદિ સર્વસામાન્ય આપત્તિઓ પણ વિશ્વલીલાના સમમાં વિષમતા થવાથી નીપજી આવે છે, અને સમની સ્થાપના થતાં શાન્ત પડે છે; સંપત્તિ વિપત્તિ આદિ અનુભવમાત્રમાં સમતા ઉપજાવવી એજ સાર છે. અનુભવ આવવો એમ જે કહેવાય છે, અમુકને હજી અનુભવ નથી એમ ખામી દર્શાવવામાં આવે છે, પાંડિત્ય પ્રાપ્ત થયા છતાં અનુભવનો ઉદય થયો નથી એવું જે બોલાય છે, તે સર્વમાં તાત્પર્ય એમ છે કે તે તે વિષયના સમનું રહસ્ય તે તે વ્યક્તિના જાણવામાં આવ્યું નથી, ને તેથી અનેક પ્રકારે વિષમતા ઉપજાવી પોતે દુઃખ માને છે અને અન્યને મનાવે છે. અનુભવ એટલે મનકર્મવાણીથી કોઇ પણ વાતનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર થઇ આવવો તે; અનુભવ કદાપિ દ્વંદ્વ અથવા દ્વૈત વિના થતો નથી; અને અનુભવનું રહસ્ય દ્વૈતનો જ્યાં અભાવ છે એવી દ્વંદ્વમાત્રની મધ્યની જે સ્થિતિ છે ત્યાં રહેલું છે. અદ્વૈત એક બ્રહ્મમાં સૃષ્ટિ અને જગતનો આરોપ થાય છે ત્યાં પણ ઉપનિષદોમાં 'હું એક છું તે બહુ થાઉં' એમ દ્વૈતોત્પત્તિ કહેલી છે. એમ કહેવામાં હેતુ એટલોજ છે કે અદ્વૈતને અદ્વૈતનો અનુભવ થવાને માટે દ્વૈત આવશ્યક છે, ને વાસ્તવિક દ્વૈત તો છે નહિ, એટલે દ્વૈતનો આરોપ કરવામાં આવ્યો છે. 'બહુ થાઉં' એવી સ્વેચ્છાએજ અદ્વૈત દ્વૈત થયું છે એમ એ

આરોપ કહેવાતુ તાત્પર્ય છે. મનુષ્યમાત્ર, વ્યક્તિમાત્ર અદ્વૈત છે, પણ પોતાને વિષે દ્વૈતનો આરોપ સ્વેચ્છાથી કરીને ક્ષણે ક્ષણે 'બહુ' થાય છે, ને અનંત જગતનું પોતે સ્રષ્ટા અને સંહર્તા ક્ષણે ક્ષણે બને છે, પરંતુ એ બધા દ્વૈતારોપનો હેતુ અનુભવ પ્રાપ્ત કરવાનો છે, અદ્વૈત અદ્વૈતને અનુભવે એવો એ આરોપનો હેતુ છે. જ્યારે દ્વૈત એટલે દ્વંદ્વમાત્રની મધ્યના સમત્વનો ઉદય વૃત્તિમાં થઈ આવે છે, દ્વંદ્વમાત્રમાં સમત્વનું દર્શન ઝટ થાય તેવી સરલતા અને સહજતા પ્રાપ્ત થાય છે, ત્યારે આરોપની આવશ્યકતા રહેતી નથી, આરોપિત જે દ્વૈતભાવના તેનો અપવાદ નામ અસ્ત થઈ જાય છે, ને અનુભવનો અવધિ આવી રહે છે. અદ્વૈત અદ્વૈતને અનુભવી નિરવધિ સમતાના આનંદમાં વિહરે છે.

અનુભવ અથવા સમની પ્રાપ્તિ તે સમાધાન; સમ એવા બ્રહ્મને વિષે સ્થિતિ તે સમાધાન. એ સમાધાનની પ્રાપ્તિના અનેક માર્ગ છે. કર્મયોગ, ભક્તિયોગ, જ્ઞાનયોગ, એવા જે ત્રણ યોગ ગીતામાં કહ્યા છે તે સર્વમાં સાર એ છે કે સમ પ્રાપ્ત કરી તેના ઉપર સ્થિતિ કરવાને યત્ન કરવો. કર્મમાત્ર ફલાભિસંધિરહિત થઇને કરવાથી તે તે કર્મજન્ય જે રાગદ્વેષ તે ઉદ્‌ભવતા નથી અને અંતઃસ્થ ઓજનો વ્યય થતો નથી. ભક્તિયોગથી જેનું ભજન હોય તદાકાર વૃત્તિમાત્ર રહેતાં અને સર્વ તદર્પણ થતાં પણ રાગદ્વેષાભાવ થઇ ઉભય અંતની મધ્યનું જે સમત્વ તે પ્રાપ્ત થાય છે. જ્ઞાનયોગ એટલે શ્રવણ મનન નિદિધ્યાસનાદિ પ્રકારોથી, તેમજ સંસ્કૃત પ્રાકૃત આદિ ગ્રંથોમાં વર્ણવેલી અનિર્વચનીયખ્યાતિ આદિ પ્રક્રિયાઓથી, ગુરુ આદિ દ્વારા અનેક દૃષ્ટાંત આખ્યાનાદિથી, બુદ્ધિને દ્વંદ્વમાત્રના સમ ઉપર સ્થાપવાનોજ હેતુ છે; વેદાન્તની અનેકાનેક પ્રક્રિયાઓ પણ તેજ અર્થે બાંધવામાં આવી છે. અધિકારી અનેક પ્રકારના થાય છે, અને જેનો જેવો અધિકાર હોય તેને તેવી પ્રક્રિયા રુચે છે તથા તેના આચારમાં પ્રવેશ પામી શકે છે; સર્વ પ્રકારો સર્વ કોઇએ જાણવા કે કરી જોવા એવું આવશ્યક નથી, જે તે પ્રકારે અનુભવ આવે, સમની પ્રાપ્તિ થાય, એજ સાધ્ય છે. એટલાજ માટે સાધકને ઇષ્ટ છે કે તેણે અનેક ગ્રંથો વાચવા, અનેક ગુરુ પાસે શ્રવણ કરવું, અનેક પ્રશ્નોત્તરો અને વાદવિવાદો કરવા, વેદાન્તશાસ્ત્રમાં નિપુણતા મેળવવી, એ આદિ પ્રવૃત્તિમાં શ્રેય માનવું નહિ; પોતાનો અધિકાર પોતાની મેળે કે ગુરુદ્વારા જાણી લેઇ, વારંવાર તે ઉપર દૃષ્ટિ રાખી, જે તે કોઇ એક પ્રક્રિયા લેવી અને તેનો અનુભવ કરવા યત્ન કરતાં સમત્વની પ્રાપ્તિ થાય એમ આચાર વિચારનું વહન સાધવું. એજ સમાધાનનો માર્ગ છે.

પ્રવૃત્તિ, પછી તે મનની વાણીની કે શરીરની પણ પ્રવૃત્તિમાત્ર અમુક પ્રકારના વેગ વિના સંભવતી નથી, અને વેગમાત્રમાં કાંઇને કાંઇ વ્યય થયા વિના રહેતો નથી. સર્વ વ્યય કરતાં જેને યોગબલ અથવા સપ્તધાતુ કરતાં જે અષ્ટમ ધાતુ ઓજ કહેવાય છે તેનો વ્યય થવાથી મનુષ્ય એવું ભ્રષ્ટ અને પતિત થાય છે કે તેના મનુષ્યજન્મનું સાફલ્ય આ એક જન્મમાં થઇ શકવાનો માર્ગજ રહેતો નથી. અને છતાં પ્રવૃત્તિ તથા તજ્જન્યવેગ વિના જીવિતજ સંભવતું નથી. ત્યારે, સમાધાન એટલે સમ જે ઉપર વર્ણવેલી સમતા તેનું અતઃકરણને વિષે નિરંતર આધાન નામ સ્થાપન કરી રાખવું, આઘું પાછું ચલાય તોપણ ત્યાંજ આવવા યત્નવાન્ રહેવુ, એથી કરીને વેગને અંગે આવશ્યક એવો જે વ્યય

તે થશે નહિ, અને સુહજાનંદની સ્થિતિ સર્વદા અનુભવમાં રહેશે. આ પ્રકારે વ્યવહારનિર્વેગ હોય તોજ અંતરમાં બલની સમૃદ્ધિ વધે અને આકૃતિની ભવ્યતા સાથે ચિત્તની શાન્તિ અને સંકલ્પની સિદ્ધિ સહજમાં થઈ આવે.

વિવેક, વિરાગ, શમાદિસંપત્તિ એ ત્રણનું વિવેચન કરતે કરતે આપણે આ પ્રકારે શમાદિસંપત્તિમાંના છેવટના અંતઃ સમાધાનનું નિર્વચન કરી રહ્યા. આ ત્રણ સાધનની પ્રાપ્તિ છતાં પણ એક ચતુર્થ સાધન અવશેષ રહે છે, અને તે પ્રાપ્ત થાય ત્યારે સાધનચતુષ્ટયસંપન્નસાધક અધિકારી કહેવાય છે. અધિકારિલક્ષણુજ સાધનચતુષ્ટયસંપન્નપ્રમાતા તે અધિકારી એમ વેદાન્તસારમાં કહેવામાં આવ્યું છે, અને એ લક્ષણમાં પ્રમાતાશબ્દનું શુ પ્રયોજન છે તેનો વિચાર પણ આપણે આગળ કરીશુ. પરતુ જે સાધનચતુષ્ટયસંપન્ન થવાથી અધિકારી થવાય છે તેમાંનું ચતુર્થ સાધન જે મુમુક્ષુતા તે વિષે હવે આપણે વિચાર કરી જોઇશુ. ( આગળ ચાલુ )

---

૩

શ્રદ્ધ.

૧

શંકરાચાર્ય.

શંકરાચાર્યના સમયનો નિર્ણય કરવાને ઘણી પાસાથી લેખો પ્રવર્તે છે; તેમણે આર્યાવર્તની ચાર સીમાએ સ્થાપેલા શારદા, જ્યોતિષ્, ગોવર્ધન અને શૃંગેરી મઠમાંની આચાર્યપરંપરાઓને આધારે, તેમ બ્હારનાં બીજાં પ્રમાણોથી એ સબંધે વિવિધ પ્રકારના નિર્ણયો કરવામાં આવે છે. આટલુજ નથી, પણ શંકરાચાર્યના પોતાના અતર્જીવન વિષે પણ આપણને ઝાઝું જાણવામાં નથી. આનંદગિરિ અને માધવાચાર્યના શંકરદિગ્વિજયોમાં પણ તેમના આચાર્યત્વને અનુકૂલ વાદવિવાદ અને જયપરાજયની કથા કરતાં અધિક આપેલું નથી. મલબાર કીનારા ઉપર કોઇ અપ્રસિદ્ધ ગામડામાં જન્મ પામેલું આ બાલક આચાર્યત્વને કેવા અંતર્વિકાસના ક્રમથી પ્રાપ્ત થયું તેનો ઇતિહાસ આપણી પાસે નથી, તે આપવાનાં સાધન પણ દુર્લભ છે, માત્ર તેમના અનેકાનેક ઉદ્ગારોમાંથી આપણને તેમના પરમાહ્લાદનો સ્પષ્ટ અનુભવ થઇ શકે છે. એ બધી વાત અતિ ઉપયોગી છતાં આપ્રસંગે તેમના જીવનની કે તેમના દિગ્વિજયની કે તેમના સમયની એકે ચર્ચા કરવાનો આપણો ઉદ્દેશ નથી. શંકરાચાર્યે એવું શું કર્યું કે જેથી તેમનુ જગદ્ગુરુત્વ સિદ્ધ થઇ આવ્યું એટલા એક પ્રશ્ન ઉપરજ આપણે વિચાર કરીશું તો એ વ્યક્તિના અગાધ માહાત્મ્યનું આપણને કાંઇક ભાન થઇ શકશે; અને એવા ઇશ્વરાવતાર મહાત્માના ગુણાનુકીર્તનનો આપણને આનંદ આવશે.

શંકરાચાર્યનું નામ અદ્વૈતવેદાન્ત—કેવલાદ્વૈત—સાથે જોડાયલું છે; પણ વેદ અને ઉપનિષદો શંકરાચાર્યના પૂર્વના સમયમાં વિદ્યમાન હતાં, વ્યાસનાં વેદાન્તસૂત્રો, શ્રીકૃષ્ણોક્ત ભગવદ્ગીતા, અને ગૌડપાદ આદિ મહાત્માઓના વેદાન્તની રહસ્યપરિપાટી પ્રસિદ્ધ કરતા મધુર લેખ પણ સર્વ સાથે વિદ્યમાન હતા. ત્યારે શંકરાચાર્યે અદ્વૈતનો કોઇ નવો શો પ્ર

કર્યો કે તે વિચારની નવી પ્રસિદ્ધિ કરી એવું કહેવાને આપણી પાસે વિશેષ કારણ જણાતું નથી છતાં શંકર અને કેવલાદ્વૈત એ શબ્દો એક એકના પર્યાય જેવા થઇ ગયા છે, અદ્વૈતના ઉદ્ધારક, સ્થાપક, અને પ્રસિદ્ધિકર્તાજ આચાર્ય ભગવાન્ હોય એમ મનાયું છે એ માનવામાં બહુ સાર્થકતા છે, ને તે સાર્થકતા શાથીછે એ જોવાનુંજ આપણું કામ છે. એ જોવા જાણવાથી કેવલ ઐતિહાસિક મહાપુરુષના કર્તવ્યની મહત્તા સમજવી એટલોજ લાભ નથી, વેદાન્ત ઉપર શ્રદ્ધા કરતા સુજનોએ કેવા માર્ગથી તે પરમાનુભવનો સાક્ષાત્કાર પામવો એ સમજવાના ક્રમમાં પણ આ સમજણથી ઘણો લાભ થવાનો સંભવ છે

આર્યાવર્તમાં વેદમાર્ગની પ્રવૃત્તિ થઈ રહી હતી, સર્વત્ર કર્મમાર્ગનું અતિશય પ્રબલ પ્રવર્તતું હતું. કાલક્રમે કરી આર્યજનો જેમ જેમ અધિકાધિક દેશ પ્રાપ્ત કરતા ગયા, દેશપ્રાપ્તિને અંગે અનેક પ્રકારની રાજ્યાદિવ્યવસ્થા તેમને માથે આવતી ગઇ, અને વિવિધ વર્ણ અને જાતિ આદિનો તેમને સંસર્ગ થતો ગયો, તેમ તેમ તેમના મૂલના આચારવિચારમાં કાંઈક શિથિલતા આવતી ગઇ. એ વાત તો નિર્વિવાદ હતી કે અદ્વૈતભાવનાજ વેદ એટલે જ્ઞાનમાત્રના રાશિરૂપ જે સંગ્રહ તેના અંતના ફલ રૂપ વેદાંત એ નામને યથાર્થ રીતે પાત્ર હતી પરંતુ એ વેદાન્તની ભાવના અપરિપક્વ હૃદયોમાં ઠરી શકે એવી નથી, ઠરી શકે એવી નથી એટલુંજ નહિ પણ યથાર્થ રીતે ઠરે નહિ તો હાનિ ઉપજાવે એવી છે. આપણા પ્રાકૃત કવિ દયારામભાઇએ કહ્યું છે તેમ,

સિંહણ કેરૂં દૂધ હોય તે સિંહણ સુતને જરે,
કનકપાત્ર પાખે સહુ ધાતુ ફોડીને નીસરે—પ્રેમ રસ૦

વેદાન્તભાવના પણ એવાજ પ્રકારની છે. આવું એ ભાવનાનું ઉદ્ધારક પણ અનધિકારીને મારક સ્વરૂપ સમજી બ્રાહ્મણો એ ભાવનાનો ઉપદેશ અતિ વિરલ અધિકારીઓને કરતા, અને પોતે એજ વિદ્યાની ઉપાસનામાં અવિદ્યાના પ્રપંચમાત્રથી નિર્મુક્ત રહી વિદ્યાનો સંગ્રહ અને ઉદ્યોગ ચલાવતા. રાજ્યવ્યવસ્થા પણ આવા વિષયવિભાગને અનુકૂલ હતી અને વર્ણાશ્રમધર્મની મર્યાદા સર્વને પોતપોતાની યોગ્યતાનુસાર ગુણાધાન કરતી હતી. એવામાં ધીમે ધીમે શૂદ્ર, નિષાદ, આદિ નવીન વર્ણોની વૃદ્ધિ થવા લાગી, વર્ણસંકર પ્રજાઓ પણ ઉત્પન્ન થતી ચાલી, અને બ્રાહ્મણોની આવી મહત્તાને એક પાસાથી સહન ન કરવાની તેમ બીજી પાસાથી કર્મકાંડના વિસ્તારમાં કાંઇ સાર ન જોવાની વૃત્તિ જન્મ પામી. આર્યાવર્તમાં ઘણે ખરે સ્થાને આવો વિચાર પ્રવર્તવા લાગ્યો. એજ સમયે કપિલવસ્તુના મહારાજાને ત્યાં પ્રસિદ્ધ મહાત્મા શ્રીબુદ્ધદેવનો જન્મ થયો. તેમને પ્રકાશની પ્રાપ્તિ થઈ, અને તે થોડાકમાંજ પ્રબુદ્ધ થયા એમના ઉપદેશનો સાર એ હતો કે જગત્ મિથ્યા છે, દુઃખ રૂપ છે, અને દુઃખમાત્રનું નિદાન તૃષ્ણા અથવા કામ છે; તૃષ્ણારહિત થઈ નિર્વાસન થવાથી મુક્તિ અથવા નિર્વાણ અનુભવાય છે આ ઉપદેશમાં અને અદ્વૈત વેદાન્તના ઉપદેશમાં દેખીતો ફરક કશો નથી. મહાત્મા શ્રીબુદ્ધને જે પરમ સત્ય છે તેનું દર્શન થયું છે તે તેજ તેમણે ઉપદેસ્યું છે જે હૃદયો પરમ જ્ઞાનને પ્રાપ્ત કરે છે, તેમનો દ્રવીભાવ એવો આર્દ્ર અને મધુર હોય છે કે તેમનામાં 'સ્વ' એનું ભાન પણ રહેતું નથી, હું જ્ઞાન પામ્યો છું, મને આનંદ થાય છે, એ ભેદબુદ્ધિજ તેમનામાં રહેતી નથી, વિશ્વમાત્રના સુખ માં

દુખ પોતાનાજ રૂધિરમાં ધડકતાં હોય એમ તેમની કોમળ ઉદારતા સર્વત્ર વિલસી રહે છે. બુધ્ધ મહાત્માએ વિશ્વમાત્રનો ઉધ્ધાર કરવાને પોતાના હૃદયમાં પ્રકટ થયેલો પ્રકાશ સર્વના હૃદયમા પ્રકટ કરવાનો આરંભ કર્યો. તેમને પક્ષે તો સર્વથા તેમના હૃદયની પ્રસાદી વિશ્વને મળે એવા વિશ્વનું અહોભાગ્ય હતું, પણ વિશ્વ પોતે તેમના એ પ્રસાદનો સદુપયોગ કરે એવા અધિકારને હજી પ્રાપ્ત થયું ન હતું.

બ્રાહ્મણોએ ચિરકાલથી કોઇને પણ પ્રવેશ આપવામાં ઘણોજ સખ્ત હાથ રાખી જે ગુહ્યાગારનાં દ્વાર સાચવી રાખ્યાં હતાં તે આમ એકા એક ઉઘાડી ગયેલું જોઈ સર્વ વર્ણ અને સર્વ આશ્રમના લોક નિર્વાણ પદનીએ પહોંચવાના ઔત્સુક્યથી મહાત્માશ્રી બુદ્ધના ઉપદેશને બહુ ભક્તિપૂર્વક શ્રવણ કરવા લાગ્યા. નાત, જાત, વર્ણ, આશ્રમ કશાની અપેક્ષા નથી, વેદમાર્ગના કર્મકાંડ આદિનો આડંબર વ્યર્થ છે, એકના એક બુદ્ધપ્રોક્ત ધર્મદેશનાના આદેશને અનુસરતાં નિર્વાણ કરતલગત છે, એવી ભાવના સર્વત્ર પ્રસરતી ચાલી અને સર્વને પ્રિય પણ થવા લાગી. એ બુદ્ધધર્મની શક્તિનો વિચાર આપણને ત્યારેજ આવી શકે કે જ્યારે બુદ્ધના અનુયાયી મહારાજા અશોકનું આખા આર્યાવર્ત ઉપરનું ચક્રવર્તી સામ્રાજ્ય આપણા સ્મરણમાં રહે હિમાલયથી લંકા સુધી બૌધ્ધનોજ મહિમા પ્રચલિત થઇ ગયો આવા સમયમાં શંકર ભગવાનનો પ્રાદુર્ભાવ થયો. શંકરાચાર્યે બ્રાહ્મણધર્મની પુનઃસ્થાપના કરવા જે દિગ્વિજયાદિ મહાપ્રારંભ કર્યો છે તે ઉપરથી તેમના અનુયાયીઓએ બૌધ્ધોનો સંહાર કરી બુધ્ધધર્મને દેશમાંથી ઉચ્છિન્નપ્રાય કર્યો એમ માનવામાં આવે છે, પણ એ વાતનો પ્રતીતિકારક પુરાવો મળી શકતો નથી અને એમાં કાંઈ સત્ય હોય એમ લાગતું નથી વાસ્તવિક વાત એવી જણાય છે કે બુધ્ધધર્મમાં અધિકારની અપેક્ષા વિનાજ સર્વત્ર જે પરમ રહસ્યનો ઉપદેશ થતો હતો તેને પરિણામે ભ્રષ્ટતા વધારે પેસી ગઈ હતી. વાક્‌પાંડિત્યમાત્રમાંજ શુધ્ધતાની સમાપ્તિ થતી હતી, અને આધુનિક વેદાન્તીઓ જેવા બૌધ્ધો તે સમયે બુધ્ધના વિશુધ્ધમાર્ગને કલંક લગાડતા હતા એ ભ્રષ્ટતા વધતે વધતે એટલી બધી વધી કે અશોકના મહારાજ્યની ગાદીએ પણ એક શૂદ્ર પોતાના ધણીનો વધ કરીને ચઢી બેઠો આવી અધમતાના કેટલાક સૂચનો આપણને, તે સમયને ઉદ્દેશી લખાયલા નાટકોમાં બૌધ્ધ ભિક્ષુ અને ભિક્ષુકીઓનો જે ઉપહાસ યોજેલો હોય છે તેમાંથી પણ થઇ આવે છે. વિશિષ્ટાદ્વૈતવાળાએ ઘણે પ્રસંગે અદ્વૈત વાદીઓને 'પ્રચ્છન્ન બૌધ્ધ' એવો ઉપાલંભ આપેલો છે. ત્યારે એક બાજુથી બૌધ્ધોની પોતાની નિર્બળતા અને બીજી બાજુથી શંકર ભગવાનનો ઉપદેશ તે બેની વચમાં એ ધર્મ ધીમે ધીમે હાસ્યજન થઇ ટીબેટ, ચીન, જાપાન, આદિ વિદેશોમાં જઇ વસ્યો હોય તો તેમાં બહુ અસંભવ જેવું નથી.

શંકરભગવાને જે કર્યું તે એટલુંજ કે બ્રાહ્મણધર્મ ઉપર એટલે વેદમાર્ગ અને વેદાન્ત ઉપર સર્વની શ્રધ્ધા પુનઃસ્થાપન કરી. બુધ્ધધર્મમાં કહેલા સત્યને ખોટું પાડવા જેવું હતુંજ નહિ, પરંતુ તેમાં વર્ણ, આશ્રમ, કર્મ, આચાર આદિનો જે અનાદર કરવામાં આવ્યો હતો તેની આચાર્યે આવશ્યકતા દર્શાવી અધિકારાનુસાર જ્ઞાન થઇ શકે છે, અધિકાર વિના ગમે તેવું ઉત્કૃષ્ટ જ્ઞાન પણ લાભને બદલે હાનિ કરે છે એવું સમ-

મત આપનારાઓના ધ્યાનમાં હમેશા રહેતુ નથી એજ દિલગીરી ભરેલુ છે

યદ્યપિ ઘણા મત મળીને કોઈ વાત થઇ શકે તેટલાથી તે વાત ખરી કે યોગ્ય છે એમ સિધ્ધ થતુ નથી તથાપિ જે કામમાં સઘળાનો સરખોજ સ્વાર્થ છે તે કામને તેજ મા ણસોના ઘણા મતથી નક્કી એ ધોરણ એકદરે ખોટુ કહી શકાય તેવુ નથી માણસો મત આપવામા મત અને મતના ધોરણને સમજતા નથી તેથી ઘણી વાર ખરાને બદલે ખોટુજ થઈ આવે છે, પણ જો સર્વ કોઇ પોત પોતાની પૂરી જવાબદારી સમજીને વિચાર પૂર્વક મત આપવા શીખે તો એ ધોરણથી ઘણામા ઘણો લાભ થાય એમા સશય નથી

---

## તુકારામ તાત્યા

મુબઇમાં ધર્મ સબધી પ્રવૃત્તિને અગે ધર્માદાયને અગે, વિદ્યાવૃધ્ધિનાં કૃત્યોને અગે, કે દેશોન્નતિકારક રાજકીય અથવા વ્યાપારી પ્રસગોને અગે, આ ગૃહસ્થનુ નામ સૂક્ષ્મદ્રષ્ટિથી વિચરનાર સર્વ કોઇના જાણવામા હોવુજ જોઇએ અને આટલી બધી સર્વદેશી ઉપયોગિતા છતાં એ પુરુષની સાદાઇ અને કશા પણ દભ કે આડબર વિના કામ કરવાની નિરભિમાનિતા એટલી બધી આશ્ચર્યકારક હતી કે તેમના નામનો શખ્ધ્વનિ વર્તમાનપત્રામા થવા પામ્યો નથી તેઓ ઘણા ધાર્મિક થીઓસોફિસ્ટ હતા, અને યોગાદિ વિદ્યાનો પ્રત્યક્ષ અનુભવ કરવા ઉપરાત વેદાતના શ્રવણ મનનનિદિધ્યાસનમાં બહુ રુચિ રાખતા, એ ધર્મભાવનાને બળે તેમના હ પમા જે વેગ અને વિસ્તાર પસરી રહ્યા હતા તેથીજ તેમની પ્રવૃત્તિમાત્રમા બલ આવતુ હતુ અને તેમને હાથે લાખો રૂપીઆનો પરોપકાર તેમની પોતાની કમાઇમાથી થઇ આવતો પ્રાચીન સસ્કૃત પ્રાકૃત ગ્રથોને ધર્મોન્નતિને અર્થે પ્રસિધ્ધિમાં લાવવાનું મહાભગીરથ કૃત્ય તેમણે આરભ્યુ હતુ ને તે અર્થ તેમણે એક ફડ પણ મૂક્યુ છે ડાક્તર મેક્ષ મ્યૂનરે ઋગ્વેદ સહિતા પ્રથમ છપાવી પણ તે રૂ ૨૦૦) ના મૂલ્યે મળતી હોવાથી સર્વોપયોગી થઇ શકી નહિ એજ સહિતા તથા ભાષ્ય તુકારામે વધારે વિશુદ્ધ કરાવી માત્ર રૂ ૪૫) માં મળે તેવી રીતે મુબઇમા પ્રસિધ્ધ કર્યા છે તેમના ઉદાર ઉદ્યોગના આવા અનેક ફલ ગણાવી શકાય એમ છે ગરીબોને મફત દવા આપવાને તેમણે હોમીઓપેથિક દવાખાનુ ચલાવેલુ છે આવા એક ધાર્મિક, ઉદ્યોગી, દયાળુ, અને શુધ્ધ ધાર્મિક જીવનના અભિલાષી જનોને અનુકરણ કરવા યોગ્ય નરરત્નનો અસ્ત થવાથી અમોને બહુ ખેદ થાય છે.

---

Girijashankar m of Surat Bom


# સુદર્શન.

(તંત્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી.)

(ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર.)

"सत्यं परं धीमहि" —भागवतम्.

પુસ્તક ૧૩. અંક ૧૦. ] (માસિક) [ જુલાઈ. ૧૮૯૮.


૧

## સાહિત્ય.

૧

### રવિદાસકૃત જ્ઞાનરમણિ.

(અનુસધાન ગૃષ્ઠ ૩ થી)

સોઈ પ્રથવી સોઇ તેજહી નીર, સોઇ પવન સોઇ ગગન ગંભીર;
સોઇ શબ્દ સોઇ સ્પર્શહી રૂપ, સોઇ રસ સોઇ ગંધસરૂપ ૪૧
નયન નાશીકા જીવ્હા કર્ણ, સોઈ જ્ઞાનેંદ્રી અકલ અગણ,
પાણી પાય ગુદ શીશ્ન સોવાચ, સોઇ કર્મ ઇંદ્રી ભયા હી સાચ. ૪૨
સત્વ રજ તમ તાકા ઈહી રૂપ, સોઇ મન બુદ્ધી ચિત્ અહંકાર સ્વરૂપે;
વિદ્યા અવિદ્યા સરૂપ સો તાકા, દેવ દાનવ સબ નમહો જાકો. ૪૩
પરા પશ્યંતી મધ્યમા ઓહી, વૈખરી નામ કહાવી સોઈ,
જાગ્રત સ્વપન સુશોપતી તૂરીયા, સોઇ બાહ્ય નીરંતર ભરીયા, ૪૪
ચાર ખાણ ઓહી લક્ષ ચરાશી, પરમ પૂર્ણ સબ રહ્યા પ્રકાશી;
નર્ક સર્ગ બંધ મુક્તિ કહાવી, પાપ પૂન્યકે ફલકી દીખાવી. ૪૫
એહ બીધ રમી સો આત્મારામા, નાના રૂપ નાના ગુણરામા;
કર્મ સુભાવ અનંત અપારા, આપી આપ ભયા સંસારા ૪૬
આપણી ઈચ્છાએ પ્રભુ ખેલી, અનેક રૂપ ધરી ગ્રહ મેલી,
કૈંયાં કહિએ એ આતમ એસા, જાહાં જોઇએ ત્યાં માહી તૈસા. ૪૭
જ્યૂં જ્યૂં ભાવી ત્યૂં રમી ઓહી, આદ પૂર્ણ નીરંજન સોઇ,

રમત રગી ધારી બહુ બેશા, આપી આપહી જૈસા તૈસા. ૪૮
જે મરણ અમરણ કહ્યું કહ્યા ન જાઇ, સબહી ઠોર રહાહી સમાઈ;
આપી સુણી સે આપહી ગાવી, આપહી દેખી આપહી રીઝવી. ૪૯
આપી સુક્ષમ આપહી સ્થુલ, આપી અકુર આપેહી મૂલ;
આપહી બીજ આપ તરૂઓહી, ગાખા પુષ્પ પત્ર ફલ સોઈ. ૫૦
આપહી પીંડ આપ બ્રહ્માંડ, આપી આપસો અકલ અખંડ;
આપહી કીટ આપસો બ્રહ્મા, આપહી કર્મ આપ નિષ્કર્મા. ૫૧
આપહી બદ્ધ ની આપહી મુક્તા, આપહી ભોગી ની આપહી ભુક્તા;
આપહી પુરષા આપહી નારી, આપહી ભૂપ. આપહી ભીખારી. ૫૨
આપહી સેવક આપહી સ્વામી, આપહી યતી આપહી કામી;
આપહી ભોગી આપહી જોગી, આપહી બેદ ની આપહી રોગી, ૫૩
આપહી ગ્રહી આપહી બનબાશી, આપી આપ રહ્યા પરકાશી;
આપહી સગી આપ અસગી, આપા આપ ભયા બહુ રગી; ૫૪
આપી કાયર આપી સરા, આપી આપ સકલ ભરપૂરા;
આપી દૂ અનિ આપિ ધાની ( ? ) આપિ મિલીત આપી અભિમાની. ૫૫
આપી ગરૂ ની આપી ચેલા, આપી અસગી આપહી અકેલા;
આપહી દેવ ની આપહી પાતી, આપહી તીર્થ આપહી જાતી. ૫૬
આપી માય ની આપે બાપ, આપી પૂન્ય ની આપહી પાપ;
આપહી તેજ આપ અધકાર, આપી સાર ની આપી અસાર. ૫૭
આપ દયાળ આપહી કાલ, આપી વૃદ્ધ ની આપહી બાળ;
આપહી કરતા આપહી હરતા, આપહી ભરતા આપહી ધરતા. ૫૮
આપહી બેદ કિતાબ બીચારા, આપહી માંહી ની આપહી ન્યારા;
આપી સત અસત હોઇ આવી, આપહી બરણ અમરણ કહાવી. ૫૯
આપી શીતલ આપહી ઊનાં, આપહી નવા ની આપહી જૂનાં;
આપહી છીલર આપહી દરીયા, આપી આપ નીરતર ભરીયા ૬૦
આપી ગૈ અની આપી બાઘ, આપી સરોવર આપી હી મછ;
આપી ઢીમર આપોહી જાલ, આપહી રક્ષક આપીહી કાલ. ૬૧
ઇહા સબ આપી આપુન્ય દૂવા, ધણીથી નાંહી કો જૂઆ.
કર્તા અકર્તા આપી ઓહી, સબહી ઠામ રહા ભરી સોઇ. ૬૨
આપ અશન્ય આપહી શૂન્ય, આપહી સબદ આપહી ધૂન્ય;
આપહી જ્યોતી આપહી સોહં, ક્ષર અક્ષર આપે સો ઓહં. ૬૩
આપહી જૂઠા આપહી સાંચા, આપહી વાચ ની આપહિ અવાચા;
આપહી તમ ની આપ પ્રકાસ, આપી દેહ છોડી શુધ શ્વાસ. ૬૪
આપહી સક્તી ની આપહી શીવ, આપહી બ્રહ્મ ની આપહી જીવ;
આપ ગરીબ આપહી માની, આપહી મૂરખ આપહી જ્યાની.

૬

અહા ! એવી રીતે, સકળ જગ તું ઇશ્વરે લહે;
ક્ષમા, પ્રીતી મૈત્રી, કરૂણ રસ, હર્ષે હરિ ગ્રહે;
છતાં ના આસક્તિ વિષયરસ માંહી કરી રહે;
જરા ધક્કો છે ના અતિશય છતાં કાળજી હદે.

૭

મળે લૂખી ભાજી, વિવિધ અથવા પાકજ મળે;
મળે લક્ષ્મી ઝાઝી, વિભવ સઘળા વા અહીં ટળે,
ગમે તે સ્થિતિમાં પ્રકટ રમતું અન્ય વિસરી,
બધું પોતારૂપે અનુભવી સહુ એકજ હરિ.

---

૩

# ગ્રંથાવલોકન.

**પૃથુરાજ રાસા***:—દિલ્હીનો છેલ્લો રજપૂત રાજા જેના હાથમાંથી આર્યાવર્તનું સ્વાતંત્ર્ય ખોવાયુ તેની કથા ચંદવરદાયી જેવા સમર્થ કવિએ ચારણી ભાષામા ગાયેલી છે. એ કથાનું માહાત્મ્ય અને કવિત્વ એટલુ બધુ સુપ્રસિદ્ધ છે કે તેના તેજ વિષય ઉપર નવું કવન કરનારને તે મહા કવિની સાથે સરખામણીમા ઉભા રહેવાથી ક્વચિતજ લાભ થવાનો સંભવ હોઇ શકે. છતાં રા. રા. ભીમરાવે તેનો તે વિષય લેઈ સ્વકલ્પિત કાવ્ય રચવાનો પ્રયાસ કર્યો છે. ચંદના રાસાનો વિષય પૃથુરાજના સમગ્ર ઇતિહાસનુ વિલોકન કરાવવાનો છે, આ નવી રચનાનો ઉદ્દેશ તે કરતાં સૂક્ષ્મ અને ઊંડો છે. સંસ્કૃત મહા કાવ્યોની પદ્ધતિ ઉપર આ કાવ્ય રચવાની પ્રવૃત્તિ થઈ છે, અને તેના અગીઆર સર્ગમાં પૃથુરાજ અને સંયોગતાનો પ્રેમ તથા પૃથુરાજ અને શાહબુદ્દીનનો યુધ્ધપ્રસંગ લેઈને કાવ્યકલ્પના વિસ્તારવામાં આવી છે. કાવ્યરચના ઘણે ભાગે છંદોબદ્ધ છે, ક્વચિત્ રોલાવૃત્ત આદિ માત્રામેળ છંદો અને દેશી ચરણીઓ આવે છે.

આ કાવ્યને આરંભે રા. રા. ભીમરાવનું ચરિત્ર સંક્ષિપ્ત રીતે તેમના ભાઈ રા. રા. કૃષ્ણરાવે આપેલુ છે; પછી ગ્રંથના અવતરણ રૂપે રા. રા. રમણભાઈ મહીપતરામે એક નિબંધ લખી આ કાવ્યની પરીક્ષા કરેલી છે; તે પછી કાવ્યના અગીઆર સર્ગ છે; અને છેવટ એક શત પૃષ્ઠનો કાવ્ય ઉપર, કર્તાના ભાઈ રા. રા. નૃસિંહરાવે આશરે સવાત્રણસો પૃષ્ઠની ટીકા આપેલી છે. રા. રમણભાઇ જેવા પરીક્ષક, રા. નૃસિંહરાવ જેવા ટીકાકાર તેમણે આ કાવ્યની પંક્તિએ પંક્તિ અને અક્ષરે અક્ષરની યોગ્યતા વિચારી છે, અને વ્યાકરણદોષ, પિંગલદોષ, તથા સર્વોપરિ અર્થની ક્લિષ્ટતાના દોષનો સર્વસ્થાયથાયોગ્ય સ્વીકાર કર્યો છે. ક્લિષ્ટતા તો એટલી બધી છે કે રા. નૃસિંહરાવે ઘણું ખરા

* રચનાર રા. રા. ભીમરાવ ભોળાનાથ. અમદાવાદ, આર્યોદય પ્રેસ, કિંમત ૧.

શ્લોકોનો ગદ્યમાં અનુવાદ કર્યો છે તે જોવામાં ન આવે તો કાવ્યમાંથી અર્થનું સ્ફુરણ થવું અશક્ય જેવુંજ છે.' આ પ્રકારે કાવ્યમાં દોષ છતાં પણ રા. ભીમરાવનામાં કવિત્વના અંશો છે, તેમની કાવ્યરચનામાં માધુર્ય અને શબ્દલાલિત્ય છે, રસનિષ્પત્તિ કરવાનું તેમનામાં સામર્થ્ય છે, અને તેમની રસવૃત્તિ વિશુદ્ધ છે, એટલા ઉપરથી તેમનું કાવ્ય વાચકવર્ગ આગળ મૂકવામાં આવ્યું છે. ને જે ગુણ છે તે પણ રા. રમણભાઇ તથા રા. નૃસિંહરાવે દર્શાવ્યા છે અને અવતરણ તથા ટીકાનું સૂક્ષ્મ અધ્યયન કરવાનો શ્રમ લીધા પછી સહૃદયને જે કાવ્યાલ્હાદ આવી શકે તે લેવાનો માર્ગ કરી આપ્યો છે.

ગુણ દોષનો સરવાળો કરીને સમગ્ર કાવ્ય વિષે રુચિ અરુચિ દર્શાવવાનું કામ રસનિષ્પન્ન વાચકોનું છે. સમગ્ર કાવ્યને કાવ્યરૂપે વાચતાં અર્થ સ્ફુરતો નથી તો ચમત્કૃતિ તો સમજાયજ ક્યાંથી ? માત્ર શબ્દલાલિત્ય અને કોઈ કોઇ શ્લોકની સુંદરતા લક્ષમાં આવે છે, અને " આ શાં અણુગણ તારાકદરે દીપે શ્યામ નિશામાં " એવું રસપૂર્ણ કાવ્ય તો એકાદજ મળી આવે છે; ટીકામાં કરેલું પાંડિત્ય બહુ આયાસે મૂલની સાથે મેળવી મેળવીને અર્થ ઉપજાવીએ ત્યારે પણ કોઇ અપૂર્વ ચમત્કાર સિદ્ધ થતો નથી. આવી સ્થિતિમાં આ કાવ્યને જનસમાજ આગળ એક મહાકાવ્યરૂપે બહાર મૂકવામાં, અવતરણ લખનાર અને ટીકાકારનાં સમર્થ નામનો આશ્રય નહોય તો, કાંઇપણ સાર નથી એમજ કહેવું પડે. રા. ભીમરાવ હવણાં વિદ્યમાન નથી, એટલે ' આ તેમની કૃતિને કોઇક ઓપ આપીને રંજનક્ષમ કરી શકવાનો સંભવ નથી; રંજન કરવાના અંશો એમાં ઝાઝા નથી એનો અવતરણમાં તેમ ટીકામાં ,થયેલા ગુણદોષવિવેચનના પ્રયત્ન ઉપરથી સુજ્ઞને સહજે સમજાય તેવું છે; ને રંજનક્ષમતાની ખામી અવતરણકાર કે ટીકાકારના નામોથી પૂર્ણ થવી અશક્ય છે. જે ન્યાયે આપણે બીજાં આવાં કાવ્યોને પ્રસિદ્ધિયોગ્ય ગણતા નથી, તેજ ન્યાય રા. ભીમરાવની આ કૃતિને લાગવો જોયતો હતો. તેમની અન્યકૃતિઓ, કેટલીક લાવણીઓ વગેરેમાં તેમનું કવિત્વ સ્પષ્ટ છે, ને તેનો સંગ્રહ કરીને પ્રસિદ્ધ કરવાથી વાચકવર્ગને આનંદ મળવા સાથે, સાચી કવિતાના દૃષ્ટાંતનો પણ લાભ થશે.

અવતરણકારે કાવ્યરચના સંબંધે એક બે વિચારો એવા દર્શાવેલા છે કે જેના ઉપર ચર્ચા થવી આવશ્યક છે. પૃથુરાજરાસો રચવામાં ચંદનું જે દૃષ્ટિબિંદુ છે તે રા. ભીમરાવનું નથી. " ચંદને પોતાના આશ્રયદાતાનું ગુણકીર્તન કરવાનું હતું. ને પરદેશી-
" ઓ દેશના શત્રુ હતા, તેની સાથે જે સ્વદેશીઓ પૃથુરાજનાં શત્રુ હતા તે પણ ચંદના
" શત્રુ હતા. એ સર્વ શત્રુ સાથેનો વિગ્રહ સરખા ઉલ્લાસથી ચંદે વર્ણવ્યો છે. હવે એ
" વૃત્તિ થવી અશક્ય છે. ......દેશહિતચિંતકને તેથી પરિણામે ખેદનીજ વૃત્તિ થાય છે."
રા. રમણભાઇ આ પ્રમાણે લખીને કહે છે કે રા. ભીમરાવે સ્વદેશીઓ વચ્ચેના કલહની વાત પડતી મૂકી, અતિ ઉચ્ચ રસવૃત્તિથી, માત્ર મુસલમાનો સાથેના વિગ્રહની વાતનેજ લીધેલી છે. આ કહેવું બહુ વાસ્તવિક છે, રા. ભીમરાવની દેશપ્રીતિ અને રસવૃત્તિનું ભૂષણ છે, પણ એમ પ્રશ્ન થાય છે કે પૃથુરાજના ઇતિહાસમાં જે વાત ખરેખરી

બનેલી છે, જેનાથી દેશને ખરેખરી હાનિ થવાનો માર્ગ થયો છે, તે વાતને મૂકી દેવામાં કવિત્વ હોવા કરતાં, તે વાતને કવિ પોતાની દૃષ્ટિથી, ચંદને તેમાં જે ઉલ્લાસ આવતો હતો તેને સ્થાને આ કવિને જે વૃત્તિ પ્રગટતી હોય તે વૃત્તિથી, તેનું વર્ણન આપે તો તેમાં કવિત્વ વધારે હોઇ શકે કે નહિ? આ પ્રકારે સ્વદેશીઓ સાથેના વિગ્રહની વાત મૂકી દેઇ "રસનો વિચ્છેદ થવા ન દેવો એ સૂક્ષ્મ વિવેક કરનારી સહૃદયતાનું કાર્ય છે" એમ રા. રમણભાઇ માને છે મ્લેચ્છો સાથેના યુદ્ધને વર્ણવવું અને સ્વદેશીઓ સાથેના વિગ્રહો વર્ણવવા એમાં રસ તેનો તેજ છે, રસનો વિચ્છેદ છેજ નહિ, માત્ર રા ભીમરાવને સ્વદેશીઓ સાથેના વિગ્રહ પસંદ નથી માટે તે રસવિચ્છેદ છે એમ કલ્પવાનું સવિશેષ કારણ નથી; અને રસ તથા રસાભાસનો વિભાગ તો ઔચિત્ય અનૌચિત્યને લેઇને થઇ શકે છે, ત્યારે સ્વદેશીઓ સાથેના વિગ્રહમાં સકારણત્વ હોય તો અનૌચિત્ય કલ્પવાનું પણ કારણ નથી કવિના કવિત્વનું એ કર્તવ્ય છે કે ઐતિહાસિક ઇતિવૃત્તને મૂકી ન દેતાં તેને પોતાની પ્રતિભાનો રંગ આપી રંજક, ઉપદેશક, જેવું કરવું હોય તેવી કરી લેવું. અર્થાત્ અમુક ભાગ મૂકી દેવાથીજ રા. ભીમરાવના કવિત્વમાં જે અપૂર્વતા અવતરણકારને લાગી છે તે અમને તો સંશયાત્મક લાગે છે, અને આ રીતે ફલિત થતો નિયમ કાવ્યમાત્રના કાવ્યત્વને લગાડી શકાય કે નહિ એ પણ વિવાદાસ્પદ જણાય છે વળી આ ચર્ચાના ઉપસંહારમાં તેઓ લખે છે કે "વિચાર કરી બુદ્ધિએ પ્રાપ્ત કરેલું સત્ય તે લાગણીથી હૃદયને જણાયેલા સત્યથી જુદું નથી હોતું, તેથી વિચારવંતને જે કથાથી ખેદ "થાય તેથી રસિક જનને આનંદ થાય એમ બની શકે નહિ" આ નિયમ અક્ષરે અક્ષર સત્ય છે, પણ બુદ્ધિથી અને લાગણીથી પ્રાપ્ત કરેલા સત્યમાત્રનેજ દર્શાવવા કરતાં કાવ્યત્વમાં તો અમુક કલાનું પણ પ્રાધાન્ય છે, દર્શાવેલી વાત કરતાં દર્શાવવાની રીતિમાં પણ કાવ્યત્વનો સંભવ છે એટલે કાવ્યમાં જે આનંદ આવે છે તે કેવલ હૃદયે પ્રાપ્ત કરેલા સત્યના દર્શનનોજ આનંદ નથી, તે દર્શન કરાવવાની રીતિનો પણ આનંદ છે. એમજ શોકાદિરૂપ સત્યનું દર્શન કરાવતા કરુણાદિક રસોનું રસત્વ—આનંદપ્રદત્વ—સિદ્ધ છે. ત્યારે કવિની પોતાની સ્વદેશપ્રેમની લાગણીને ગમે નહિ તેવા વૃત્તને મૂકી દેવાથી કાવ્યનું આનંદપ્રદત્વ વધતું નથી સ્વદેશપ્રેમની લાગણીને ન શોભે તેવો નાયકનો આચાર પણ અન્યતરે કરીને કવિ સ્વાનુકૂલ આનંદ ઉપજાવવામાં નિયોજે તેમાં તેના કાવ્યત્વનું સામર્થ્ય છે, 'મૂકીદેવા' કરતાં 'અન્યરીતે નિયોજન' એ કવિત્વનું સૂચક છે.

રા. રમણભાઇએ એક બીજી ચર્ચા જે ઉઠાવી છે તે રા. ભીમરાવના આ શ્લોકને અંગે છે.—

ધ્વનિ તે પ્રસર્યો સ્થળે સ્થળે,
સુણી રોયા વનવૃક્ષ વેલિયો,

" બનતા બનાવનું જ્ઞાન જડ પ્રકૃતિને થવુ અશક્ય છે, અને મનુષ્યોના સુખદુઃખને સમયે " પ્રકૃતિને કંઈપણ સમભાવ થઈ શકતો નથી. ત્યારે સત્યતાના આવા એક મ્હોટા તત્ત્વની " વિરુદ્ધ કલ્પના કરવામાં અકવિત્વ નથી? " અમુક લાગણીની અસરમાં તણાતા મનુષ્યને પ્રકૃતિ અમુક આકારે દેખાય તે સત્સવિત છે, સૌંદર્ય, ગાંભીર્ય, આનન્દ, આદિ ભાવ પુષ્પ, પર્વત, આકાશ આદિથી પ્રેરાય તે શાશ્વત પ્રકૃતિમાથી થયેલા હોવાથી યથાર્થ છે; પણ અમુક પ્રકારની મનુષ્યમનની સ્થિતિથી પ્રકૃતિમાં અમુક બનાવો બને એવુ કવિએ કહેવુ તે તો સત્યની વિરુદ્ધ છે; આમ રા. રમણભાઈના કહેવાનુ તાત્પર્ય છે. આ નિયમ કાવ્યોમાં પાળવો જોઇએ એમ જણાવવા તેઓ, રેવરડ સ્ટોપફર્ડ બ્રુકે કવિવર્ડ્ઝવર્થની કવિતામાં આ સત્ય સાચવ્યાનુ જે પ્રતિપાદન કર્યુ છે તેનો પણ ઇશારો કરેલા છે ' થઇ ગિરિ દિવ્ય સુપુષ્પવૃષ્ટિ ' એવુ એક સ્થાને રા. ભીમરાવે લખ્યુ છે તે ઉપર પણ અવલોકનકાર અરુચિ દર્શાવે છે, અને કાલિદાસાદિક કવિઓએ રામ સીતાદિના વિયોગ સમયે વનપશુ આદિમાં દુઃખવિકાર વર્ણવ્યા છે તેને પણ દૂષિત ગણે છે. ત્યારે પ્રકૃતિના માન્ય થયેલા સત્ય કરતાં અધિક એવુ કાંઈ પણ કહેવુ તે સત્યથી વિરુદ્ધ છે અને સત્યવિરોધી વાર્તાનો આશ્રય કરી કાવ્યરચના કરવી તે વાસ્તવિક નથી એમ રા. રમણભાઇના કહેવાનુ તાત્પર્ય સમજાય છે. આ પ્રકારે જોતા તો અદ્ભુત રસને રસમાં ગણવો કે નહિ એ શંકા ભરેલુ થઇ પડે એટલુંજ નહિ પણ પદાર્થમાત્રના નિગૂઢ સત્ત્વને અને સૂક્ષ્મ સ્વરૂપને પણ જોવાની શક્તિધરાવનાર કવિને પણ પ્રકૃતિને, જે સત્ય આપણને સત્યરૂપે મનાયાં હોય તેટલીજ મર્યાદામાં નિયન્ત્રિત કરી રાખી, તેના કવિત્વ ઉપર અંકુશ મૂકવાનો પ્રસગ આવી પડે. પ્રકૃતિનાં સત્યમાત્ર સર્વ કાલે જણાયલા હોતાં નથી, અત્યારે આટલા વિદ્યાવૃદ્ધિના સમયમાં પણ પ્રકૃતિના સર્વ રીતે આપણે ધણી છીએ એવું કહી શકાતુ નથી, ત્યા પ્રકૃતિનાં સત્યોને વળગી રહેવાની કવિને ભલામણ કરવી કેટલે અંશે વાસ્તવિક એટલે કવિત્વને પોષક ગણાશે તે વિચારવાનુ છે. શકુતલા કણ્વનો આશ્રમ છોડીને જાય છે તે પ્રસગે,

દર્ભકવલ દઈ નાંખી મૃગ ઉભા મોર નાચતા વિરમ્યા.
પીળાં પર્ણ ખરતી લતા ટાળતી શુ આંસુડા વનમાં,

એવુ વર્ણન આપેલુ છે, જેને સર્ગ ૧૦ માના શ્લોક ૨૦ માની ટીકામાં આપતાં રા. નૃસિંહરાવ લખે છે કે "શાકુન્તલ નાટકમાં પણ હાવી રમણીય અને સુરુચિયુક્ત કલ્પના છે." ઉત્તરાર્ધમાં " શુ "—એમ ઉત્પ્રેક્ષા બાંધેલી છે તેથી પ્રકૃતિના સત્ય વિરુદ્ધ આમાં કાંઈ નથી એમ કહેવાનો અવકાશ ન ધારવો, કેમકે એવી ઉત્પ્રેક્ષાની કલ્પના તો અન્યસ્થાને, અનુક્ત છતાં પણ કરી શકાય અવલોકનકારને જ્યાં કાવ્યત્વ લાગતું નથી ત્યાં ટીકાકારને રમણીયત્વ લાગે છે. આમ એકના એક આ રાસ્તાનો લેખમાંજ એ વિદ્વાનો વચ્ચે આ વિષયે મતભેદ છે, તો તે વિષે સ્વાભાવિક રીતે ચર્ચા કરવાનો બહુ અવકાશ છે. પ્રકૃતિના સત્યને વિરુદ્ધ એવો, મનુષ્યલાગણીનો આરોપ જડ પદાર્થોને ન કરવાનો નિયમ સ્વીકારતાં કાવ્યનુ કાવ્યત્વ ઘણે ભાગે અન્યથા થઇ જવાનુ ભય

રહેછે, અને કાવ્યપધ્ધતિજ નવી રચવી પડે એવું લાગે છે. કાવ્યનું રચનારજ મનુષ્ય છે, એટલે તે પોતાના ભાવનો આરોપ કર્યા વિના પ્રકૃતિમાંથી કાવ્યત્વ ઉપજાવી રસ અનુભવે નહિ તો અન્યમાર્ગે કાવ્યત્વ સિધ્ધ કરવુ એમાં બહુ રમણીયત્વ રહે કે નહિ તે શકા રૂપ છે.

---

૨

ધર્મ

૧

## પ્રત્યગાત્મા.

(ચાલુ)

(અનુસધાન પૃષ્ટ ૧૮૦ થી)

આ સઘળા અનુક્રમમાં બાળજીવ જાણવા માડે છે અને જગતના નિયમને અનુસરવાથી સુખ થાય છે અને ઉલ્લઘન કરવાથી દુઃખ થાય છે માટે સુખી થવુ હોય તો તેને અનુસરવુ એટલુ તે સમજવા માંડે છે આ તો મહાન ભેદની વાત થઈ પણ કેટલીક વખતે વિચિત્ર અનુભવ થાય છે. તે એવી રીતે કે વસ્તુના સમાગમનાં આરભમાં સુખદાયક લાગે છે અને અતમાં દુખદાયક લાગે છે. આ બહુ ગભરાવી દે છે. આવા અનુભવના દર્ષ્ટાંત માટે પણ આપણે સ્વાદજ લઇયે બાળજીવનુ શરીર અમુક વસ્તુ ખાય છે તે સમયે આનદ થાય છે આનદ થવાથી તે એ વસ્તુ ખાધે જાય છે ને અતિ થાય ત્યા સુધી ખાય છે. આને અતે તેને જણાય છે કે આવો સ્વાદ અતિ કરવાથી જ્યાં પ્રથમ આનદ થયો હતો ત્યા અતે દુઃખ થાય છે. શરીરમાં રોગ થયો. આથી કરી બહિર્ જગતનો નવીન ઘાટ જાણવામાં આવ્યો કે જે વસ્તુ સ્વાદિષ્ટ લાગવાથી સારી પેઠે ખાધી ખરી પણ અતે તેમાંથી શરીરમાં દુઃખ પેદા થયુ. આટલું છતાં જો તેવો સ્વાદ ચાલુ રાખવામાં આવે તો તે દુઃખ વારવાર થવા લાગે છે એટલે શરીરમાં રોગ પેદા થાય છે. એમ જણાય છે. એથી કરી જગતના નિયમના અસ્તિત્વનુ તેને વિશેષ ભાન થાય છે. ત્યારથી અમુક વસ્તુથી થતાં સુખ દુઃખના અનુક્રમનો તેને અનુભવ બધાય છે અને એ સુખ દુઃખ અમુક પ્રકારના બાહ્ય સસર્ગથી થાય છે એમ તેના સમજવામાં આવે છે. એમ કરતા તેને એવી પણ સમજ આવે છે કે વસ્તુ પોતે સુખ વા દુઃખદાયક નથી પરતુ તેનો પોતા પ્રતિ સબધ થતાં તેની તેવી અસર થાય છે કે તેને એવો અનુભવ પણ થાય છે કે તેની તે વસ્તુ કોઇ વાર સુખજ આપે છે અને કોઇવાર દુઃખજ આપે છે. આટલી સમજ થઇ એ કાંઇ થોડી વાત નથી. એ બાળજીવને આગળ જતાં એવો અનુભવ થાય છે કે એ સુખ અને દુઃખ પોતાના પ્રતિ બાહ્ય વસ્તુનો જે સબધ બધાય છે તેના ઉપર આધાર રાખે છે અને તેને લીધેજ સસર્ગ સુખદાયક હતો તે દુઃખદાયક થઇ પડે છે.

આટલે અંશે પ્રોહોચ્યા એટલે જગતનો નિયમ નિયતા થઇ પડે છે ત્યારે તેને ભાસવા માંડે છે કે આ જે વિચિત્ર વિકાર દેખાય છે તેને અનુસરી પોતે વ્યવહાર કરી શકે તેમ છે, અને તેમ સ્વાર્થાજ પોતે સુખ ભોગવવા ધારે ત્યારે સુખ અને દુઃખ ભોગવવા ધારે ત્યારે દુઃખ ભોગવે છે અર્થાત્ સુખ દુઃખનો ભોગ બાહ્ય જગત સાથે જેવી રીતે વ્યવહાર કરે તે ઉપર આધાર રાખે છે. આ અનુભવ જ્ઞાનનો બીજો પાઠ થયો

અત્યાર સુધી જે કંઇ કહેવામા આવ્યુ તેમા એટલુ આવ્યુ કે જીવને બાહ્ય જગતનુ ભાન થવા માંડે છે ત્યારે સુખ દુઃખનો અનુભવ થાય છે, તેનો સબંધ કેવી રીતનો છે તે જાણવામા આવે છે અને તે સબંધ પોતા પ્રતિનોજ છે. એટલે અનરૂજ્ઞાન, સ્મરણશક્તિ, અને નિશ્ચય કરવો એ ત્રણનો ઉદ્ભવ થાય છે તર્કશક્તિના મૂલમા જે ત્રણ ભાગની જરૂર છે તે આ છે બાળ જીવને માત્ર બીજરૂપે તર્કશક્તિ હોય છે. જેમ જેમ જન્માંતર થતો જાય છે તેમ તેમ પોતે ખીલવેલ મનશક્તિઓનો ઝગડો તે કરતો જાય છે આરંભમા અમુક એક જન્મમા કેટલે અંશે તે વૃદ્ધિ પામે છે એ કાંઇ કહી શકાતુ નથી. ઉપર આપણે જે વર્ણન કર્યુ તેટલે અંશે પોહોચવા પણ ઘણા જન્માંતર થવાની જરૂર પડતી હશે એમ અનુમાન થાય છે ઉપર જે આ લખવામાં આવેલુ છે તેનુ ચિત્ર પુરૂ કરવા એ બાળ જીવ પોતાની ઉપર જણાવી તેની પ્રથમ એક જીંદગી પુરી થયા પછી મરણોત્તર કેવી રીતે ખીલે છે તે નિયમ પણ તપાસીએ એ જીવે પોતાની પ્રથમની શરીરયાત્રા આરંભી અને મરણના હાથમાંથી પ્રથમ તે પસાર થયો તે સંબંધની હકીકત જોઇએ.

બાળ જીવાત્માનુ મરણના દ્વારમા થઈ પ્રથમ પ્રયાણ થયુ ત્યા પર્યંતની વાત કહેવામાં આવી તેનુ પ્રયાણ કહી હવે મરણોત્તર તેને ભિન્ન ભિન્ન સ્થિતિ ભોગવવી પડે છે તે વિષે કાંઇક કહેવાનુ છે. એટલે તેની સંસૃતિનુ એક ચક્ર પરિપૂર્ણ થાય તેટલા સુધીમા તેની યાત્રા કેવી થાય છે તે આપણા સમજવામાં આવી જાય. જીવાત્માનુ સંસૃતિનુ એક ચક્ર સમજશક્તિ અને જ્ઞાન સાથે તેનુ આ પૃથ્વી પર અવતરવુ, ત્યાર પછી મરણોત્તર કાંઇક કાળ પર્યંત એક અમુક સ્થિતિમા રહેવુ, અને દેવલોકમા જેટલો કાળ રહેવાનુ પ્રાપ્ય તે સર્વ મળીને થાય છે આ ત્રણ વિભાગ કહી બતાવ્યા તે જીવાત્માની ત્રણ ભિન્ન ભિન્ન ભોગ્ય સ્થિતિ છે. પ્રત્યેક આવર્તન કરતાં આ ત્રણ સ્થિતિ ઉતરોત્તર ક્રમાનુસાર આવે જાયછે અને એક એક સાથે પોતાનો સંબંધ પણ ચાલુજ રહે છે એટલા માટે એ ત્રણ સ્થિતિનુ યથાર્થ જ્ઞાન આપણને થાય નહિ ત્યા સુધી જીવાત્માની વૃદ્ધિ અથવા તેની યાત્રા કેમ થાય છે તેની સમજ પડે નહિ

મરણના દ્વારમાંથી જ્યારે બાળ જીવાત્મા પ્રથમ પસાર થાય છે ત્યારે તેની પેલી મેરની સ્થિતિના ઉપયોગ માટે તેની સાથે બહુ જુજ સામગ્રી હોય છે જેવો તે પસાર થયો કે પ્રથમ તો કામલોકમા તે પ્રવેશ કરે છે આ લોકમા જે જીવાત્મા હોય છે તે હજી કામના અથવા તૃષ્ણાના શરીરથી આવૃત હોય છે. આ સૂક્ષ્મ-

માં તે કાંઈક કાળ પર્યંત રહે છે. માત્ર મનુષ્યના જીવ આ લોકમાં રહે છે એમ નથી. સ્થૂલ-લિંગદેહની પાછળ રહેનાર આ શરીર છે અને તેમાં તૃષ્ણા ભરી હોય છે એટલે મનુષ્ય તેમજ બીજાં પ્રાણીઓના જીવ આ લોકમાં છે.

બાલજીવાત્મા પ્રથમજ આ લોકમાં પ્રવેશ કરે છે ત્યારે તેનામાં કામ – તૃષ્ણા વધારે હોય છે અને મનની ઉચ્ચ વૃત્તિનો ભાગ બહુ થોડો જોવામાં આવે છે એથી કરી કામલોકમાં તે ઘણો કાળ રહે છે અને ત્યાં, જેવાં સારાં નરસાં કર્મ પૃથ્વી ઉપર કરેલાં હોય છે તેવા સુખદ વા દુઃખદ અનુભવ કરે છે. કર્મના સારાસારનું પ્રમાણ તે સૃષ્ટિના નિયમના અનુકૂલ પ્રતિકૂલ વર્તન છે એ લોકમાં જે રહેવાનું થાય છે તેમાં આ લોકમાં કરેલાં કર્મનાં ફળ વિના બીજું કાંઈ પણ વિશેષ અનુભવવામાં આવતું નથી. તેના તે અનુભવોનું પુનરાવર્તન થયા કરે છે. કામ-રૂપ શરીરનું વિશેષ લક્ષણ એજ છે કે જે કર્મ થયાં તેનું કાર્ય અનાયાસે થયે જાય. વિષયવૃત્તિ અને વિકારો પ્રમાણે કાર્ય કરવાની ટેવ સ્થૂલશરીરને કેવી સરલતાથી પડી જાય છે એ આપણે સર્વે અનુભવ કરેલો છે. તેનું મૂલ કારણ ઉપર કહ્યું તે કામ-રૂપ શરીર છે. તેમાં તે લક્ષણ વિશેષતા પામેલું હોય છે. તેમાં ઉદ્ભવ પામતી વૃત્તિઓ બાલ શરીરને પ્રેરે છે, અને તેમાં વળી સ્થૂલશરીરને પણ ટેવી પડી જાય છે ત્યારે તે પણ સહાય થાય છે

આ દરમીયાનની આગળ વધવાની સ્થિતિમાંથી જ્યારે જીવ પસાર થાય છે ત્યારે તે જેમ સ્થૂલ શરીર મૂકી ચાલતો થયેલ તે આ કામ-રૂપ શરીર પણ મૂકી ચાલતો થાય છે. ભિન્ન ભિન્ન શરીર ભિન્ન ભિન્ન લોકના પ્રકૃતિને અનુકૂલ હોય છે એટલે બ્રહ્માંડમાં જીવાત્મા પોતાની યાત્રામાં પ્રત્યેક લોકને અનુકૂલ પ્રકૃતિનું જે શરીર હોય છે તે તે લોક પર્યંત રાખી શકે છે તેનાથી આગળ જવાનું થાય છે ત્યારે તે શરીર તેને પડતું મૂકવું પડે છે. જેમ સ્થૂલશરીર સ્થૂલલોક કરતાં આગળ જઈ શકતું નથી, લિંગશરીર સૂક્ષ્મ આકાશિક ભૂમિકાથી આગળ વધી શકતું નથી, તેમ કામ-રૂપ કામલોકથી આગળ જઈ શકતું નથી. જ્યારે એ કામ-રૂપ શરીર ઘસાઈને લય પામવા આવે છે અને જે તૃષ્ણા અને વિકારનું તે ભરેલું હતું તે જ્યારે ક્ષય પામવાનો કાળ આવે છે ત્યારે જીવાત્મા તેમાંથી છુટી ઉચ્ચ લોકમાં ગમન કરે છે એ ઉચ્ચ ભૂમિકામાં સર્વ કાર્ય મનનું છે. ત્યાં સર્વ ઉચ્ચ વૃત્તિઓ અને અભિલાષાઓનું કાર્ય છે તૃષ્ણા અથવા વિષયવિકાર ત્યાં ટકી શકતા નથી. સ્થૂલવિકારનું ત્યાં કાંઈ ચાલતુંજ નથી. માત્ર સમજશક્તિના કાર્યનો તે પ્રદેશ છે જેટલી ઉચ્ચ ઉર્મિઓ મગજની સાથે સબંધ ધરાવતી હશે તે કદાપિ તેમાં કાંઈ વિષય વાસનાનો અંસ હશે તો તે દૂર કરી એ લોકમાં કાર્ય કરવા પામશે. આ લોકનો નિવાસકાળ પૃથ્વિ ઉપર ગાળેલી જીંદગીમાં માનસિક અનુભવોનો સંગ્રહ કરેલો હોય છે તેના પ્રમાણમાં થાય છે; અર્થાત્ ઉચ્ચ ભાવના, કળાસક્તિ ઈત્યાદિ જે સમજશક્તિ સાથે સબંધ ધરાવે છે તેના ઉપર આધાર રાખે છે. આટલી વાતથી એ તો સમજવામાં આવ્યું હશે કે જ્યારે જીવાત્મા પ્રથમજ મરણના દ્વારમાંથી પસાર થાય છે ત્યારે તેનો એ ઉચ્ચ લોકમાં લઈ જવા જેવા અનુભવોનો સંગ્રહ બહુ થોડો પણ હોવાનો સંભવ નથી

એટલે મનશક્તિ ખિલવાનું સાધન નથી જેવું હોય છે માટે જ્યારે તે કામલોકમાંથી પ્રથમ ઉપર જાય છે ત્યારે આ દુનિયામાં જુજ અનુભવ જે ડાઘરહિત તેણે ભોગવ્યા હોય છે તે તેની સાથે જાય છે ત્યારે એ ઉચ્ચ લોકમાં જઇ તેણે શું કરવાનું હોય છે એ જોવું જોઈએ પ્રથમ તો જે કાંઈ અનુભવનો સંગ્રહ હોય છે તેમાંથી તેનું સત્ત્વ કાઢી લેવાનું છે અને તે સત્ત્વ જીવાત્મા પોતાની મૂલ શક્તિથી મનશક્તિ સાથે મિશ્ર કરી તે રૂપ તેને બનાવી દે છે એ કાર્ય જીવાત્મા પોતે સ્થૂલ, સૂક્ષ્મ ઇત્યાદિ ઉપાધિરહિત થવાથી જે વિચાર-રૂપો પૂર્વના અનુભવના તેની સંગાતે વળગી રહે છે તેમાંથી કરી શકે છે રસાયણશાસ્ત્રીઓ જેમ પોતાની ભઠ્ઠી ઉપર ચઢાવેલી શીશીમાં ભિન્ન ભિન્ન વસ્તુ નાખી તેમાંથી તેનું સત્ત્વ કાઢી લે છે તેમ આ જીવાત્મા કિમિયાગરની પેઠે પોતાની સાથેનાં અનુભવના વિચાર-રૂપમાંથી પોતાને જોઇતું સત્ત્વ ખેંચી લઇ પોતાના ઉપયોગમાં લે છે તેને પોતાની મનશક્તિરૂપ બનાવી દે છે અને પોતાના ભવિષ્યના શરીરમાં રહી શકે તેવા તેને કરી મૂકે છે. એથી કરી તે અનુભવોનું સત્ત્વ પુનર્જન્મમાં એ જીવાત્માના વિશેષ લક્ષણ રૂપે પ્રકટ થાય છે જીવાત્મા અવતરે છે ત્યારે મનશક્તિરૂપે જે કાંઇ સાથે લાવે છે, બાળક અવતરે છે તે સમયે જે કાંઇ લઈ આવે છે, જે કાંઈ મનશક્તિ બાલકમાં પ્રદર્શિત થાય છે તે જીવાત્મા દેવલોકમાં સ્થિત થાય છે ત્યારે પૂર્વ જન્મના અનુભવનું સત્ત્વ કાઢી પ્રથમની મનશક્તિ સાથે એક કરી લીધેલ જે કંઈ તે હોય છે આગળ કહેવામાં આવેલું છે તે પ્રમાણે જીવાત્મા બાળ અવસ્થામાં દેવલોક જઇ સત્ત્વ કાઢી લેવા જેવા બહુજ થોડા અનુભવનો સંગ્રહ હોય છે તો પણ જ્યારે એક વાર એ દેવલોકમાં જઇ પુનર્જન્મ લે છે ત્યારે આગળના જન્મ કરતાં સહજ વિશેષ મનશક્તિ પ્રદર્શિત કરે છે. એ તેના પૂર્વજન્મના સંગ્રહ કરેલા અનુભવોનું પરિણામ હોય છે આમ થવાથી જ્યારે બીજો જન્મ આધાર કરી સંસારમાં પ્રવર્તે છે ત્યારે તેને એટલો વધારે લાભ મળે છે. દેવલોકમાં રહી તૈયાર કરેલ સાધન પોતાની સાથે હોવાથી તેનો ઉપયોગ કરવા તે શક્તિવાન થાય છે આ વખત તેનામાં સ્મરણશક્તિનું બીજ રોપાઇ ચુકયું હોય છે તુલના કરવાની શક્તિ પણ તેવીજ રીતે આવેલી હોય છે આ શક્તિઓ અગર જો કે બહુજ થોડે અંશે હોય છે તો પણ તદ્દન નહોતી તે હવે આવે છે. તે વડે તે કર્મેંદ્રિયો તેમજ જ્ઞાનેંદ્રિયો વડે જે નવીન અનુભવો પ્રાપ્ત થાય છે તેનો સંગ્રહ કરવા માંડે છે

(આગળ ચાલુ)

---

૨

## સ્વામી વિવેકાનંદે અમેરિકામાં કરેલું ભાષણ.

(ગદ્યેનું)

(અનુસંધાન પૃષ્ઠ ૨૦૪થી)

હું અહિં ઉભો રહું અને મારી ચક્ષુ બંધ કરી "હું પોતે કોણ છું." એ વિષેનો

વિચાર કરૂં છું, તો શું જણાય છે? શું હું શરીર છું? પ્રકૃતિ અને પ્રકૃતિજન્ય પદાર્થોનો સંઘાતમાત્ર હું છું? વેદ કહે છે કે "ના," "શરીરમાં રહેનો હું આત્મા છું, હું શરીર નથી, શરીર નાશ પામશે, પણ હું પોતે નાશ પામનાર નથી હું પોતે આ શરીરમાં છું અને જ્યારે આ શરીર વિશ્લેષ થઈ જશે ત્યારે પણ હું તો તેવી ને તેવી સ્થિતિમાં રહીશ" તેજ પ્રમાણે ભૂતકાળમાં પણ હું તેવી ને તેવી સ્થિતિમાં હતો. જીવ શૂન્યમાંથી ઉત્પન્ન થયો નથી, કેમકે ઉત્પત્તિશબ્દજ સંધાનની અપેક્ષા રાખે છે, અને સંઘાત પ્રલયની અપેક્ષા રાખે છે ત્યારે જો જીવની ઉત્પત્તિ માનીએ તો તેના નાશનો પણ સ્વીકાર કરવો જોઇએ પણ જીવ નાશાધીન ન હોવાથી, તેની ઉત્પત્તિનો સ્વીકાર થઈ શકતો નથી કેટલાક દેહીઓ જન્મે છે, ત્યારથીજ સુખી હોય છે, એટલુંજ નહિ પણ તેઓ સંપૂર્ણ આરોગ્યતા, સુંદર શરીર અને તીક્ષ્ણ બુદ્ધિયુક્ત હોઇ ને ઇચ્છિત કામનાઓ પ્રાપ્ત કરે છે વળી બીજી તરફ કેટલાકોને નથી હોતા હાથ અને નથી હોતા પગ, કેટલાકો ક્વચન બુદ્ધિશૂન્ય હોય છે, અને આ સંસારયાત્રા પરમવેદનાથી પૂરી કરે છે જો એ સર્વની ઉત્પત્તિ કોઇ અમુક કર્તા એટલે સર્વ શક્તિમાન પરમેશ્વરથી છે, એમ માનીએ તો, તે સદય અને ન્યાયી પરમેશ્વરના રાજ્યમાં શા માટે કોઇ દુખી હોવું જોઇએ? બીજી રીતે જોતા, તે વિષમતાનું કઇ પણ કારણ સંભવતું નથી, પરંતુ તેથી સર્વ શક્તિમાન્ પરમેશ્વરને નૈર્ઘૃણ્યજ પ્રાપ્ત થાય છે, તેથી એવી માન્યતા અશાસ્ત્રીય ઠરે છે તેટના માટે માણસના સુખદુઃખનું કારણ જન્મ પેહેલાનુંજ હોવું જોઇએ, અને તે કારણ તેના પૂર્વજન્મના કર્મોજ છે એમ સિદ્ધ થાય છે કદાપિ એ સિદ્ધાંત કોઇને ઇષ્ટ ન હોય તો હું પૂછું છું કે—શરીર અને મનની સર્વે વિક્રિયાઓના કારણે પિતૃનશથી કુળપરંપરાપ્રાપ્ત સ્વભાવમાંથી મળી આવે છે? માનસિક અને પ્રાકૃતિક—એવી બે સામાન્ય સ્થિતિઓ આપણી દૃષ્ટિએ પડે છે, આપણને જે સર્વ પ્રાપ્ત થાય છે, તે સ સર્વનું કારણ પ્રકૃતિ અને તેની વિક્રિયાજ હોય તો, જીવનું અસ્તિત્વ કલ્પવાની કંઇ પણ અપેક્ષા રહેતી નથી પણ સ્થૂલ પદાર્થના સંઘાતમાંથી વિચાર જન્મ પામે છે, એવું કદિ પણ સિદ્ધ કરી શકાતું નથી, અને જો તાત્ત્વિક ઐક્યતાની આવશ્યકતા છે, તો આધ્યાત્મિક ઐક્યતા પણ તેટલીજ ન્યાયાનુસાર અને અપેક્ષિત છે પરંતુ આ સ્થલે તો બન્નેમાંથી એકેની આપણને જરૂર નથી

કુળપરંપરાથી કેટલીક વિક્રિયાઓ શરીરને પ્રાપ્ત થાય છે, તેની આપણે ના કહી શકતા નથી પરંતુ આ વિક્રિયાઓથી ઐહિક સ્વરૂપ હંદબને છે, અને તે સ્વરૂપથી અસાધારણ મન અસાધારણ રીતે વ્યાપાર કરે છે અમુક જીવની તેવી વિક્રિયાનું કારણ તે જીવનાં પૂર્વકર્મો હોય છે તેટના માટે સંયોગના નિયમ પ્રમાણે જે શરીર તેવી વિક્રિયા ધારણ કરવાનું યોગ્યતમ સાધન હોય છે, તેવા શરીરમાં તે જીવ જન્મ લે છે આ પ્રક્રિયા આધુનિક વિદ્યાનુસારજ છે, કેમકે આધુનિક વિદ્યાશાસ્ત્ર દરેક વિક્રિયાનું કારણ ટેવ છે, એમ કહે છે, અને ટેવનું કારણ પુનરાવર્તન છે, જ્યારે એમ છે ત્યારે નાના બાળકની ટેવનું કારણ પણ પુનરાવર્તન હોવું જોઇએ અને તે પુનરાવર્તન કંઈ આ જીવનનું હોતું નથી તેથી સિદ્ધ થાય છે કે—નાના બાળકની અમુક ટેવનું કારણ પૂર્વજન્મના પુનરા-

વર્તન હોય છે.

આ સ્થળે એક બીજી શંકા ઉત્પન્ન થાય છે. ઉપરની પ્રક્રિયા કબુલ કરીએ તો એવી શંકા થાય છે કે—પૂર્વજન્મના પુનરાવર્તનનુ જ્ઞાન આ જન્મના આ કારણથી હોતુ નથી? આનું સમાધાન ઘણું સરલ છે.

હમણાં હુ અંગ્રેજી ભાષા બોલું છુ; અંગ્રેજી ભાષા મારી જન્મભાષા નથી; વસ્તુતઃ મારી સ્મૃતિમાં આ વખતે મારી સ્વભાષાનો એક પણ શબ્દ નથી. પરંતુ સહજ બહાર ધસી આવે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે—માનસિક મહાસાગરની ઉપરની સપાટીમાં સ્મૃતિ રહેલી છે; પરંતુ તેના અંદરના ભાગમાં સંસ્કારોનો મોટો સંચય હોય છે, તેથી કદાપિ તમે સહજ પરિશ્રમ અને પ્રયત્ન કરશો તો તે સર્વ સંસ્કારો સ્વતંત્ર સ્મૃતિમાં આવશે.

ઉપર કહ્યું તે પ્રત્યક્ષ અને તાર્કિક પ્રમાણ છે, પરંતુ પ્રત્યેક પ્રક્રિયાની વાસ્તવના અનુભવથી સિદ્ધ કરી શકાય છે ઋષિઓએ જગત્ આગળ તે પ્રક્રિયા પ્રતિપાદિત કરવાનું આવ્હાન કરેલું છે. અમોએ કેટલાક એવા નિયમો શોધી કાઢ્યા છે કે—જેથી સ્મૃતિના મહાસાગરનો અંતર્ભાગ પણ ભેદાઇ જાય છે, અને તે પ્રમાણે પ્રયત્ન કરનાર પોતાના પૂર્વ જન્મનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે.

એ રીતે હિંદુઓ પોતે, આત્મા છે એમ માને છે.

તે આત્માને શસ્ત્રો છેદતાં નથી, અગ્નિ બાળતો નથી, પાણી ગાળતું નથી અને પવન શોષણ કરી શકતો નથી. તે આત્મા એક વર્તુલ છે, જેનું પરિધ કોઇ પણ સ્થળે નથી; પણ જેનું મધ્યબિંદુ પ્રત્યેક શરીરમા રહેલું છે. મૃત્યુનો એવો અર્થ થાય છે કે—તે મધ્યબિંદુ એક શરીરમાંથી બદલાઇ બીજા શરીરમા પ્રવેશ કરે છે. તેમજ જડ પદાર્થના સ્વાભાવિક ધર્મોથી આ આત્માને કંઇ બંધન રહેતું નથી. સ્વભાવથી તે આત્મા સ્વતંત્ર, નિર્બંધન, પવિત્ર, નિર્મલ અને સંપૂર્ણ છે. તો પણ પડદાથી તે જડ પદાર્થના સ્વાભાવિક ધર્મોથી બંધન પામે છે, અને પોતેજ જડરૂપ છે, એમ ભ્રાંતિ પામે છે. સ્વતંત્ર, સંપૂર્ણ અને નિર્મલ આત્મા જડ પદાર્થને અધીન શા માટે હોય, તે વળી બીજો પ્રશ્ન છે. સંપૂર્ણ વસ્તુ પોતાને અપૂર્ણ કેમ માને તે પણ એક પ્રશ્ન છે. આપણને એમ કહેવામાં આવ્યું છે કે—હિંદુઓ આ પ્રશ્નનો ઉત્તર ઉડાવે છે અને તેઓ કહે છે કે—એવા પ્રશ્નોનો અવકાશજ રહેતો નથી; તેમજ કેટલાક વિદ્વાનો એક અથવા એકથી વધારે સંપૂર્ણ અર્ધસંપૂર્ણ સત્ત્વોનું અસ્તિત્વ સ્વીકારી, તેમજ મોટાં મોટાં શાસ્ત્રીય નામોથી સંપૂર્ણ સત્ત્વો સાથે સાંકળ જોડી ઉપરની શંકાનુ સમાધાન કરે છે. તો પણ તે શંકાની નિવૃત્તિ તે પ્રમાણે થઇ શકતી નથી. સંપૂર્ણ વસ્તુ અર્ધસંપૂર્ણ શી રીતે થઇ શકે? નિર્મલ અને સૂક્ષ્મતમ પરમાણુ પોતાના સ્વભાવનો સૂક્ષ્મતમ પરમાણુ પણ કેમ બદલાવી શકે? પરંતુ હિંદુઓ સત્યશીલ છે, તેથી તેઓ વિતંડાવાદના શરણને અભીષ્ટ ગણતા નથી. પ્રશ્નોનો વીરપુરૂષની પેઠે ઉત્તર આપવામાં તેઓમાં સંપૂર્ણ સામર્થ્ય છે, તે પ્રશ્નોનો તેઓ આવો ઉત્તર આપે છે કે—

"તે વિષે અમે અજ્ઞાન છીએ." હુ પોતે પણ જાણતો નથી કે—"પૂર્ણાત્મા જ-

ક પદાર્થના સંયોગ અને અન્તઃછેદથી કેવી રીતે પોતાને અપૂર્ણ માને છે? ” તો પણ જે સત્ય છે, તે સદા સર્વથા સત્યજ છે પ્રત્યેક મનુષ્ય પોતે પોતાને જડ માને છે, તે સત્યજ છે. મેં શા માટે આ શરીર ધારણ કર્યું છે, તેનો ખુલાસો અમારા શાસ્ત્રથી થઈ શકતો નથી ઇશ્વરેચ્છાનો જે ઉત્તર આપીએ તો તેથી કઇ અધિક સ્પષ્ટતા થઈ શકતી નથી હિંદુઓ કહે છે કે “અમે તે વિષે અજ્ઞાન છીએ ”—તે કરતા કઈ ઉપરના ઉત્તરથી વિશેષ સ્પષ્ટીકરણ થતુ નથી.

વારુ ત્યારે મનુષ્યમા રહેલો આત્મા નિત્ય, અમર, પૂર્ણ અને અનત છે; અને મૃત્યુથી તે આત્મા એક શરીરમાથી બીજા શરીરમાં પ્રવેશ કરે છે, એટલુજ સૂચન થાય છે. આપણી વર્તમાન જન્મની સ્થિતિનુ સ્વરૂપ પૂર્વ જન્મોના કર્મોથી બધાય છે, અને ભવિષ્યની સ્થિતિનુ સ્વરૂપ વર્તમાન કાળના કર્મોથી બધાશે આપણી સ્થિતિ કા તો ઉત્તરોત્તર શુભ પરિણામ પામી એક જન્મમાથી બીજા જન્મમાં ઉત્તમોત્તમ થશે, અથવા તો એક મૃત્યુથી બીજા મૃત્યુમા અશુભ પરિણામ પામી નિકૃષ્ટ થતી જશે. આ સ્થળે વળી બીજો પ્રશ્ન ઉત્પન્ન થાય છે શુ સમુદ્રક્ષોભમા રહેલી એક ક્ષુદ્રનૌકા જેવી મનુષ્યની અવસ્થા છે? જે નૌકા એક ક્ષણે તરગોના ફીણવાળાં મુકુટ ઉપર ધસી જાય, બીજીજ ક્ષણે વિજૃભિત ગર્તમા ગબડી પડે છે, જે નૌકાની ગતિ સદસત કર્મોની દયાદૃષ્ટિ ઉપરજ આધાર રાખે છે, શુ મનુષ્યની અવસ્થા કારણકાર્યના ઉગ્ર, કોપાયમાન, નિરતર આગળ ધસતા, અને અતિમત્ત પ્રવાહમા પડેલી ભગ્નનૌકા જેવી છે? શું મનુષ્યની અવસ્થા જે કારણકાર્યનુ ચક્ર વિધવાના અશ્રુપાત અને અનાથ બાલના રુદનની દરકાર કરતું નથી, તેમજ જે ચક્ર પોતાના માર્ગમાં જે વસ્તુ આવે તેને કચરી નાખે છે, તે ચક્ર ઉપર મૃત્કેવ ક્ષુદ્ર જતુ જેવી છે? આ વિચારથી જો કે હૃદય કપાયમાન થાય છે, તો પણ વસ્તુગતિજ તેવી છે. આ વિચારને લીધે નિરાશાના હૃદયમાથી આર્તસ્વર એકાએક ઉગી ગયો, અને કહ્યુ કે-“ શુ ત્યારે કઈ પણ આશા નથી શુ? તે નિયમમાંથી મુક્ત થવાને કઇ પણ માર્ગ નથી? ” આ આર્તસ્વર દયાના તખ્ત આગળ જઈ પોહોચ્યો, તે ઉપરથી આશ્વાસન અને આશાના શબ્દો નીચે ઉતરી આવ્યા અને તે શબ્દો એક વૈદિક ઋષિની દૃષ્ટિએ પડયા. તે ઋષિએ વિજળી નાદથી જગતને પુકારીને કહ્યુ કે—“અમૃતાનદનાં હે બાલકો! તેમજ અરે ઉત્તમ લોકનિવાસી સત્ત્વો! શ્રવણ કરો. જે પ્રરાણ પુરૂષ અધકાર અને ભ્રાતિથી અતીત છે, તે પુરૂષનું મને દર્શન થયુ છે. તે પુરૂષનું જ્ઞાન થવાથી તમે મૃત્યુપાશથી મુક્ત થશો. અમૃતાનદનાં બાલકો! એ નામ કેવુ મધુર કેવુ આશાજનક છે” અરે, મારા ભાઇઓ! મને તમને અમૃતાનદના બાલકોના નામથી સબોધવા દો; કેમકે હિંદુઓ તમને પાતકી કહેવાની ના કહે છે. તમે ઇશ્વરનાં બાલકો છો; અમૃતાનદ અથવા નિષ્કલક અને પૂર્ણાત્માના તમે સહભાગી છો. આ પૃથ્વી ઉપર તમે દેવના અશરૂપ, શુ તમે પાતકી છો? અરે, મનુષ્યને પાતકી કહેવામાંજ મોટુ પાતક છે. જનસ્વભાવ ઉપર એ મિથ્યા દોષ છે. અરે મૃગેન્દ્રો, તમે મૃગ છો, એવી ભ્રાતિને દૂર ખસેડી મૂકો; તમે મુક્ત, આનદરૂપ, નિત્ય અને અમર આત્મા છો, તમે જડ નથી, અને જડ શરીર નથી, જડ તમારે આધીન છે, તમે જડને આધીન નથી. (આગળ ચાલુ)

૩

ગૃહ

૧

## બ્રાહ્મ ધર્મ.

( મળેલું )

'ધર્મ' એ મનુષ્યને સ્વભાવસિદ્ધ છે તથા આવશ્યક છે. જંગલી પ્રજામાં પણ ધર્મ હોય છે એટલુંજ નહિ પણ પોતાને નાસ્તિક કહેવડાવવાનું અભિમાન ધરાવનાર મનુષ્ય પણ વસ્તુતઃ ધર્મહીન હોય એમ બની શકતું નથી. આધ્યાત્મિક ભાષામાં વ્યવહારનો જે અર્થ તેનું નામજ ધર્મ છે, એટલે જ્યાં જ્યાં વ્યવહાર ત્યાં ત્યાં ધર્મ એ નિયમ સ્વતઃ સિદ્ધ છે. ત્યારે આસ્તિક અને નાસ્તિક, ધર્મી અને અધર્મી વચ્ચે ભેદ પાડવામાં આવે છે તેનું કેમ ? મનુષ્યમાં કેટલીક પ્રવૃત્તિઓ સ્વાભાવિક રીતે એટલે અજાણતાં પણ થયાં કરે છે, પણ વિચારના પ્રદેશમાં મનુષ્ય ઉતરે છે એટલે તે પ્રવૃત્તિઓ ઉપર અને તેમની યોગ્યતા વિષે એ સિદ્ધાન્તો બાંધવા માંડે છે. આ વિચારદશામાં મનુષ્ય જ્યારે 'સ્થૂલ પ્રપંચથી ' પર ' એવા કોઈક પદાર્થનું અસ્તિત્વ સ્વીકારે છે ત્યારે એને આપણે આસ્તિક કહીએ છિએ, અને તે ન સ્વીકારતાં વસ્તુસ્થિતિથી ઉલટો વિચાર ધરાવે છે ત્યારે એને નાસ્તિક કહીએ છિએ. વિચારની નાસ્તિકતા સાથે આચારની પણ નાસ્તિકતા હોય એમ નિયમ નથી. વળી આચારની નાસ્તિકતાવાળો મનુષ્ય પણ ઐહિક લોકને પરલોક સ્થાને સ્થાપી એમાંજ શ્રધ્ધા બાંધે છે, અને આ રીતે અધર્મને ધર્મ કરી માને છે.

ધર્મ અધર્મનો બીજો ભેદ મનુષ્યના દુરાગ્રહથી પડે છે. પોતાનો ધર્મ તેજ ખરો, બીજાનો ખોટો. અમુક પ્રજાનેજ ઈશ્વરે ધર્મજ્ઞાન આપ્યું છે અને બીજી બધીને અજ્ઞાનતિમિરમાં ડુબાવી મૂકી છે ઇત્યાદિ મતાન્ધતાને લીધે ધર્મનો નિષ્પક્ષપાત વિચાર કરવો દુર્ઘટ થઇ પડે છે. પોતાનો ધર્મ તેજ ખરો એવો દુરાગ્રહ મૂકી દઈ વિદ્વાનો જેમ જેમ જુદા જુદા ધર્મનાં સ્વરૂપો તપાસી એમાંથી ધર્મનું સામાન્ય સ્વરૂપ તારવી કાઢતા આવે છે તેમ તેમ સ્પષ્ટ થતું જાય છે કે ધર્મમાત્ર પેલેસ્ટાઇનમાંજ નહિ પણ પૃથ્વીની સર્વ પ્રજાઓમાં અનાદિ કાળથી સિધ્ધ છે. ધર્મની વૃત્તિ ભિન્ન ભિન્ન પ્રજામાં દેશકાલાદિ ઉપાધિને લઈને ભિન્ન ભિન્ન રૂપે પ્રકટ થાય છે; પણ એ સર્વ ઉપાધિને બાજુ પર મૂકી અમુક પ્રજાની ધર્મવૃત્તિમાં ધર્મનાં કેટલાં તત્ત્વો સમાએલાં છે એ ઉપર લક્ષ રાખીને અમુક ધર્મની પૂર્ણતા કે અપૂર્ણતા નક્કી કરવી એજ આ વિષયમાં ખરો માર્ગ છે.

આ રીતે જોતાં કોઇ પણ પ્રજા સર્વથા ધર્મહીન છે એમ કહેવું ખોટુંજ ગણાશે. ધર્મ સ્વભાવસિધ્ધ છે એટલુંજ નહિ પણ આવશ્યક પણ છે. જડવાદના આચાર્યો એમ મનાવવા મથે છે કે ધર્મ કદાપિ જંગલી દશામાં અને ત્યાર પછી કેટલોક સુધારો પ્રાપ્ત કરતા સુધી આવશ્યક હશે, પણ વિદ્વાનોને અને સારી પેઠે સુધરેલી પ્રજાઓને

તો તે નિરર્થકજ છે. આ મતના જવાબમાં માત્ર એટલુંજ કહેવું બસ છે કે વિચારશીલ મનુષ્ય આ સિધ્ધાન્ત લાંબો વખત સ્વીકારી શકે તેમ નથી. ધર્મ જો અજ્ઞાન અને કલ્પના એ બેનુંજ પરિણામ હોય તો આજ એનું નષ્ટ થવા તરફજ વલણ હોત. પણ તેમ ન થતાં દિવસે દિવસે જ્ઞાનની વૃદ્ધિની સાથે મનુષ્યની ધર્મવૃત્તિ વધારે તીવ્ર, સતેજ, અને ગભીર થતી આવે છે. મનુષ્ય ઘણુ વાર પણ આત્મા ઉપર તેમજ જગત્ ઉપર દૃષ્ટિ નાખે તો તેને એવા અનેક ગભીર પ્રશ્નો તથા આકાંક્ષાઓ ઉપસ્થિત થશે કે જેનુ સમાધાન તથા પરિપૂર્તિ માત્ર ધર્મથીજ થઈ શકે. એવું તો કોઈકજ હશે કે જેને વિશ્વમાં બાહ્ય તેમજ આંતર—દૃષ્ટિ ફેરવતાં કાંઇક ગભીરતા, ગૂઢતા, મહત્તા નહિ પ્રતીત થતી હોય.

" આથી ઊંડી રજની આજની
બણે ઊંડા ઝણકાર !
ઘેરી ગુહા આકાશની રે
માંહિ સૂતો ઊંડો અંધકાર,
આથી ઊંડી રજની ! ."

એ ઉદ્ગાર માત્ર ભૌતિક અંધકાર પરત્વેજ છે એમ નથી. પણ વિશ્વમાં છવાઈ રહેલી અલૌકિક અગમ્યતાનુ શાંતિપૂર ધ્વનિરૂપે અત્રે રેલી રહ્યું છે. જે

" ગૂઢ અગમ્ય ભેદો કંઈ,
કરે ચોગમ ઘોર ઝંકાર રે "

તેનો ખુલાસો કરવાનો પ્રયત્ન ન કરતાં મનુષ્ય માત્ર કર્ણ દઈને સાંભળવા ધારે તો—પણ

" શાંત કુત ઊંડા કર્ણે
સુણે ઉચ્ચ ગાનના પુકારરે"

એ નિ:સંદેહ છે

ત્યારે મનુષ્યના હૃદયમાં જીવ-જગત્-અને ઈશ્વર સંબંધી પૂર્વે કહ્યા પ્રમાણે જે જે ગભીર પ્રશ્નો ઉઠે છે તથા આકાંક્ષાઓ ઉદ્ગાર પામે છે તે સર્વનો ખુલાસો કરવો તથા પરિપૂર્તિ કરવી એ ધર્મમાત્રનો સામાન્ય ઉદ્દેશ છે એમ સમજાય છે. અને તે સામાન્ય ઉદ્દેશ અમુક ધર્મ જેટલે અંશે પાર પાડી શકે છે તેટલે અંશે તેની ઉત્કૃષ્ટતા અને સફલતા લેખાય છે. અર્થાત્ જીવનની સાથે નિકટ સબંધ ધરાવી જે ધર્મ સર્વદેશી હોય, તે સર્વોત્કૃષ્ટ; આ કસોટીથી તપાસી જોતાં 'બ્રાહ્મ ધર્મ' જ ઉત્તમ ઠરશે એમ આ લેખકનું માનવું છે. પણ તે અત્રે વાદવિવાદ કરી સિદ્ધ કરી આપવુ એમ ઇચ્છા નથી. કેમકે એમ કરવાનું પ્રયોજન નથી અને એમ કરવા જતાં વેદના સમયથી માંડી આજ સુધીના ગ્રન્થો ઉપર ટીકા લખવી પડે એમ છે. માત્ર કેટલાક સામાન્ય નિર્દેશપૂર્વક ઉત્તમ ધર્મનાં લક્ષણો બ્રાહ્મધર્મમાં છે એમ બતાવવાનો અત્રે યત્ન છે.

'બ્રહ્મન, એટલે વેદ અને વેદથી પ્રવર્તેલો ધર્મ તે 'બ્રાહ્મધર્મ'. 'બ્રહ્મનૂ' શબ્દના વેદમાં મુખ્ય ત્રણ અર્થ થાય છે; (૧) સ્તુતિ; (૨) યજ્ઞ અથવા યજ્ઞનુ અંતસ્તત્ત્વ; (૩) ચરાચર વિશ્વનો આત્મા. આ ત્રણ અર્થને અવલંબી બ્રાહ્મધર્મનાં ત્રણ અંગો બંધાએલાં

છેઃ (૧) ભક્તિ, (૨) કર્મ, (૩) જ્ઞાન. આ પ્રમાણે 'બ્રહ્મન્' શબ્દનો અર્થ વિચારતાંજ બ્રાહ્મધર્મનાં મુખ્ય તત્ત્વો પણ સમજાઇ જાય છે, તો પણ એ સંબંધી કાંઇક વધારે સ્પષ્ટીકરણ થવાની જરૂર છે. 'બ્રાહ્મધર્મનું' ઉત્પત્તિસ્થાન વેદ છે, અને 'વેદ' એટલે જ્ઞાન—જે 'શ્રુતિ' એટલે શ્રવણ કરેલું તે, એવા નામથી પણ ઓળખાય છે—આટલી વાત સર્વ વિદિત છે. 'શ્રુતિ' એમ કહેવાનું તાત્પર્ય એવું છે કે વેદપ્રતિપાદિત જ્ઞાન મનુષ્યની ગમે તેવી કલ્પનાથી ઉદ્ભવેલું નથી, પણ આ વિશ્વમાં, જગત્માં તેમજ મનુષ્ય—આત્મામાં—મનુષ્ય શાંતિથી સાંભળે તો અહર્નિશ સંભળાતા એવા શાંત અદ્ભુત, ઊંડા કંઇ ઉચ્ચ ગાનના પ્રકારના શ્રવણ રૂપ છે. 'વેદ' ઈશ્વરનો 'પ્રકાશ' છે. ઈશ્વરનું 'નિઃશ્વસિત' છે એમ જે કહેવાય છે તે પણ તેજ અને પ્રાણના ગંભીર રૂપકદ્વારા આ રીતેજ સમજી લેવાનું છે. વળી વેદ નિત્ય છે એમ કહેવાય છે. એટલે કે વેદપ્રતિપાદિત સત્યો નિત્ય છે, અને એ સત્યો આપણા આગળ મૂકાય તો ત્રિકાલાબાધરૂપે તે સ્વીકારી શકાય તેવાં છે. આ પ્રમાણે દેશકાલાદિ ઉપાધિથી અનવચ્છિન્ન સત્ય મનુષ્ય આગળ ધરીને મનુષ્યના જીવનને તન્મય કરી આપવાનું સામર્થ્ય બ્રાહ્મધર્મમાં છે એમ અત્રે અનાદિ કાળથી મતાતું આવ્યું છે, અને તે યથાર્થ છે કેમ કે એ—આ લેખ ઉપરથી નહિ પણ સાક્ષાત્-બ્રાહ્મધર્મના અનેકાનેક ગ્રન્થો જોઇ ને વિચારવાનું છે. વિચારતાં અને વિશેષે કરીને એવો અનુભવ લેતાં જણાશે કે 'બ્રાહ્મધર્મ' અનેક રીતે સર્વદેશી છે. અર્થાત્ સર્વ ધર્મનાં લક્ષણોનો સંગ્રાહક છે.

(૧) એક તો એવી રીતે કે એમાં સર્વ પ્રકારના અધિકારીઓ માટે સ્પષ્ટ યોજના છે. મનુષ્ય જાતિના તેમજ મનુષ્યવ્યક્તિના ધર્મવિચારમાં "માયા અને મહેશ્વર" એટલે અસ્મદ્—ઇદં—અને તત્પદવાચ્ય ત્રણ પદાર્થોની ત્રિવેણી વહે છે. બાળકો અને બાલ્યાવસ્થા ભોગવતા મનુષ્ય વર્ગ આ ત્રણ પદાર્થોને જેવી રીતે જુએ છે તે કરતાં પ્રૌઢ વયને પ્રાપ્ત થએલા મનુષ્યો અને મનુષ્ય વર્ગો જુદી રીતે જુએ છે. અમુક મનુષ્યોને અમુક ધર્મનું સ્વરૂપ રુચે છે તો બીજાઓને બીજું રુચે છે. એટલુંજ નહિ; પણ ઉપકારક પણ તેજ થાય છે. આ પ્રમાણે જો કે આત્માની પરમશાંતિ પ્રાપ્ત કરવી એ ધર્મમાત્રનું સામાન્ય સાધ્ય છે તોપણ તે સાધવાના માર્ગો જુદા જુદા છે. અને તે ભેદ મનુષ્ય આત્માના અધિકારને એટલે રુચિ અને અનુકૂલતા ઉભયને લઇને પડે છે. બાલ્યાવસ્થાથી આરંભી વાર્ધક્ય સુધી, જંગલી દશાથી માંડી સુધારાના ચરમસ્થાન સુધી, જડતાથી તે તત્ત્વદૃષ્ટિ પ્રાપ્ત થતા સુધી અધિકારાનુસાર જેને જે જોઇએ તેને તે આપી જે ધર્મ મનુષ્યને સર્વથા સંતોષ પમાડી શકે છે તેજ ધર્મ સર્વોત્કૃષ્ટ છે એ સ્પષ્ટ છે. જે ધર્મમાં ઉઘાડી રીતે વિચારપુરઃસર અધિકારભેદની વ્યવસ્થા કબૂલ નથી તે ધર્મમાં પણ વસ્તુતઃ એ સ્વીકાર્યા વિના ચાલતું નથી. ક્રાઇસ્ટ મહાત્માને જગત્માં વિચરી પરોપકાર સાથે ઉપદેશ કરવામાં, સે. પોલને કાંઇક વૈરાગ્ય ને ત્યાગમાં, સે. જોનને શ્રવણ ધ્યાન તથા સમાધિમાં અને સે. જેમ્સને કર્મકાંડ અને વિધિ—આચરણમાં શ્રેયનો માર્ગ જડયો એ સિદ્ધ છે. આ સર્વ સાધનના સ્વરૂપ તથા સંબંધનો વિચાર એકજ ધર્મને અંગે બ્રાહ્મધર્મમાં જેવો કરવામાં આવ્યો છે

તેવો અન્ય ધર્મમાં ભાગ્યેજ જણાશે.

( ૨ ) 'બ્રાહ્મધર્મનું ' સર્વદેશીપણું એક બીજી રીતે પણ છે. 'જીવ-જગત્ અને ઈશ્વર' એ ત્રણ પદાર્થોમાં "સર્વ" એટલે અખંડ વિશ્વનો સમાવેશ થાય છે, અને તે ત્રણે પદાર્થોનો 'બ્રાહ્મધર્મમાં ' સારો વિચાર છે. બ્રાહ્મધર્મ જગતને શૂન્ય અથવા મિથ્યા માની જગતના સર્વ વ્યવહારને નિરુપયોગી અને અર્થ-રહિત બનાવી દે છે, અને "પરની" ખોટી કલ્પના હૃદય આગળ ઉભી કરી એ મૃગતૃષ્ણા પાછળ મનુષ્યને દોડાવે છે, અને એ રીતે એનો આ લોક પણ બગાડી મૂકે છે એવો ખોટો આરોપ એ ધર્મ ઉપર વારવાર લાવવામાં આવે છે. પણ જરા વિચાર કરતા જણાશે કે પૃથ્વી ઉપર પ્રવર્તતા સર્વ ધર્મોમા બ્રાહ્મધર્મ એવો છે કે આ લોક અને પરલોક બન્નેનો સરખો વિચાર રાખી, વર્ણાશ્રમવ્યવસ્થા એ ધર્મનુ અગ છે એમ માને છે. બૌદ્ધ ધર્મમા સર્વ વર્ણના મનુષ્યોએ સરખો હક ધરાવી સન્યાસ લેવા માંડયો અને તેથીજ તેની અવનતિ થઇ. ક્રિશ્ચિઆનિટિએ આ જગત્ મનુષ્યના આગામી કેળવણીનું સ્થાન છે એમ માની આ લોક ઉપર વિશેષ લક્ષ દીધું. અને પરલોક વિષેના વિચારમાં મન્દતા રાખી. પરિણામ એ આવ્યું કે મહાભારત કે ભાગવત જેવો એક પણ ધર્મગ્રન્થ પાશ્ચાત્ય પ્રજામા ઉત્પન્ન ન થઈ શકયો અને મનુષ્યનુ જીવન શાંતિરહિત થઇ ગયુ. અત્રે એટલુ કહેવુ જોઇએ કે ક્રાઇસ્ટ મહાત્માનું વલણ તો હમેશા પરલોક તરફજ હતુ. એના "સર્મન ઓફ ધી માઉન્ટ"માં એ કહે છે કે મનુષ્યે ખાવા પીવાની કે ઓઢવા પહેરવા સબધી ફિકર કરવાની નથી કેમકે એ ફિકર તો પ્રભુને છેજ. આમ છતા પાશ્ચાત્ય પ્રજામાં પરલોક અત્યન્ત ગૌણ થઈ ગયો તેનાં સબળ કારણ હોવાં જોઇએ. વિચાર કરતા બે કારણો પ્રતીત થાય છે. એક તો પાશ્ચાત્ય પ્રજાની સ્વાભાવિક ઐહિક સ્વપરાયણતા અને બીજું-જ્યારથી ક્રિશ્ચિએનિટિનુ સમીપમા ઉગતુ "ધર્મરાજ્ય" રૂપી આશા પખીડુ ક્ષણવારમાંજ વિલુપ્ત થઇ ગયુ, અને તેને બદલે ભવિષ્યની દૃષ્ટિમર્યાદા ઉપર દૂર દૂર તે એક તારા રૂપેજ સ્ફુરવા લાગ્યુ, ત્યારથી એનુ તેજ બીજાં કેટલાંક કારણોને લેઇ ક્ષીણ થતુ ચાલ્યું એટલુ કહેવુ બસ છે કેમકે વિશેષ વિચાર અત્રે અપ્રકૃત છે. જેમ જગત્ સબધી વિચારમાં બ્રાહ્મધર્મે ઇહલોક અને પરલોકનો યોગ્ય વિચાર દર્શાવ્યો છે. તેમ ઇશ્વર સબધી વિચારમાં પણ બ્રાહ્મધર્મે બહુ ઊંડી શોધ કરી છે. ઉદાહરણ તરીકે માત્ર નીચેની શ્રુતિ લઈશુ તો જણાશે કે અન્યધર્મમાં એની સમાન ઉક્તિ મળવી કઠિન છે. " यः पृथिव्यां तिष्ठन् पृथिव्या अन्तरो यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरं यः पृथिवीमन्तरो' यमयत्येष त आत्मा सर्वान्तरः ( જે પૃથિવીમાં રહેલો છતાં પૃથિવીથી અંતર છે. એને પૃથિવી જાણતી નથી, પૃથિવી એનુ શરીર છે, ને એ પૃથિવીનો અતર્યામી છે. એજ તારો આત્મા છે, સર્વનો અતરાત્મા છે) બૌદ્ધ ધર્મે કેટલેક વખત ઈશ્વર સબધી વિચાર ન કર્યો, અને જ્યારે કર્યો ત્યારે ઘણું કરીને બ્રાહ્મધર્મના અનુસારેજ કર્યો. ક્રિશ્ચિએનિટિએ ,આરભમા ઇશ્વરને એક મનુષ્ય-પિતા તરીકેજ કલ્પ્યો, અને પાછળના વખતમાં ઈશ્વરસ્વરૂપ સબધી જે જે ગંભીર વિચારો આવ્યા તે સર્વમાં ગ્રીકફિલોસોફિનીજ

અસર હતી. પરંપરાસંબંધે એમાં બ્રાહ્મધર્મનો કેટલો પ્રવેશ હતો એ પ્રશ્ન બાજુ પર મૂકીએ તોપણ એટલું તો સિદ્ધજ ગણાશે કે ઇશ્વરસંબંધી તત્ત્વવિચાર ક્રિશ્ચિઍનિટિમાં સ્વતન્ત્ર રીતે ઉદ્ભવ્યો નથી. જીવ સંબંધી વિચારમાં પણ બ્રાહ્મધર્મ સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ પદવી ભોગવે છે. બુદ્ધ મહાત્માનો અભિપ્રાય અન્યથા સમજી બૌદ્ધ ધર્મના અનુયાયીઓએ 'આત્મા' એવી વસ્તુજ સ્વીકારી નહિ, અને એને સ્થાને વિજ્ઞાનના પ્રવાહને મૂકી, ધર્મરચના કાયમ રાખવા યત્ન કર્યો. અર્થાત્ પાયા વિનાની ઇમારત બાંધવા જેવું કર્યું. ક્રિશ્ચિઍનિટિએ આત્માની ઉત્પત્તિ માની, અને આ રીતે જડવાદ રૂપી કલિના પ્રવેશ માટે માર્ગ કરી આપ્યો. આત્માને જન્ય માન્યા છતાં, વિજ્ઞાનવાદ સ્વીકારી જગતના દ્રષ્ટા તરીકે ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કર્યું અને તેમાં એવી દલીલ મૂકી કે જન્મ પહેલાં જગત્ તો હતુંજ, માટે તે જગતનો દ્રષ્ટા હોવો જોઇએ, જે ઇશ્વરશબ્દવાચ્ય છે. પણ આ સાથે એટલું વિસરાઈ ગયું કે આત્મા વિના જગત્ અને જગતનો દ્રષ્ટા બન્ને અસંભવિત છે.

'જીવ શિવ' ના સંબંધ વિષે પણ જૂદા જૂદા દૃષ્ટિ બિન્દુથી બ્રાહ્મધર્મે અવલોકન કર્યું છે, અને એ સબંધ કેવો નિકટ તથા આન્તર છે તે અનેક રીતે દર્શાવ્યું છે. ઉદાહરણ તરીકે નીચેનાં વચનોજ બસ થશેઃ (૧) तत्त्वमसि (२) विरहीव विभो प्रियामयं परिपश्यामि भवन्मयं जगत् (३) पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥ (૧ તે તું છે; ૨ હે વિભો ! વિરહી જેમ જગતને પ્રિયામય દેખે છે તેમ હું જગતને આપમય દેખું છું; ૩ પિતા પુત્રનું, સખાસખાનું, પ્રિયપ્રિયાનું, સહન કરે છે તેમ હે દેવ ! મારું પણ આપ સહન કરવા યોગ્ય છો. *

(૩) 'ધર્મ' એ માત્ર વિચારરૂપ—જેને શાસ્ત્રીય પરિભાષામાં 'તર્ક' અથવા 'પરોક્ષજ્ઞાન' કહે છે તે નથી. માત્ર ક્રિયારૂપ પણ નથી, એટલે કે કર્તવ્ય કરવામાંજ એની પર્યાપ્તિ નથી. તેમજ માત્ર હૃદયના ભાવરૂપ એટલે ભક્તિ કે આનંદમાંજ એની પરિસમાપ્તિ થાય છે એમ પણ નથી. ધર્મમાં એ ત્રણેનો અપૂર્વ સંગ્રહ થાય છે, અને એવી રીતે પણ ધર્મનું સર્વદેશીપણું હોવું જોઇએ, અને તે બ્રાહ્મધર્મમાં છે. (૧) માત્ર વિચાર એ તત્ત્વચિંતન શાસ્ત્રનો વિષય છે એથી 'સમ્યગ્જ્ઞાન' પ્રાપ્ત થાય છે, પણ તે જ્ઞાન ધર્મ વિના અપરોક્ષ અનુભવ કરાવી શકતું નથી. (૨) ધર્મ એ માત્ર ક્રિયારૂપ નથી, અને તેથી કર્તવ્ય કરવામાંજ એની પરિપૂર્ણતા નથી. કર્તવ્ય કરવાથી અપાપ થવાય છે, પવિત્રપણું આવે છે, પણ જ્યાં સુધી જ્ઞાનોદય થયો નથી ત્યાં સુધી વિવેક આવતો નથી અને આત્મા એક પ્ર-

* રામાનુજ સંપ્રદાયમાં બે અવાન્તર ભેદ છે. તેમાં એકના મતમાં જીવશિવનો સંબંધ "માર્જાર ન્યાય" પ્રમાણે, અને બીજાના મતમાં "મર્કટ ન્યાય" પ્રમાણે છે. અર્થાત્ એકના કહેવા પ્રમાણે જેમ બિલાડી પોતાનાં બચ્ચાંને મ્હોંમાં લઈ ફરે છે, અને તેમાં બચ્ચાંને કાંઇજ યત્ન કરવાનો નથી તેમ જીવ શિવનો સંબંધ છે. બીજા મત પ્રમાણે જેમ વાંદરાનું બચ્ચું પોતાની માને વળગી રહે છે, તેમ જીવ પોતાના પ્રયત્નથી શિવને વળગી રહે છે.

કારની જડતા અનુભવે છે. ( ૩ ) વિચાર અને આચાર જ્યાં સુધી એમાં આનન્દના અનુભવ ન થાય ત્યાં સુધી મનુષ્યને પરમ સાધ્ય તરફ દોરવાને અસમર્થ છે. જ્યારે જ્ઞાન થઇ, તદનુસાર ક્રિયા કરી, એ જ્ઞાન અને ક્રિયા બન્નેમાં આનંદ અનુભવાય ત્યારે ધર્મનું પ્રયોજન સિદ્ધ થયું એમ ગણાય. અમુક કર્તવ્ય સમ્બન્ધી સિદ્ધાન્ત જાણ્યા છતાં જ્યાં સુધી કર્તવ્ય કાર્ય થાય નહિ ત્યાં સુધી જ્ઞાનની સાર્થકતા નથી. કર્તવ્યજ્ઞાન મેળવીને તદનુસાર કાર્ય કરવામાં પણ જ્યાં સુધી અનિચ્છા કે ખેદ જણાય છે અને આનંદ આવતો નથી ત્યાં સુધી કર્તવ્યભાવના અપૂર્ણ રહે છે. જ્ઞાનમાં અને ક્રિયામાં આનંદનું સિંચન કરવું એ કામ સવિશેષ રીતે ધર્મનું છે. ત્યારે ધર્મ વિના આનન્દ તો આવે ખરો, પણ તે સકારણ અને અબાધ્ય ત્યારે થાય કે જ્યારે હું-તુંનો ભેદ મટી જઈ સર્વત્ર જ્ઞાનપુરઃસર બ્રહ્મભાવ વિસ્તરે, અને તન્મય સકલ જીવિત થઈ સ્વાભાવિક ઉદ્ગાર થાય કે

" सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद्दुःखमाप्नुयात् ॥

( આ સર્વ સુખી રહો, સર્વ નિરામય રહો, સર્વે ભદ્રને પામો—કોઈપણ દુઃખી ન રહો. ) એ કામ ખાસ કરીને ધર્મનું છે. વસ્તુનું યથાર્થ સ્વરૂપ શું છે એ વિચારવાનું કામ 'દર્શનાદિ' બોધમન્યનું છે. સારા ખોટાનો એટલે કાર્યાકાર્યનો ઉપદેશ કરવો એ કામ વિધિનિષેધ શાસ્ત્રનું—અર્થાત્ સંકુચિત અર્થમાં 'ધર્મ' શબ્દનો પ્રયોગ કરી જેને 'ધર્મશાસ્ત્ર' કહેવામાં આવે છે તે શાસ્ત્રનું છે. રમણીયાર્થનું દ્યોતન કરવું એ કામ સાહિત્ય સંગીતાદિ કલાઓનું છે. તત્ત્વશાસ્ત્ર પ્રમાણદ્વારા વસ્તુસ્વભાવનો નિર્ણય કરે છે, વિધિનિષેધશાસ્ત્ર પ્રવૃત્તિનો ઉપદેશ કરે છે, કાવ્યાદિસાહિત્ય ગ્રન્થો જેવા કે ઇતિહાસ પુરાણાદિ—વસ્તુનું દ્યોતન કરી તથા ધર્મવૃત્તિમાં ચૈતન્ય અર્પી આનન્દ અનુભવાવે છે. આ સર્વ ઉદ્દેશોનો સંગ્રહ 'ધર્મ'માં થાય છે. એક રીતે જોતાં સર્વ ધર્મમાં આ ત્રણ અંગો સ્ફુટ વા અસ્ફુટ રૂપે રહેલાં હોય છે, પણ બ્રાહ્મધર્મમાં વિશેષ એટલો છે કે એમાં સર્વ અંગો સારી રીતે વિકસિત થયાં છે એટલુંજ નહિ પણ શ્રુતિના સમયથી આજ પર્યન્ત જે જે ગ્રન્થોમાં એ અંગોનું વધારે વધારે સ્ફોટન થતું આવ્યું છે તે સર્વને ધર્મના ગ્રન્થ તરીકે માન આપવામાં આવે છે. બ્રાહ્મધર્મના અનુસારીઓએ ધર્મમસ્થાને સાચવવા માટે એકતા ખાતર તેમજ આદિ ગ્રન્થ તરીકે જો કે વેદનેજ ન વળગી રહેતાં "ગુણાઃ પૂજાસ્થાનં" એ સિદ્ધાન્ત સ્વીકારી ધર્મવૃત્તિ જાગૃત રાખનાર સર્વ ગ્રન્થોને યોગ્ય માન આપ્યું છે અને તે છતાં વેદની મહત્તા કાયમ રાખી છે. આ દૃષ્ટિએ જોતાં ઇતિહાસ પુરાણની બ્રાહ્મધર્મના ઇતિહાસમાં સાર્થકતા સમજાશે.

( ૪ ) મનુષ્યને સ્વાભાવિક રીતે જ્ઞાનના પ્રકાશની, કર્તવ્યભાવનાની અને આત્મબલની જરૂર છે. એ ત્રણે આકાંક્ષાઓ જ્યાં સુધી પૂરી ન પડે ત્યાં સુધી ધર્મનું પ્રયોજન સર્વથા સિદ્ધ થયું ન ગણાય.

( ૫ ) મનુષ્ય જ્યાં જ્યાં દૃષ્ટિ નાખે છે ત્યાં ત્યાં અજ્ઞાન દશામાં પ્રથમ તો એને વિષમતાજ પ્રતીત થાય છે. પોતાનો આત્મા એને દુઃખ, મલિનતા વગેરે અનેક કુત્સિત

પદાર્થોથી ભરેલો જણાય છે, અને તેમજ વિશ્વમાં પણ પરસ્પર વિરુધ્ધ શક્તિઓનો કલહ મચી રહેલો દેખાય છે. એ સર્વ વિષમતાને ટાળવા તથા તેનો ખુલાસો કરવા એનું અંતઃકરણ મથે છે, અને આવે સમયે એને ધર્મસંબંધી જ્ઞાનના પ્રકાશની જરૂર પડે છે. એ જ્ઞાનનો પ્રકાશ પ્રાપ્ત થતાંજ વિશ્વ જૂદે રૂપે ભાસવા માંડે છે, દુઃખ સુખરૂપ થઈ જાય છે, પાપનો અવકાશજ રહેતો નથી, અને જગત્‌માં વિરોધ કે જડતા એવું કાંઈજ દેખાતું નથી. પૂર્વનો અનુભવ અને આ નવીન અનુભવ એ બે સમાન કક્ષાના માત્ર કાલિક પૌર્વાપર્યવાળા ન લાગતાં એક અનુભવ બીજા અનુભવનો બાધક થઈ સ્ફુરે છે. વેદાન્ત વગેરેમાં "જ્ઞાનાન્મોક્ષઃ" એમ વારંવાર ઉદ્‌ઘોષ સંભળાય છે એનું આજ રહસ્ય છે.

(૨) દરેક મનુષ્યના હૃદયમાં કર્તવ્યની અમુક ભાવનાઓ હોય છે, પણ બહુ તીવ્ર પ્રતિભા વિના એ ભાવનાઓ જોઈએ તેવી હૃદય આગળ આલેખાતી નથી. અને કદાચિત્ આલેખાય છે તો પણ તે અન્યજન આગળ ઉપસ્થિત કરી આપવાની સાધારણ રીતે મનુષ્યમાં શક્તિ હોતી નથી. એ સર્વ સામગ્રી જેનામાં હોય છે તે પોતાના જીવનથી, ઉપદેશથી, અથવા ઉભયથી અન્ય જનોને તે અનુભવાવી શકે છે. અને ધર્મપ્રવર્તક અથવા ધર્મમૂર્તિ તરીકે જગત્‌માં પૂજાય છે. આવા મહાત્માઓ જગત્‌માં વિરલ સ્થલે અને વિરલ કાલે ઉત્પન્ન થાય છે, માટે તેમની ખોટ પૂરી પાડવાની જરૂર રહે છે, અને તે ખોટ ધર્મથી પૂરી પડે છે. બ્રાહ્મધર્મ આ કામ બહુ સારી રીતે બજાવી શકે એમ છે, એ એના મહાભારત રામાયણ ભાગવતાદિ ગ્રંથો જોતાં સિધ્ધ થાય છે. રામ, સીતા, દમયંતી, યુધિષ્ઠિર, ધ્રુવ, પ્રહ્‌લાદ, હનૂમાન, હરિશ્ચન્દ્ર, રંતિદેવ વગેરે અનેકાનેક કર્તવ્યભાવનાનાં આદર્શભૂત ધર્મવીર સ્ત્રીપુરુષો અન્ય ધર્મગ્રન્થમાં ભાગ્યેજ જણાશે. અને જ્યાં જણાય છે ત્યાં પણ કાં તો તે, ધર્મના પ્રદેશથી કેવલ બહારજ રાખવામાં આવેલાં છે, અથવા તો પ્રતિભાની મન્દતાને લીધે તેમની ચિત્રરેખા ઘણી ઝાંખી દોરાએલી છે. અને તેથી હૃદય ઉપર તે બહુ અસર કરી શકતાં નથી.

(૩) જ્ઞાન મળ્યા છતાં, તથા કર્તવ્યની ભાવના ઉપસ્થિત થયા છતાં પણ કેટલીક વખત એ ભાવનાને અનુસરવાની શક્તિ આપણામાં નથી એમ આપણું મન ઘણીક વાર કહે છે. એવે વખતે બ્રાહ્મધર્મ કાંઈક અપ્રતિમ આત્મબલ અર્પી શકે છે એમ આ લેખકનું માનવું છે. સ્વર્ગ નરકાદિ વ્યવસ્થાથીજ સત્કાર્યમાં પ્રવર્તી શકવાનો કેટલાકનો અધિકાર હોય છે, તેમને તે દ્વારા અને ઉત્તમાધિકારીઓને ઉત્તમ પ્રવર્તક બતાવીને–સર્વને યથાયોગ્ય રીતે, બ્રાહ્મધર્મ સત્કાર્યમાં પ્રેરે છે. આપણી શ્રીમદ્‌ભગવદ્‌ગીતાની સમાન કોટિમાં મૂકાતું ક્રાઇસ્ટનું "સર્મન્ ઓફ્ ધી માઉન્ટ" જોશો તો જણાશે કે એમાં અમુક કાર્ય અમુક રીતે કરવાનો જે ઉપદેશ કર્યો છે તેમાં પ્રવર્તક હેતુ માત્ર એટલોજ બતાવ્યો છે કે તેમ ન કરવાથી "સ્વર્ગમાં જે આપણો પિતા છે, તે એ કાર્યનો બદલો નહિ આપે." અજ્ઞાનીઓને જ્ઞાન તરફ રુચિ ઉત્પન્ન કરવા માટે આ ઉપદેશ સારો છે, પણ તે ઉત્તમાધિકારીઓને સન્તોષકારક થાય નહિ. *

* * * * * * * *

* પ્રકૃત લેખ સમાપ્ત કરતા પહેલાં એક ખુલાસો કરવાની જરૂર છે. અને 'ક્રિશ્ચિઅનિ-

છે. આટલુંજ નથી પણ હિંદુસ્તાનની સરકારનો વહીવટી તથા લશ્કરી ખર્ચ આવક કરતાં વધી પડે તેવે તેવે પ્રસંગે હિંદુસ્તાનની સરકાર ઉપર વીલાયતથી હુંડી લખાઈ ને તે હુડી વીલાયતમાં વેચાય છે; એ હુડીઓ શીકારવાનાં નાણાં ન હોય ત્યારે ત્યારે તે હુડીઓ હિંદુસ્તાન ઉપર લેણા તરીકે કાયમ રહે છે, ને વીલાયત ખાતેના એવા કાયમ દેવાનુ ઘણી મોટી રકમ જેટલુ વ્યાજ હિંદુસ્તાનની સરકારને દરવર્ષે વીલાયત મોકલવું પડે છે. વળી સરકારી રેલવેઓ તથા સરકારની જમાનીથી નીકળેલી રેલવેઓ વગેરેના શેર વીલાયતમાંથી ભરાયલા હોવાને લીધે તેના વ્યાજ અને નફાના પૈસા પણ સોનાનાણામાં આપવા પડે છે. આ હુડીઓ શીકારવાને, અથવા એવાજ બીજા જરૂરના પ્રસંગ માટે હિંદુસ્તાનની સરકાર નવી નવી લોનો કાઢીને પણ, પોતાની ખરી આવક ઉપરાંત, નવી કૃત્રિમ આવક ઉપજાવવાનો યત્ન કરે છે. આવી જે વ્યાજની રકમ મોકલવાની તે પણ સોના નાણાથી આપવી જોઈએ, અને હિંદુસ્તાનની સરકાર પાસે તો રૂપાનાણુંજ છે, એટલે તેમાં પણ પ્રથમ કરતાં વધારે રૂપીઆ ભરવા પડે છે. આ રીતે ચારે પાસાથી હિંદુસ્તાનની સરકારને વટાવ પેટે ઘણી ભયકર ખોટ દરવર્ષે ખમવી પડે છે, ને પોતાના અંગ્રેજ નોકરો તથા પેનશનરોનો અણગમો શાંત પાડવાને ઘણી અડચણો વેઠવી પડે છે. નવા કરો નાખીને વધારે રૂપીઆ પેદા કરવા જેટલી જગો રહી હોય એવું સરકાર માનતી જણાતી નથી; ઘણી ખરી કર નાખી શકાય તેવી વસ્તુઓ અને સ્થિતિઓ ઉપર કર નખાઈ ગયા છે; તેમાં વધારો કરવાને પણ દેશકાલ અનુકૂલ નથી. સરકારની નાણાં સબધી હાલત આવાં કારણોથી ખરેખરી ગુંચવણ ભરેલી અને વિચારવા જેવી થઈ ગઈ છે.

આવે પ્રસંગે રૂપીઆની કીમતમાં કાંઇક વધારો કરી શકાય, એટલે કે સોનાને માટે જેટલા રૂપીઆ આપવા પડે છે તે કરતાં ઓછા આપવા પડે એવું કરી શકાય, તો સરકારને કાંઇક લાભ મળતાં શાંતિ આવે. આ હેતુથી ટંકશાળો બધ કરી હોય એવુ સમજાય છે. ટકશાલ બધ થવાથી રૂપીઆની કીમત પ્રથમ જેટલા પેની હશે તે કરતાં કાંઈક વધારે થશે, ને એમ સરકારની તીજોરીમાં બચાવ થશે, એવી ધારણ હોવી જોઇએ. આ યુક્તિની સાથે વીલાયતમાં પણ હાલ તુરત એક કમીટી નીમવામાં આવી છે, જેને હિંદુસ્તાનની ચલણની સ્થિતિનો વિચાર કરી, હિંદુસ્તાનમાં સોનાનું ચલણ દાખલ કરવું કે ન કરવું તેનો વિચાર કરવાનું સોંપવામાં આવ્યું છે. ટંકશાળો બધ થવાથી રૂપીઆની કીમત વધીને સરકારને પોતાની નાણાં સબધી ગુચવણમાં કાંઇક મદદ મળે તે વાતની અસર હજી જોવાની રહી છે, પણ આપણા દેશના લોકોને એ કારણથી જે ખમવું પડયું છે તે તો ઉપર જણાવેલી સ્થિતિથી ખુલ્લુંજ છે. ટકશાળ બધ થવાથી રૂપીઆની, તેમાં રહેલા રૂપાની, સોનાની સરખામણીએ જે ખરી કીમત તેને બદલે વધેલી એવી ખોટી કીમત કરવાથી, આ દેશના ખેડુતો અને જમીનદારો ઉપર વધારે બોજો પાડવાનો સંભવ છે. અત્યારે સરકાર તેમની પાસેથી જે કર લે છે તેનો તે કર નવી રીતે વધારેલી કીમતવાળા રૂપીઆથી ભરવો પડશે, અને તે રૂપીઓ પ્રથમ કરતાં વધેલી કીમતનો હોવાથી ખેડુતોએ એટલો વધારે માલ આપી તે રૂપીઓ લાવવો પડશે. એ રૂપીઆની આવી કીમત

જેટલું એમાં રૂપું નથી, અને એ રૂપીઆ પોતાની ઉપજ આપીને ઘરમાં લાવ્યા પછી ખેડુત તેમાંથી તેટલા રૂપીઆનું પહેલા જે સોનું કે રૂપું મેળવી શકતો તેટલું મેળવી શકનાર નથી આ પ્રકારે, ટંકશાળો બંધ કરવાથી હિંદુસ્તાનના વેપાર રોજગાર તથા જમીન સબંધી સર્વે ધંધાને નુકસાન થવા લાગ્યું છે, ઘણી આડકતરી રીતે જમીનદારો ઉપર એક નવા કર જેવો બોજો ઉભો થયો છે, અને સરકારને પોતાને એ ગોઠવણથી કેટલો લાભ થાય છે તે હજી જોવાનું રહ્યું છે

આ દેશમાં રૂપા સાથે સોનાનું ચલણ દાખલ કરવામાં આવે તો તેથી પણ દેશના વતનીઓને કોઈ ખાસ લાભ થાય એવું આ સબંધમાં ઉંડો અનુભવ ધરાવનારા વિચારવાન્ જનો કહી શકતા નથી કારણકે જ્યાં સુધી સોના અને રૂપાના ભાવનું એક અમુક અને નિશ્ચલ પ્રમાણ ઠર્યું નથી ત્યાં સુધી એ વચ્ચેના વટાવમાં હોય છે તેવાજ ફેરફાર થયા કરવાના અને સરકારને કદાચને જ્યાં સોનાનાણું આપવાનું ત્યાં લાભ થઈ આવે તો પણ રૈયતને તો કશો લાભ થવાનો નહિ, ઉલટું હાન થાય છે તેમ વધારે નુકસાન થતું જવાનું આવા કારણોથી, સોનાનું ચલણ હિંદુસ્તાનમાં દાખલ કરવાનો વિચાર કરવા જે કમીટી વીલાયતમાં નીમાઇ છે, તેના બંધારણ સામે, અને તેણે કરવાના કામકાજની સામે, ઘણી તરફથી પોકાર ઉઠાવવામાં આવે છે, અને ખાસ હિંદુસ્તાનના લાભ સાચવવાની તે કમીટીમાં કશી વ્યવસ્થા નથી એ વિષે ઘણી ફરીઆદ કરવામાં આવે છે

હિંદુસ્તાનની નાણા સબંધી દશા આવી સ્થિતિમાં છે, તે સુધારવાને ટંકશાળો બંધ કરવાની તથા સોનાનું ચલણ દાખલ કરવાની વાત ચાલી રહી છે, પણ એથી કરીને દેશને કશો લાભ થવાનો નથી એમ જાણીને દેશહિતની સાથે રાજ્યનું હિત સમજનારા જનો આવા ઉપાયો કરતા બીજાજ ઉપાયની સૂચના કરે છે. તેઓ કહે છે કે સરકારે પોતાના ખર્ચની વ્યવસ્થા ફરીથી કરવી જોઇએ અને આવક તથા ખર્ચનો મેળ મળે તેવી ગોઠવણ ઉપર આવવું જોઇએ એ અર્થે સરકારે લશ્કરીખાતાના ખર્ચમાં ઘણો ઘટાડો કરવાની જરૂર છે, તેમાં ઘટાડો થઇ શકે એવું પણ છે, અને વહીવટી ખાતામાં તેમ લશ્કરી ખાતામાં પણ ઉંચા દરજ્જાની નોકરીઓ લાયક દેશીઓને આપી પગારમાં ઘણો બચાવ કરવો જરૂરનો છે. આ ઉપરાંત આ દેશમાં તેમ વીલાયતમાં કેટલાક ફાલતુ જેવા ખાતાઓ હોય તે કમી કરવા જોઇએ છીએ આમ થવાથી આવક અને ખર્ચનો મેળ મળી રહેતા હિંદુસ્તાન દેવામાંથી મુક્ત થવા પામશે, અને સરકારનું લક્ષ ખેડુતની અને દેશી હુન્નરોની ખીલવણી કરવા ઉપર વધારે વધારે રોકાતું જશે તેમ દેશની આબાદીમાં વધારો થઈ સરકારની તીજોરી પુષ્ટ થશે અને સરકારના હાથ મજબુત થતા રાજા પ્રજાની પ્રીતિ છે તે કરતા વધારે દૃઢ અને એકદિલવાળી થતી જશે આવો અભિપ્રાય દેશી તેમ વિલાયતના આગેસરોમાના, ઘણાક ધરાવે છે, પણ હજી એ અભિપ્રાય ઉપર પૂરું લક્ષ અપાયું નથી નાણાં સંબંધી સ્થિતિ ભવિષ્યમાં કેવા કેવા ઘોટાળા ઉપજાવશે તે કહી શકાતું નથી, તેમ તેનું વર્તમાન સ્વરૂપ પણ એટલું બધું ગુંચવાડા ભરેલું છે કે તેમાંથી સ્પષ્ટ માર્ગ કાઢવો અને તે માર્ગથી અમુક ફલ થશેજ એમ વિશ્વાસપૂર્વક સાબીત કરવાનો આગ્રહ ધરવો એ બહુ મુશ્કેલ છે. એટલે ટંકશાળો બંધ કરવાથી કે સોનાનાણું દાખલ કરવાથી નાણા સબંધી મુશ્કેલીમાંથી સરકાર મુક્ત થાય અને દેશની રૈયતને હાનિ ન થાય અથવા સુખ થાય એ પરિણામ હજી જોવાનું છે, ટંકશાળો બંધ થવાનું હાલ તુરત તો એ કરતા ઉપર કહ્યું તેવું ઉલટુંજ પરિણામ આવ્યું છે

# સુદર્શન.

(તંત્રી, મણિલાલ નભુભાઈ દ્વિવેદી.)

(ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર.)

"सत्यं परं धीमहि" —भागवतम्.

પુસ્તક ૧૩. અંક ૧૧.] (માસિક) [ઓગષ્ટ. ૧૮૯૯

— ૧

## સાહિત્ય

૧

### સમુદ્રકાંઠે ધ્યાન.

(મળેલું)

જે પેલી તાડતરુરાજી સમુદ્ર કંઠે,
ત્યાં આ વહી જઈ મળે સરિતા ઉમંગે,
ને તે સમીપ ધનખડ સુવર્ણરંગે,
રંગે પ્રભાત સવિતા મૃદુ તેજપુંજે. ॥ ૧ ॥
તે પાર ગર્જન કરે ઉદધિ વિશાળ,
આસ્ફાલતો પ્રબળ ઉચ્ચ તરંગમાળ,
જ્યાં ઝૂકતા ખડક ભીષણ કાંઈ ઊભા,
વિક્ષોભહીન રહીં વીચિ વિખેરી દેતા. ॥ ૨ ॥
એમ અનેક સુચિત્રો નિહાળતો હું
બહાર અંતરમાં,
સરિતા તીરે તીરે ચાલી આવ્યો
સમુદ્રના તટમાં, ॥ ૩ ॥
ભીષણ ખડક ઉભા છે, સરિતા મદથી
સમુદ્રમાં ભળતી,
સવિતા શોભે ગગને ધનખડ વળી
સુવર્ણથી રંગી, ॥ ૪ ॥

એ સહુ મુજ અંતરને જગાડી વદતાં
અલૌકિકા વાણી,
સુણ માનવ તું હમારા ઉપદેશો જે
સુણે શ્રીવેદ ઋષિ, ॥ ૫ ॥
સંસાર-વારિધિ મહીં કંઇ જીવઝરણાં,
થૈ નિમ્નગામિ વહીં આમ વિલુપ્ત થાતાં,
ના નામ કાંઇ નહિ કાંઇ રહે નિશાની,
તો એ મુકે મુખરતા નહિ આપે પ્રાણી. ॥ ૬ ॥
જો સ્થૈર્યે મૌન ધરતા ખડકો કિનારે,
તે પાદ સ્પર્શ કરીને જલધિ વિરામે,
તે મસ્તકે નથી જતું જલબિંદુ એ કે,
એ રીત કો યતિજનો જગને ઉવેખે. ॥ ૭ ॥
સ્નાન કરે કંઇ શૈલો, કંઈ ડૂબ્યા વળી
અગાધ જલધિમાં,
અસંગ અંતર કહીને—એ છે ગીતા-
તણી "સ્થિતપ્રજ્ઞ." ॥ ૮ ॥
પાદ ત્રયે વસી રહ્યો અમૃતત્વમાંહી,
ને એક પાદથી બધું ઇદમાત્મ થાઇ,
જે છે અખંડ અજ એક અનેકરૂપે,
તેને ભજે મુનિગણો સવિતા સ્વરૂપે. ॥ ૯ ॥
સંસાર તોય નિધિમાંથી, કરે ગ્રહીને,
જે આ ઘૃણા ધરી વહે સવિતા જયોને,
તે ઉર્ધ્વ માર્ગ વિચરીજ અનૂપ દીપે.
આકાશમાં વિહરતા ઘનખંડ રૂપે ॥ ૧૦ ॥
જેમ આ સવિતા તેજ સ્ફુરે રસીલું
સુવર્ણ ઘન ખંડે.
એમજ બ્રહ્મકૃપાથી પ્રકટે બ્રહ્મસ્વરૂપ
જીવ વિષે. ॥ ૧૧ ॥

---

૨

## ઇન્દ્રવિજય છંદ

(મળેલુ)

ભૂપતિ આદર પૂર્ણ હિયે વળિ માત સમાન કૃપા કર રાણી,
સાંઝ સવાર સવાર બની ઉર એક ધરી ફરતો મતિ રાણી;

૧.
દાર સમાન રમા ઘરમાં કર માવ તથા શિર માથ જણાણી;
બાળ વિશોભિત બિંદિન પ્રરૂપ જે પરજન્ય કરે નવ વાણી. ૧
આપ વિલોકિ વિમોદિત થાય વિશોકિત થાય લહે જવ હાણી;
જ્ઞાન પમાય ન કોપ શમાય ન લોભ તજાય વિકાર વખાણી,
દાન કરાય ન ધર્મ ધરાય ન કર્મ હરાય વિચાર ન આણી;
એ સ્થિતિ માનવની ભવમાંહિ કૃપા જવ નાહિ કરે ભવ વાણી. ૨
માત પિતા ગુરુ મિત્ર વિરોધિ ઘરા કરિ પાન સુકીર્ત્તિ હણાણી;
રાત બધી ભટકી ભટકી અટકી ખલ વેશ ન લજ્જા ધરાણી;
ધૂત રમી તજિ પૂન તથા ભજિ ધૂત બની અવધૂત ન જાણી;
એ સમ માનુષ જ્ઞાન લહે જવ રચ કૃપા કરતી ભવ વાણી. ૩
નાર વિપૂજિત કામુકથી વળિ પૂજિત દેશ વિષે નૃપવાણી;
લોલુપથી વસુસેવિત ને વસુથી અતિ સેવિત શ્રીયુત પાણી;
વીર વિભૂષિત વીરપણાથી તિતિક્ષુ વિકાશિત મૂર્તિ મનાણી;
દેશ વિદેશ-વિશેષ વિપૂજિત પંડિત આશ્રિત છે ભવ વાણી. ૪
સાર અસાર વિચાર વધારિ-વિકાર વિદારી સુધારતિ કાચા;
કીર્ત્તિ દિગન્ત ગજાવતિ આવતિ કૂડ વિવાદિ બનાવતિ સાચા;
પાપ વિનાશતિ બુદ્ધિ વિકાશતિ શુદ્ધિ કરાવી સુધારતિ વાચા;
નૂર સુકાર્યતણું ભવમાંહિ ગણી સહુ ભાઇ! નમો નિત વાચા. ૫

## દોહરો.

માનુષ ભવ વાચ્યા વિના, ગર્દભ સમ લેખાય;
માટે નારાયણ કહે, સેવ્ય અવસ્ય જણાય. ૬

---

## ગ્રંથાવલોકન.

વાર્તિક*( લેખન તથા વાચન )'— રા. રા. મનસુખરામ સૂર્યરામના નામથી ગૂજરાતી વાચકવર્ગમાંનો કોઇપણ પુરુષ અજાણ્યુ હશે નહિ ગૂજરાતી ગદ્ય અને પદ્યનો નવીન પ્રકાર ઉદ્ભવ પામી વિસ્તરતો આવ્યો તેનો સર્વ ક્રમ તેમણે દીઠો છે એટલુંજ નહિ પણ તે ક્રમમાં તેમણે સારો ભાગ લીધો છે, તેથી સિદ્ધ થનાર ફલને અમુક સ્વરૂપ સંપવા પ્રયત્ન કર્યો છે, અને એવા સર્વ પ્રકારના પ્રયત્નોનુ તેમણે સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરી રાખ્યુ છે. 'સંસ્કૃતમયી' ગૂજરાતી લખનાર રૂપે એકલા મનસુખરામભાઇનું નામજ આપણને એ પ્રકારના લેખનને આરંભકાને જણાતું હતુ, આજ તેવા લેખકો અનેક થયા છે, સમગ્ર ગૂર્જર લેખનનેજ તેવો રંગ લાગેલો છે, એ તેમની ઇચ્છા અને શક્તિનું તેમજ

* લખનાર રા. રા. મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી. મુંબાઇ, નિર્ણયસાગર પ્રેસ આ લેખ જે કોઇ જિજ્ઞાસુને મેળવવાની ઇચ્છા હોય તેણે કર્તાને પોતાને મુંબઇ લખવું; અથવા અમોને લખી જણાવવુ.

તેમણે નિર્માણ કરેલા માર્ગની સત્યતાનું કાંઈક પ્રમાણ છે. વળી, અન્ય પ્રકારે પણ રા. રા. મનસુખરામભાઈ બહુ સારા સાક્ષર, અધ્યયનરસિક, અને અનુભવી પુરુષ છે.

એવા અનુભવી અને વિદ્વાન્ લેખક પાસેથી આપણને લેખનપ્રકાર સંબંધે જે કાંઈ મળે તે ઉપયોગી અને વિચારવા યોગ્ય થઇ પડે એ કહેવું પડે એમ નથી. તેઓ લેખન તથા વાચન સંબંધી પોતાના લેખને વાર્તિક એવું નામ આપે છે અને વાર્તિકનો અર્થ કરી બતાવી વિષયનો આરંભ કરે છે. પ્રથમ લેખન સંબંધે કહેવામાં આવ્યું છે. આજકાલ લેખન એ એક ધંધા જેવું થઈ પડયું છે અને નિરુપયોગી લખનારા અતિનિર્વેદપ્રદ લીટા કરીને ભાષાના સાહિત્યને જે લજ્જાસ્પદ સ્થિતિમાં લાવે છે તે પ્રવૃત્તિનો રા. રા. મનસુખરામભાઇને ઘણો અનાદર છે અને તેથી કેવા પુરુષો બોધ આપી શકે અને લેખન કરી શકે તથા વર્તમાન સ્થિતિનો ઉદ્ધાર કરવાને એવા લેખકો પ્રતિ કેવી નિંદાક્રિયા આરંભવાની આવશ્યકતા છે તે બતાવીને પોતાના લેખનો આરંભ કરે છે. લેખકોના પણ તેઓ બે પ્રકાર ગણે છેઃ નૈસર્ગિક લેખક અને કૃત્રિમ લેખક; અને બીજા વર્ગના લેખકો માટે પોતાનો આ લેખ છે એમ ઉપોદ્ઘાત કરે છે.

મૂલ સ્વકલ્પિત લેખો કરતાં ભાષાન્તર અનુકરણ આદિ વધારે થાય છે, એટલે તેવા લેખો સંબંધે તેમણે કેટલાક વિચારો દર્શાવ્યા છે. ભાષાન્તરાદિના સંબંધમાં તેમનો અભિપ્રાય એમ છે કે મૂલ શબ્દો તેમના તેમ રખાય ત્યાં સુધી રાખવા અને પ્રત્યયોમાત્રજ ફેરવવા. આવા પ્રકારને તેઓ ભાષાન્તર નહિ પણ પ્રત્યયાન્તર કહે છે. તાત્ત્વિક કે શાસ્ત્રીય વિષયનાં ભાષાન્તરોમાં આ પદ્ધતિ બહુ માન્ય કરવા જેવી અને આવશ્યક છે. એ થઇ રહ્યા પછી, અમુક લેખ સમજી ન શકાય ત્યારે 'ભાષા કઠિન છે' એવો આરોપ કરી ગ્રંથને દોષ ચઢાવવાનો પ્રાકૃત જનોનો જે સંપ્રદાય છે તેના ઉપર વિસ્તારથી આક્ષેપ કરી તત્ત્વ સમજાવવા યત્ન કર્યો છે. કઠિનતા ભાષામાં નહિ પણ વિચારમાં છે એ સિદ્ધાન્તને તેઓ સ્વીકારે છે અને વિચારાનુસારજ વાણી ઉચ્ચરાય છે લખાય છે એમ કહી વાણીની અશુદ્ધિનો વિષય તેઓ ચર્ચે છે

ગૂજરાતી ભાષા સંસ્કૃતમાંથી થઇ છે અને અન્ય ભાષાના શબ્દો તેમાં રોગની પેઠે પેઠા છે એમ જણાવી પરભાષાના શબ્દમાત્રનો અનાદર રાખવાની તેઓ ભલામણ કરે છે. અંગરેજીમાં 'સેક્ષન'–લેખન જેમ સરલમાં સરલ ગણાય છે તેમ અત્ર પણ પરચુરણ ગૂજરાતી ભાષા તેજ સારી લેખપદ્ધતિ ગણાવી જોઇએ એવો જે ભ્રમ કોઈ કોઇ સાક્ષરોને પણ હોય છે તે દૂર કરવાને રા. રા. મનસુખરામભાઇએ સારો વિસ્તાર કરેલો છે, તેમજ વિચાર વિના ગમે તે રીતે લખ્યાં જવાને 'સ્વાભાવિક' લેખ કહેવાનો આડંબર કોઇ કોઇ લેખકો રાખે છે તે ઉપર પણ તેમણે યોગ્ય વિવેચન કરેલું છે. છેવટે, ભાષાનો વિચાર સાથે અને તે દ્વારા દેશોન્નતિ ને આત્મોન્નતિ સાથે સંબંધ છે એમ દર્શાવી, ભાષામાં કોઇ પણ બાહ્ય તત્ત્વને રહેવા ન દેવું એ તેમનો સિદ્ધાન્ત છે. એ સિદ્ધાન્તને અનુસરવામાંજ તેમને સર્વ સંપત્તિનું નિદાન જણાય છે. તેમણે ધારેલા ફલને તેમના શબ્દોથીજ દર્શાવીએ.—

"રત્નાકર સંસ્કૃતસમા એકજ ખાનિમાંથી આવેલા સાર્થક સરલ શબ્દો શુદ્ધ ઉપ-

" રાઇ એકતા વર્ધમાન થશે. એમ થયે વિભક્તિનાં રૂપના અને ધાતુનાં રૂપના પ્રત્યયે માં-
" જ માત્ર ભેદ રહેશે. ભગિની ભાષાઓ પરસ્પર સગમ્ય એવી થશે અને તે દેવનાગ-
" રી કિંવા બાલબોધ લિપિમાં મુદ્રાંકિત થશે તેથી ભરતખંડની એકજનતા—ઐક્ય—દે-
" શજનતા થવામાં સુગમ થશે. એવા અનેક અલભ્ય લાભો યથેચ્છ ભાષારચનાથી થ-
" વા સંભવ છે."

લેખન વિશે આવો વિચાર કર્યા પછી વાચન અને વાચક વિશે પણ તેઓએ કેટ-
લોક વિચાર કરેલો છે. લેખક ગમે તેવો ઉત્તમ હોય પણ વાચક તેનો ઉપયોગ પોતાની
બુધ્ધિના પ્રમાણમાં કરી શકે છે; કારણકે જ્યાં સુધી વાચકલેખક ઉભયની બુધ્ધિની સમ-
તા થતી નથી ત્યાં સુધી લેખકના વિચારોનું યથાર્થ પ્રતિબિંબ વાચકની બુધ્ધિમાં પડતું ન-
થી. આટલું કહ્યા પછી વાચનના પ્રકારમાં જડવિદ્યા ચૈતન્યવિદ્યા એવા બે વિભાગ પાડી
જડવિદ્યાના વાચનમાં અધ્યાત્મજ્ઞાન વિનાનું જે જે વાચન છે તેનો સમાસ રાખી ચૈ-
તન્યવિદ્યાના વાચનનેજ તેમણે પરમ શ્રેયસ્કર અને કલ્યાણપ્રદ બતાવ્યું છે. એ અપરા
અને પરાવિદ્યાના લેખકોમાં પરાવિદ્યાના ઉપાસકોને અમરતા અને યશ સાથે કલ્યાણ આ-
પવા લેવાનો પ્રસંગ છે એમ કહી લેખની સમાપ્તિ કરી છે. ગૂર્જરસાહિત્યના ભવિષ્ય વિ-
ષે જેમને કાંઇ પણ વિચારવાની શક્તિ હોય તે સર્વને આ લેખ મનનપૂર્વક વાચવા જેવો
છે. " સમાલોચક " ત્રિમાસિકમાં આ વિષય આવી ગયેલો છે: તેજ અત્ર જુદો પ્રકટ
કરવામાં આવ્યો છે.

**મુમુક્ષુનો માર્ગ:**—થીઓસોફીકલ સોસાઇટીમાં રહી ધર્મોપદેશમાજ જીવન ગાળી
આત્મસાધન સિધ્ધ કરતી પ્રખ્યાત વિદુષી મીસીસ એનીબેસન્ટે ઇંગ્રેજીમાં ' પાથ ઓફ ડી
સાઇપલશિપ ' નામે એક ગ્રંથ પોતાનાં વ્યાખ્યાનોનો સંગ્રહ કરી પ્રસિધ્ધ કર્યો છે તેનું
આ ભાષાંતર છે. એને " મુમુક્ષુનો માર્ગ " એ નામ આપ્યું છે તે યથાર્થ છે અને એમાં
આવેલો ઉપદેશ સર્વ કોઈ જિજ્ઞાસુને વારવાર વાચી અને મનન કરવા જેવો છે. ભાષાંતર
પણ બહુ સારી રીતે કરવામાં આવેલું છે.

આમાં એકંદરે ચાર જુદાં જુદાં વ્યાખ્યાનો સમાવવામાં આવ્યાં છે કર્મયોગ, અધિ-
કારિલક્ષણ, શિષ્યધર્મ, મનુષ્યનું ભવિષ્ય. કર્મયોગમાં ગીતાપ્રોક્ત, કર્મમાર્ગમાં રહે
મને સમતારૂપ યોગ શા પ્રકારે સિધ્ધ થાય તે સમજાવેલું છે. અધિકારિલક્ષણમાં અધિ-
કાર પ્રાપ્ત કરવાને અર્થે વૃત્તિનિરોધ શા પ્રકારે પ્રાપ્ત કરવો તે સમજાવી દૈવીસંપત્તિ શી
રીતે મેળવવી તે કહેલું છે. શિષ્યજીવનમાં સાધનચતુષ્ટયનો નિર્દેશ બહિરંગ સાધનરૂપે
બતાવી અંતરંગ સાધનમાં પરિવ્રાજ, કુટીચક, હંસ અને પરમહંસ એ ચાર દશા એને
તેનાં લક્ષણ સમજાવેલાં છે. ચતુર્થ વ્યાખ્યાનમાં મનુષ્ય હવે પછી મુક્તિ અનુભવતા સુધી
કેવે કેવે ક્રમે વૃધ્ધિ પામી મુક્તિ પર્યંત જશે તે સમજાવેલું છે.

---

* ભાષાન્તરકર્તા એક જિજ્ઞાસુ, પ્રસિધ્ધ કર્તા રા. રા. મનમોહનદાસ દયાલદાસ.
મુંબઈ, નિર્ણયસાગર પ્રેસ. મૂલ્ય ૬ આના.

૨
# ધર્મ.
૧
## સ્વામી વિવેકાનંદે અમેરિકામાં કરેલું ભાષણ.
( મળેલુ )
(અનુસંધાન પૃષ્ઠ ૨૩૦ થી)

આ ઉપરથી સિદ્ધ થાય છે કે— વેદમાત્ર કારણકાર્યના અનંત બંધનાગારનું અ-યંગ અક્ષમાશીલ નિયમોનું ભયંકર શિક્ષણ આપે છે, એમ નથી, પણ તે તો પુકારીને કહે છે કે— તે સર્વ નિયમોના મસ્તિક ઉપર એક એવું સત્ત્વ વિરાજે છે કે— જેની સત્તાથી પવન ગતિમાં રહે છે, અગ્નિ દાહ કરી શકે છે, વર્ષાદ વર્ષે છે, અને મૃત્યુ પૃથ્વી ઉ-પર સત્તા ચલાવે છે. પરંતુ તે સત્ત્વનું સ્વરૂપ કેવું છે?

તે સર્વત્ર નિર્મળ અને નિરૂપ છે, સર્વશક્તિમાન અને અતિકરુણ છે "તુંજ અ-મારો પિતા છે, તુંજ અમારી માતા છે, તું અમારો મિત્ર છે, અને તું અમને શક્તિ આપનાર છે તું અમારૂં પોષણ કર તું આ આખી સૃષ્ટિનો ભાર વહન કરે છે, મારૂં ર-ક્ષણ કર, મારા સ્વલ્પ જીવનના ભારનું વહન કર."

એ પ્રમાણે ઋષિઓએ વેદમાં ગાયું છે, અને સપ્રેમ તેનું પૂજન કરવું, એમ કહ્યું છે. એમ કહ્યું છે કે 'પ્રિયતમની પેઠે તેનું પૂજન કરવું" "આ લોક અને પરલો-કમાં પણ સર્વ પદાર્થોથી તે અધિક પ્રિય છે"

વેદમાં આ પ્રમાણે પ્રેમની પ્રક્રિયાનો બોધ કર્યો છે અને જે કૃષ્ણને પૃથ્વી ઉપર ઇશ્વરનો અવતાર માનેલો છે, તે કૃષ્ણે તે પ્રક્રિયાનું સંપૂર્ણ ઉદ્ઘાટન કરી, તેનું ઉત્તમ સ્વરૂપ નિરૂપિત કર્યું છે તેણે એવો બોધ કર્યો છે કે— જેમ કમલપત્ર જળમાં ઉત્પન્ન થાય છે, છતાં જળનો તેને સ્પર્શ થતો નથી, તેમ મનુષ્યોએ પોતાનું અંતઃકરણ ઈશ્વર સાથે અને પોતાની ઇંદ્રિયો કર્મ સાથે સંયોજી પોતાનો જન્મ પુરો કરવો જોઇએ આ લોકમાં કે પરલોકમાં ફળની આશાથી જેઓ ઈશ્વરને ભજે છે, તે સારૂં છે, પણ જેઓ ફળની કંઇ આશા વિના માત્ર પ્રેમથીજ તેનું ભજન કરે છે, તે વધારે સારૂં છે. તે વિષે એક ભક્તે સ્તુતિ કરતાં કહ્યું છે કે— "હે ઇશ્વર, મને વિત્તની ઇચ્છા નથી, પુ-ત્રની ઇચ્છા નથી, વિદ્યાની ઇચ્છા નથી જો તારી આજ્ઞા હશે તો હું હજારો નરકયાત્રા સહન કરીશ, પણ માત્ર તારી ખરી ભક્તિ મને આપ, એટલુંજ હું માગું છું." કૃષ્ણનો એક ભક્ત જે કે ભરતખંડનો ચક્રવર્તી રાજા હતો તેને તેના શત્રુઓએ રાજ્યથી ભ્રષ્ટ કર્યો અને તે કારણથી તેને પોતાની રાણી સાથે હિમાલયના એક અરણ્યમાં વસવું પડયું. તે પ્રસંગે તેની રાણીએ તેને પુછ્યું કે— "તમે સર્વોત્તમ સદ્ગુણી છતાં, શા માટે દુઃખી [illegible] છો?" યુધિષ્ઠિરે પ્રત્યુત્તર આપ્યો કે "હે પ્રિયે! તું આ હિમાલયના પર્વતને જો, [illegible] કેવો સુંદર છે હું તેને ચહાઉં છું તે પર્વત મને કંઇ આપતો નથી, તો પણ [illegible] સ્વભાવ સુંદર અને ભવ્ય વસ્તુને ચહાવા વાળો છે, તેથીજ હું તેને ચાહાકરૂં છું.

તેજ પ્રમાણે હું 'ઇશ્વરને ચહાઉં છું સમગ્ર સુંદરતા અને સમગ્ર ભવ્યતાનું તે આદિકારણ છે, તે એજ પ્રેમનું પાત્ર છે, મારો સ્વભાવજ તેને ચહાવાનો છે, તેથી હું તેને ચહાઉં છું. હું કંઇ ફળની આશાથી ભજન કરતો નથી, મને કંઈ તૃષ્ણા નથી તેની ઇચ્છામાં આવે તેવી અવસ્થામાં તે મને મુકે, તો પણ હું તેનું ભજન કરીશ ભક્તિમાં વણિક્ વ્યવહાર હોતો નથી."

વેદો કહે છે કે— પ્રત્યગાત્મા એકજ છે પ્રત્યગાત્મા માયાના બંધનને વશ છે, અને જ્યારે તે બંધન છેદાઇ જાય છે, ત્યારે પૂર્ણ સ્વરૂપ પ્રાપ્ત થાય છે તેજ કારણથી તેઓ જે શબ્દનો ઉપયોગ કરે છે, તેને મુક્તિ એટલે સ્વતંત્રતા, અથવા અપૂર્ણતાના બંધનમાંથી મુક્તતા, અથવા મૃત્યુ અને દુઃખની નિવૃત્તિ એમ બતાવે છે.

પરમેશ્વરની કૃપાથીજ આ બંધન ભેદી શકાય છે. પરમેશ્વરની કૃપા પવિત્ર મનુષ્ય ઉપર થાય છે, તેથી કૃપાનું કારણ પવિત્રતા ઠરે છે.

કેવી રીતે તે કૃપાની અસર થાય છે? પરમેશ્વર પવિત્ર હૃદયના મનુષ્ય આગળ પ્રકાશિત થાય છે, અને પવિત્ર અને નિષ્પાપ મનુષ્ય પરમેશ્વરનું સાક્ષાત્ દર્શન કરે છે; અને તેથી હૃદયની કુટિલતા દૂર થઇ ઋજુતા પ્રાપ્ત થાય છે આમ થયેથી સર્વે સંશયો નિવૃત્ત થાય છે. હવે તેને કારણકાર્યનો ભયંકર નિયમ સ્પર્શ કરી શકતો નથી. તે ઉપરથી સિદ્ધ થાય છે કે— આ વિચાર હિંદુ ધર્મનું મુખ્ય અગત્યનું મર્મબિંદુ છે. હિંદુઓ માત્ર શબ્દો અને સિદ્ધાંતોનુંજ જ્ઞાન મેળવવામાં પોતાનું જીવન ગાળતા નથી કદાપિ વ્યાવહારિક વિષયાનંદયુક્ત જીવનની પેલી તરફ જો કંઈ બીજું જીવન હોય તો તેને ભેટવાને તેઓ સંપૂર્ણ ઇચ્છા ધરાવે છે. જો તેઓનામાં પોતામાં આત્મા હોય, અને જો કોઇ સદય અને સર્વવ્યાપક સર્વાત્મા હોય તો, તેઓ તે સર્વાત્માને પ્રત્યક્ષ પ્રાપ્ત કરવા, પ્રયત્ન કર્યા વિના રેહેશે નહિ. તેણે તે સર્વાત્માનું દર્શન કરવું જ જોઇએ, કેમકે તેમ કર્યાથી જ સર્વે સંશયો નાશ પામે છે. તે માટે હિંદુ ઋષિ પ્રત્યગાત્મા અથવા પરમાત્માને માટે જે સર્વોત્કૃષ્ટ પ્રમાણ આપે છે, તે એજ છે કે "હું પોતે આત્મા છું, મને પરમાત્માનું દર્શન થયું છે." પૂર્ણ સ્વરૂપની માત્ર તેજ અવસ્થા છે હિંદુઓ કંઇ મત કે સિદ્ધાંતને માનવાને માટેજ પ્રયત્ન કરતા નથી, પણ તેનો અનુભવ કરવાને પુરતો શ્રમ લે છે, માનવા માટેજ નહિ, પણ તે પ્રમાણે ચાલવાને અથવા થવાને માટેજ.-

આ પ્રમાણે તેઓની ધર્મપધ્ધતિમાં સંપૂર્ણ થવાને, દેવસ્વરૂપ પામવાને તથા ઇશ્વરપદ પ્રાપ્ત કરવા અને ઇશ્વિરદર્શન કરવાને નિરંતર ઉદ્યોગ કરવો એમ ઠરાવ્યું છે. અને તે મુખ્ય ઇશ્વરપદ પ્રાપ્ત કરવું, ઇશ્વરદર્શન કરવું, તેમજ સર્વવ્યાપક પરમેશ્વર જેટલો સંપૂર્ણ છે, તેટલી સંપૂર્ણતા મેળવવી, એજ હિંદુધર્મનું લક્ષણ છે.

માણસ જ્યારે પૂર્ણ પદ પામે છે, ત્યારે તેનું શું થાય છે? તે અનંતાનંદનું જીવન ભોગવે છે. તે અનંત અને પૂર્ણ આનંદ ભોગવે છે, એટલુંજ નહિ પણ જે વસ્તુમાં આનંદજ રહેશે છે તે વસ્તુ એટલે પરમેશ્વરને પ્રાપ્ત કરે છે, અને તેમ કર્યા પછી તે પરમેશ્વર સાથે નિત્ય સુખ ભોગવે છે અહીં સુધી સર્વે હિંદુઓ એક મતના છે. હિંદુસ્તાનના સર્વ પંથવાદીઓનો આંહી સુધી સામાન્ય ધર્મ છે, પણ પછી એવો પ્રશ્ન થાય છે કે—પૂર્ણતા

એક અને સ્વતંત્ર હોવી જોઇએ, અને જે એક અને સ્વતંત્ર હોય છે, તે બે અથવા એથી અધિક હોઇ શકે નહિ. તે પૂર્ણતાને કંઈ પણ ગુણ હોઇ શકે નહિ તે પૂર્ણતાનું કંઇ પ્રત્યક્ષ સ્વરૂપ હોવું જોઇએ નહિ અને તેથી જ્યારે એક જીવ પૂર્ણતા પામે છે, ત્યારે તે બ્રહ્મ સાથે ઐક્યતાનેજ પામે છે અને તેમ થયેથી તેને ઇશ્વર સંપૂર્ણ છે, સત્ય છે, પોતાના જેવો સત્સ્વરૂપવાળો છે, સ્વતંત્ર સત્ છે, સ્વતંત્ર જ્ઞાન છે, અને સ્વતંત્ર આનંદ છે, એવો અનુભવ થશે. અમે વારંવાર વાંચ્યું છે, તેમાં બીજાઓએ એવો આક્ષેપ કર્યો છે કે એ રીતે અહંકારનો ત્યાગ કરવો એટલે કે ઠનોઠની સ્થિતિ પામવી એટલોજ અર્થ થાય છે. યથાર્થ છે, " જેઓને શાસ્ત્રભેદનું જ્ઞાન થયું નથી, તેઓ તેના ધા જોઇને હાસ્ય કરે છે."

હું કહું છું કે-હિંદુ ધર્મમાં તેવું કંઇ છે નહિ જો આ એક અલ્પ શરીરના ભોગ ભોગવવામાં સુખ રહ્યું છે, તો એક કરતાં વધારે શરીરના ભોગ ભોગવવામાં વધારે સુખ રહ્યું છે, અને તે પ્રમાણે અખિલ વિશ્વનો અનુભવ લેવામાં સુખાતિરેક મેળવવાનો આપણો હેતુ પાર પડે છે. અને તેટલા માટે સર્વાત્મભાવ પામવાને આ દુઃખરૂપ અને બંધનરૂપ અહંભાવનો ત્યાગ કરવો, એ ઘણું જરૂરનું છે જ્યારે અહંભાવ સદ્ભાવમાં લીન થાય છે, ત્યારેજ જન્મમૃત્યુનો ભય ઉચ્છિન્ન થાય છે, અહંભાવ આનંદમાં લીન થાય છે, ત્યારેજ સર્વ દુઃખની નિવૃત્તિ થાય છે, અને જ્યારે અહંભાવ જ્ઞાનમાં લય પામે છે ત્યારેજ સર્વ સંશયો ભેદાઈ જાય છે આધુનિક વિદ્યાશાસ્ત્રનો એ તો આવશ્યક સિદ્ધાંત છે કે સ્થૂલ અહંભાવ ભ્રમજ છે, આ મારૂં સ્થૂલ શરીર ધીમે ધીમે જડ પદાર્થોના અવિચ્છિન્ન મહાસાગરમાં વિકાર પામવાના સ્વભાવવાળું છે અને મારા અંતઃકરણની રચના ઉપરથી અદ્વૈત મત અવશ્ય સિદ્ધ થાય છે.

વિદ્યાશાસ્ત્રનો ઉદ્દેશ અદ્વૈત વસ્તુનું શોધન કરવાનો છે, અને જ્યારે કોઈ પણ વિદ્યાશાસ્ત્રથી કેવળ અદ્વૈતનું ભાન થાય છે, ત્યારે તે શાસ્ત્રની કર્તવ્યતા ત્યાંથીજ અટકે છે, કેમકે તે અભીષ્ટની પરમાવધિ પ્રાપ્ત કરે છે જ્યારે રસાયનશાસ્ત્ર એક એવું તત્ત્વ શોધી કાઢે, કે જેમાંથી સર્વ તત્ત્વોનો ઉદ્ભવ થઇ શકે, ત્યારે તે શાસ્ત્રને ત્યાંથી આગળ વધવાની જરૂર રહેતી નથી પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર જ્યારે એવી કોઇ શક્તિ શોધી કાઢે, કે જે શક્તિની બીજી સર્વ શક્તિઓ જુદાં જુદાં સ્વરૂપ હોય, ત્યારે તે શાસ્ત્રને પણ ત્યાંથી આગળ વધવાની અપેક્ષા રહેતી નથી. તેજ પ્રમાણે ધર્મશાસ્ત્રની કર્તવ્યતા પણ ત્યારેજ સંપૂર્ણ થાય છે કે જ્યારે આ મરણાધીન સૃષ્ટિમાં એક સતને તે શોધી કાઢે, અથવા નિત્યવિકારશીલ આ જગતના એક અધિષ્ઠાનને શોધી કાઢે, અથવા સર્વ જીવો જે પરમાત્માના ઉદ્ભવરૂપ વ્યક્તિઓ છે, તે પરમાત્માને શોધી કાઢે. અને તે પ્રમાણે અનેકત્વ અને દ્વૈતમાંથી આદિ અદ્વૈતનો ધર્મશાસ્ત્રે શોધ કરવાથી, હવે તેને વિશેષ આગળ શોધ કરવાની જરૂર રહી નથી. અને સર્વ વિદ્યાશાસ્ત્રનું જે અત્યંત અભીષ્ટ છે, તે અભીષ્ટ ધર્મશાસ્ત્રે સંપાદન કરેલ છે

( આગળ ચાલુ )

---

## ૨

# પ્રત્યગાત્મા

( મળેલું )

( અનુસંધાન પાને ૨૨૭ થી )

આ જીંદગીમાં તેને હવે એટલો લાભ થાય છે કે તેનામાં જે મનશક્તિ થોડે અંશે આવી હોય છે તેનો ઉપયોગ કરી તેમાં વધારો કરવા તે શક્તિવાન થાય છે. કાળ ગત થાય છે તેમ અનુભવમાં વૃદ્ધિ થાય છે. તેની અનુભવ પ્રાપ્ત કરવાની શક્તિમાં પણ વધારો થાય છે. તેની મનશક્તિ તેની વૃત્તિ અને ઉર્મિઓમાં સેળભેળ થવા લાગે છે. હવે તે શક્તિ જેને આપણે મન સમજીએ છીએ તેવું તે બને છે, અને તે મને ઉપરાંતજ મનુષ્ય મનુષ્ય કહેવાયું છે, કારણ કે મનુષ્યનું વિશેષ લક્ષણ મનશક્તિ, વિચારશક્તિ છે. એ મન જેમ પ્રાદુર્ભાવ પામે છે તેમ કામનાઓ ઉપર અસર કરવા લાગે છે અને તેના મૂળ સ્વભાવમાં ફેરફાર પણ કરે છે. અર્થાત્ મનુષ્યમાં બે શક્તિ કાર્ય કરવાવાળી થાય છે, એક તો વિષયવૃત્તિ હતી અને તે સાથે આ મનશક્તિ થાય છે. પ્રથમની શક્તિ વિષયભોગ ભોગવવા માત્ર થતી હતી તેમાં આ શક્તિ જોડાવવાથી અને વૃદ્ધિ પામતી જવાથી અવલોકન કરતાં, તુલના કરતાં, અનુભવનો નોંધ કરતાં અને તેનો સંગ્રહ કરી તેનાથી સૂચન થતા માર્ગ ઉપર વ્યવહારમાં પ્રવૃત્ત થતાં તે શીખે છે. પ્રથમ જે બાહ્ય આકર્ષણથી વૃત્તિ દોરાતી હતી તેની સામે હવે પૂર્વના અનુભવોના પરિણામે આવી રહેલી મૂર્તિઓ બીજી દિશા તરફ આકર્ષવા લાગે છે. આપણે આગળ સ્વાદનું દૃષ્ટાંત આપ્યું છે તેજ પાછું લેઇએ તો એક વસ્તુ તેના સ્વાદને લીધે પ્રથમ બાહ્ય આકર્ષણ ઘણુંજ કરતી હતી અને તેનો આનંદ તેણે અનુભવ્યો હતો. પરંતુ અતિશય ખાવાથી તે આનંદ નાશ પામી દુઃખ થયું હતું તે અનુભવની પ્રતિમા તેનામાં પડી રહેલી હોય છે તે આવી ખડી થઇ જાય છે એટલે અતિશય નહિ ખાવા તેને સૂચન થાય છે. આવી રીતે બે શક્તિ હવે કાર્ય કરવાની થઇ. તેમાં પણ એ વાત વિશેષ ધ્યાનમાં રાખવા જેવી છે કે કામના તેની મૂળ સ્થિતિમાંજ ઘણે ભાગે રહે છે અને મનશક્તિ દિન પર દિન વૃદ્ધિ પામતી જાય છે. જેમ જેમ જન્માંતર થતા જાય છે તેમ અનુભવમાં વૃદ્ધિ થતી જાય છે તો પણ મરણોત્તર સ્વર્ગમાં જતાં પહેલાં થોડો કાલ એ પશુવૃત્તિઓ જીવાત્માને બંધનમાં રાખી દુઃખ ભોગવાવે છે. સ્વર્ગમાં ગયા પછી તે પોતાના એ જન્મના અનુભવો પ્રતિ જે કાંઇ કરવાનુ હોય છે તે કરી શકે છે. તેમાંથી ભિન્ન ભિન્ન શક્તિઓ ઘડે છે અને જ્યારે પુનરપિ જન્મ ધારણ કરે છે ત્યારે એ શક્તિનો મોટો સંગ્રહ સાથે લાવે છે. સ્મરણશક્તિમાં પણ વધારો થાય છે. અને બાહ્ય આકર્ષણ તો જન્મનાં તેમ રહે છે એટલે સર્વ કાર્યમાત્ર તૃષ્ણા અને વૃત્તિથી થતાં હતા તે બધ પડી વધારે ને વધારે વિચારપૂર્વક કરવામા આવે છે.

જીવાત્માની યાત્રામાં તેની ક્રમે ક્રમે જે સ્થિતિ થાય છે તે હવે સમજમાં આવી શકશે અને તેમાં ભિન્ન ભિન્ન તત્ત્વો જે ભાગ લે છે તે પણ સમજવામાં આવ્યાં હશે. તેને ઉત્તરોત્તર જન્માંતરમાં જે અનુભવો પ્રાપ્ત થાય તેનો ઉપયોગ કરતાં પોતાની વૃદ્ધિ કરવામા તેને

જ્યારે સાધનો મળે છે એ પણ જાણવામાં આવ્યું. વળી એ પણ સમજવામાં આવ્યુ કે અનુભવનો સંગ્રહ કરવાથી અને સ્વર્ગલોકમાં તેના ઉપર યોગ્ય ક્રિયા કરી મનશક્તિમાં વૃદ્ધિ કરવાથી જીવાત્માની આગળ વધવાની ગતિ મંદ અથવા ત્વરિત થાય છે. એટલે સંસારના ચક્રમાં યાત્રા સત્વર પરિપૂર્ણ કરવી અથવા નહિ કરવી એ તેના પોતાના કાર્ય ઉપર આધાર રાખે છે. એ ઉપરથી એમ પણ સમજી શકાશે કે જો બાહ્ય આકર્ષણ અત્યંત બલવાન થાય તો તે આંતરશક્તિનો પરાજય કરી દે છે અને જીવાત્મા પછાત પડી જાય છે. કારણકે જુજ અનુભવના સંગ્રહને લીધે ભુલ થઈ જાય છે, સૃષ્ટિના ઉલ્લંઘન થઇ જાય છે અને પરિણામે હાનિ થાય છે. જીવાત્માની યાત્રામાં આવો અનુભવ પણ થાય છે તો તે આપણે કેવો ગણવો? તેને માટે આપણે અત્યંત શોક કરવો કે રડવું કે શું કરવું? એ વાતનો વિચાર કરો એટલે કાંઇ ભુલ થાય, કાંઇ હાનિ થાય, કાંઇ પાપ થાય, કાંઈ ચુક પડે તે પ્રતિ કેવી રીતે વિચાર કરવો તેનો તમને બરાબર ખ્યાલ આવશે. પાપ શું છે? સૃષ્ટિના નિયમથી પ્રતિકૂલ વર્તન એજ પાપ છે. જ્યાં સુધી એ નિયમ સમજવામાં આવતા નથી ત્યાં સુધી કામનાવૃત્તિ જીવાત્માને એ નિયમની અજ્ઞાનતાને લીધે વારંવાર ગમે તેમ ઘસડી જાય છે એટલે જ્યાં નિયમ સામે અથડાય છે કે તત્કાલ દુઃખ પ્રાપ્ત થાય છે. હવે ધારો કે એક જીવાત્માને એવા અનુભવનો જોઇએ તેટલો સંગ્રહ થયો નથી તેથી તે નિયમ તેના જાણવામાં આવ્યો નથી, અથવા એમ ધારો કે એ સંગ્રહ એટલો બલવાન થયો નથી કે તે બાહ્ય આકર્ષણને અટકાવી શકે. એથી શું સૂચન થાય છે? એટલુંજ કે જીવાત્માની વૃદ્ધિ અને કેળવણી માટે ભુલ થવાની અને દુઃખ ભોગવવાની પણ એક આવશ્યકતા છે. ખોટું કૃત્ય કરવાથી જે દુઃખ થાય છે તેનો અનુભવ જીવાત્માને મળે છે અને તેને લીધે તે ફરી એવાં કૃત્ય કરવાની ભુલ કરવા તરફ દોરાતો અટકે છે કારણકે તેને એથી કરી એટલું જ્ઞાન થવા લાગે છે કે એ કૃત્ય નિયમ વિરુદ્ધ છે અને તેનું પરિણામ દુઃખદાયક છે. માટે એવી હાનિ થવાથી મનુષ્યે નિરાશ થવાનું નથી.

જો આપણે જન્માંતરો ઉપર દૃષ્ટિ ફેરવીશુ અને જીવાત્માની એક ભાગનીજ નહિ, પણ છુટી છવાઇ એકંદર યાત્રાનું અવલોકન કરીશું તો તેની જે અવાર નવાર ભૂલ થાય છે તે ઉપર બહુ શાન્ત મનથી દૃષ્ટિ કરશે. કારણકે ત્યારે એમ સમજી શકાશે કે તે માત્ર થોડા અનુભવનું પરિણામ છે. વળી કોઇ પ્રસંગે પરાજય થયો અથવા પાર પડાણું નહિ તો તેથી જરા પણ નિરાશ નહિ થતાં એ અનુભવ જીવાત્માને બહુ ઉપયોગી થશે એમ લાગશે. કેમકે એવો પ્રસંગ ફરી આવશે ત્યારે તે હારી નહિ બેસતાં ટકાવ કરવા સમર્થ થશે. બાલક ચાલતાં શીખે છે ત્યારે તે વારંવાર દડી પડે છે અને ફરી ઉભુ થાય છે પણ તેથી માતાને તે પડી જાય છે ત્યારે મનમાં કાંઈ દુઃખ થતું નથી પણ ઉલટું હાસ્ય થાય છે કેમકે તેને ટટાર ઉભો રહેવામાં તેવા અનુભવની જરૂર છે. તેમ આ જીવાત્મા પણ ઉભો રહેતાં શીખે તે પેહેલાં વખતો વખત પડે આખડે તો તેથી નિરાશ થવાનું નથી. બાલકને જેમ વખતે કાંઈ વાગી જાય તેથા દુઃખ થાય તો તાત્કાલિક માતાને પણ દુઃખ થાય છે પણ તેને લીધે તે સદા નિરાશ થઇ બેસી રહેતી નથી તેમ જીવાત્માને પણ અનુભવો પ્રાપ્ત કરવામાં દુઃખ આવી પડે પણ તેથી સર્વ આશા છોડી બેસવાનું નથી. ક્રમે ક્રમે જેમ જ્ઞાન-

સક ઓછું લડયડી પડતું જણાય છે અને તે વાત જેમ માતાને સામું ઉત્તેજન આપે છે તેમ જીવાત્માને પણ ઉત્તેજન પામવાનું છે. કારણકે આગળ આવશે તેમ ઓછું લડયડવાપણું છે. ( આગળ ચાલુ )

---

૩

## અભ્યાસ.

( અનુસંધાન પૃષ્ઠ ૨૧૧ થી )

સાધનચતુષ્ટયમાંનું છેલ્લું અંગ મુમુક્ષુત્વ છે. મુમુક્ષુ એટલે મોક્ષ પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળો, તેની સ્થિતિ, તેના અંતઃકરણની દશા, તે મુમુક્ષુત્વ. ભગવાન્ શ્રી શંકરાચાર્ય તેનું લક્ષણ આ પ્રકારે વદે છેઃ—

अहंकारादिदेहान्तान् बन्धानज्ञानकल्पितान् ।
स्वस्वरूपावबोधेन मोक्तुमिच्छा मुमुक्षुता ॥

અહંકારથી આરંભી દેહ પર્યંતના જે જે અજ્ઞાનકલ્પિત બંધ છે તેને, સ્વસ્વરૂપના બોધે કરીને, મૂકી દેવાની ઈચ્છા તે મુમુક્ષુતા. વિવેકે કરીને આત્માનાત્મના સ્વરૂપને જાણ્યું છે, વૈરાગ્યે કરીને અનાત્મનો ત્યાગ કર્યો છે, શમથી આરંભી સમાધાન પર્યંતની ષટ્ સંપત્તિ અંતઃકરણને વિષે સ્થિર સ્થાપી છે;—અર્થાત્ આત્માનું જ્ઞાન છે, વિકારનો ત્યાગ છે, અને ઇંદ્રિય તથા મન સર્વથા સ્વવશ વર્તતાં ઉપરતિ અને સમાધાન થઇ ગયેલું છે, છતાં આત્મજ્ઞાનના અપરોક્ષને અર્થે મુમુક્ષુત્વની ચતુર્થ સાધન રૂપે આવશ્યકતા કેમ માની હશે? વિવેકનો પરિપાક થવો તેજ વાસ્તવિક રીતે અપરોક્ષ આત્માનુભવ છે; એ પરિપાકમાં વિઘ્નકારી જે જે વૃત્તિઓ છે તેને વિરાગ તથા શમાદિસાધનથી દૂર કરેલી છે, એટલે આત્માનુભવ સહજમાં થશેજ; મુમુક્ષુત્વ—મોક્ષની ઇચ્છા, એવું ચતુર્થસાધન પ્રાપ્ત કરવાની શી આવશ્યકતા છે? એમ અભ્યાસીને પ્રશ્ન થવાનો સંભવ છે.

એ પ્રશ્નના નિરાકરણમાંથી મુમુક્ષુત્વને સમજતાં ઠીક પડશે. વિવેકાદિ સાધનસંપત્તિ સિદ્ધ કરવામાં, તેમ દેહસાધ્ય એવા, જગતના વ્યવહાર માત્ર સિદ્ધ કરવામાં, તે તે કર્મના કર્તા અને તેનાં કરણ વિના સિદ્ધિ થતી નથી એ સુવિદિત છે. કર્તા, કરણ, કર્મ એ ત્રણના અનુસંધાન વિના ફલ થતું નથી. 'હું'—એવા પ્રત્યયનો આપણને કર્મમાત્રને વિષે અનુભવ થાય છે; કાર્ય કરવામાં, વિચાર કરવામાં, સર્વ વ્યાપારમાં 'હું' એવા ભાન વિના ચાલતું નથી. અંતઃકરણમાં પ્રથમે ક્ષોભ થઇ વિચારનો સામાન્ય પ્રવાહ ઉપડે છે, તે પછી અંતઃકરણ વૃત્તિ રૂપે થઇ તે વિચારના પ્રવાહનો જે વિષય હોય તેનો આકાર ધારણ કરે છે, તે પછી એ વિચાર, આકાર, આદિનો જાણનાર, લેનાર, ધારણ કરનાર 'હું છું' એવી વૃત્તિ બંધાય છે, ને પછી તે વૃત્તિપૂર્વક તે તે કાર્ય કરવાની ઇચ્છા થઇ ને કાર્ય થઇ આવે છે. આ ચારે ક્રમને મન, ચિત્ત અહંકાર અને બુધ્ધિ એવાં નામ આપી એ ચાર અંતઃકરણના વિભાગ છે એમ કહેવામાં આવે છે. એ ચારેમાં જે 'અહંકાર' છે તેજ એ ચારેનું જીવન છે. જો 'અહં' એ પ્રત્યયનો ઉદય ન થાય તો, અંતઃકરણનો વ્ય-

પાર થઈ બાહ્ય કરણ જે ઇંદ્રિય શરીરાદિક તેની ગતિ થવી અશક્ય થઇ જાય, અને વિચાર કે કર્મ એવુ કઈ થઈ શકે નહિ; કિંબહુના અપરોક્ષ અનુભવાંત જ્ઞાનજ સંભવે નહિ. ત્યારે આપણે આપણા દેહમાંજ જોઇએ તો દેહસાધ્ય વ્યાપારમાત્રનો આરંભ અને આધાર અહંકાર ઉપર છે. જેને સુખ, દુઃખ, રાગ, દ્વેષ, ભય, શંકા, મોદ, પ્રમોદ, ઇત્યાદિક આપણને અનુભવાય છે, સ્વ–પર એવા વિભાગ કરી વિક્ષેપનાં અનંત કારણોની પરંપરા જેથી વિસ્તરે છે, તે અહંકાર વિના બીજું કાંઇ નથી. કિંબહુના અવ્યાકૃત એકરસ સત્‌માંથી સૃષ્ટિનો આરંભ પણ बहुस्यां प्रजायेय "હુ બહુ થાઉં, એ અર્થે પ્રજા ઉપજાવું" એવા અહંકાર–પૂર્વકજ, સર્વમય પરબ્રહ્મમાંથી કહેલો છે. અને પિંડ બ્રહ્માંડના ઐક્યનો અનુભવ લેનાર જાણે છે કે અહંકારના વિલય રૂપ નિદ્રામાંથી આપણે આપણી આખી જાગ્રત્‌સૃષ્ટિ અહંકારના પુનર્જીવનમાંથીજ રચી લેઇએ છીએ. એ પ્રકાર નિત્ય થાય છે, એટલે પ્રાકૃતોના લક્ષમાં તે આવી ન શકયો હોય તો આશ્ચર્ય નથી, પણ એજ તથ્ય છે એમાં શંકાનો અવકાશ નથી.

સર્ગોન્મુખ સત્‌થી બીજાવસ્થારૂપ અહંકારનું પ્રતિબિંબ અજ્ઞાનને વિષે પડે છે તેને કારણસર્ગ અથવા વ્યષ્ટિ સમષ્ટિનું કારણશરીર કહે છે; એ અજ્ઞાન અને અહંકારના, કારણ અવસ્થા તજી, વધારે વિપુલ થતા પ્રકારને વ્યષ્ટિ સમષ્ટિનું સૂક્ષ્મ શરીર કહે છે; અને ગાઢ અજ્ઞાનમાં વિપુલ અહંકારના વિલાસને વ્યષ્ટિ સમષ્ટિનું સ્થૂલ શરીર કહે છે. સાંખ્યશાસ્ત્રોક્ત પ્રક્રિયા પ્રમાણે પણ પ્રધાન—મહત્—અહંકાર—તન્માત્રાદિ સર્ગ વ્યવસ્થામાં અહંકારથીજ આરંભ થઇ સ્થૂલાંત સૃષ્ટિ નીપજે છે. આ પ્રકારે સૃષ્ટિનો આરંભ અહંકારથી છે, જે જે વસ્તુ વિચારાદિ ઉપર અંતઃકરણની પ્રવૃત્તિ થઈ અહંકારદ્વારા અભિમાન બંધાય છે, તે તે વસ્તુ વિચારાદિ મમત્વના વિષય થઇ તે તે વ્યષ્ટિ કે સમષ્ટિના એક અંગરૂપ થઇ રહે છે. વ્યષ્ટિને જે જગત્ પ્રત્યક્ષ થાય તે પોતે પોતાના અહંકારે કરેલું જગત્ છે, અભિમાનના ભાવ અભાવથી તેના વિસ્તાર અને ન્હાસ થતા અનુભવાય છે. અલ્પ અભિમાનવાળાની સૃષ્ટિ અલ્પ અને સંતોષપ્રદ રહે છે, બહુ અભિમાનવાળાની સૃષ્ટિ વિસ્તૃત અને બહુ કલહ કઠોરતાદિથી ભરેલી રહે છે. આમ કારણ, સૂક્ષ્મ, સ્થૂલ સર્વત્ર અહંકારનોજ વિસ્તાર છે, અને તે તે અવસ્થા એ અહંકારના ન્યૂનાધિક વિકાસ અને વિસ્તારનાં નામ છે. આટલા ઉપરથી સ્પષ્ટ સમજી શકાશે કે 'અહંકારથી આરંભી દેહપર્યંત જે બંધ' એમ શ્રી શંકરભગવાન્ બંધસ્વરૂપ કથે છે તેમાં શું તાત્પર્ય છે. પ્રથમ સર્ગથી આરંભી અહંકારજ સર્વનો કર્તા અને નિર્વાહક છે, અને કારણ સૂક્ષ્મ સ્થૂલ પર્યંત જે દેહાદિકલ્પના તે અહંકારકૃત છે, એને બંધ કેમ કહે છે તે હવણાં સમજાશે.

અત્ર એક અવાંતર શંકા સંભવે છે કે કેવલ અહંકારે કરી ને સૃષ્ટિ કેમ થઇ શકે? અહંકાર એ અંતઃકરણની વૃત્તિનો પ્રકાર છે અને તેટલાથી અંતઃકરણના પ્રદેશથી વ્યતિરિક્ત એવા બાહ્ય વિશ્વમાં પદાર્થનું સ્વરૂપ કેમ સિદ્ધ થાય? આનું સિધ્ધાન્તમાં તો એ નિરાકરણ છે કે અંતઃકરણસ્થ રજોગુણના ક્ષોભથી, વૃત્તિના બહિર્ગમનને સમયેજ વૃત્તિમાં તમોગુણથી પદાર્થ કલ્પાય છે ને સત્ત્વગુણથી તે પદાર્થનો દ્રષ્ટા કલ્પાય છે, એમ જ સમસ્ત બાહ્ય એવે નામે પ્રસિધ્ધ થતા, વિશ્વનો પણ અનિર્વચનીય રીતે નિવાસ સમાસ છે. એ સકલ વૃત્તિનો સાક્ષી તટસ્થ નિર્વિકાર નિત્ય છે. આનેજ ચે-

નિર્વચનીય ખ્યાતિ કહે છે, વિવર્તવાદ અથવા દૃષ્ટિસૃષ્ટિવાદ પણ એજ છે. યોગાદિ પ્રક્રિયાઓથી જે સિદ્ધિ પ્રાપ્ત થાય છે, સંકલ્પમાત્રથી બાહ્ય વસ્તુની સિદ્ધિ કરી શકાય એવો ઇચ્છાશક્તિ અને ક્રિયાશક્તિનો જે સબલ વેગ સિદ્ધ થઇ શકે છે, તે પણ સંકલ્પમાત્રે બાહ્ય પદાર્થ સિદ્ધ કરવાના પ્રકારની સાક્ષી છે. અને જે જે મહાત્માઓ, જ્ઞાનીઓ, અભેદાનુભવને શિખરે પહોચ્યા છે તે સર્વ- સિદ્ધસંકલ્પ ઇશ્વર તુલ્યજ મનાયા છે. અવ્યાકૃતમાંથી સૃષ્ટિનું વ્યાકરણ પણ " બહુ થાઉં " એવા સંકલ્પમાત્રથી ઉપનિષદોમાં વર્ણવેલું છે. એટલે અહંકાર અન્તઃકરણધર્મ હોઇ બાહ્ય પદાર્થ કેમ સર્જી શકે એવી શંકામાં સાર નથી. સૃષ્ટિ એનો અર્થજ અદ્વૈતપરિભાષામાં એટલો છે કે અવ્યાકૃતમતનું બાહ્યત્વ પામવું, આંતરનું બાહ્ય થવું. અને સમષ્ટિ અનુસાર વ્યષ્ટિને સમજવાનો નિયમ લક્ષમાં લેતાં, મનુષ્યમાત્રને પોતપોતાનું જગત્ પણ એજ પ્રકારે ઉદ્ભવે છે અને અનુભવાય છે એવું પ્રત્યક્ષ પ્રમાણ પણ છે.

ત્યારે આ પ્રકારે જે અહંકાર સમગ્ર વ્યષ્ટિ સમષ્ટિનું નિદાન છે તેને બંધ કેમ કહ્યો છે એ હવે વિચારવાનું પ્રાપ્ત થાય છે. ' અહંકારથી આરંભી દેહ પર્યંતનાં જે જે અજ્ઞાનકલ્પિત બંધ છે ' એમ ભગવાન્ આચાર્યે કહ્યું છે તેમાંજ અહંકારકૃત જગત્ આદિ સબંધમાત્રને ' બંધ ' શા માટે કહેવા તે સૂચવેલું છે. ' અજ્ઞાનકલ્પિત ' હોવાથી એ સર્વ બંધ કહેવાય છે એવું તાત્પર્ય સમજતાં, અહંકારાદિ દેહાંત વિકારમાત્રને બંધરૂપ માનવાનું તાત્પર્ય સ્પષ્ટ થાય એમ છે. અજ્ઞાન એટલે સ્વરૂપનું અજ્ઞાન-વસ્તુમાત્ર પોતે પોતાનું સ્વરૂપ અનુભવે તો તેને અજ્ઞાન રહે નહિ, તેવું અજ્ઞાન નિવૃત્ત થઈ જાય, અને જ્ઞાનનો તેને અનુભવ આવ્યો એમ કહેવાય. સૃષ્ટિને આરંભકાલે પણ ' બહુ થાઉં ' એવા સત્ સ્વભાવે કરીને પ્રવર્તતી જે નામરૂપાત્મક વ્યાકૃતિ તેનો વિસ્તાર એજ અજ્ઞાનનો મહિમા છે. સત્નો સ્વભાવજ વ્યાકૃત અને અવ્યાકૃત થયાં જવાનો છે, અને એ ઉભય પ્રકારે પ્રવર્તવાનું ફલ પ્રત્યેક વ્યાકૃતિ સ્વસ્વરૂપને અનુભવે એ અર્થે જે અનુભવ જોઇએ તે અનુભવ કરાવવાનું છે. અનુભવને અર્થે અજ્ઞાનની કલ્પના કરવી પડે છે, એને અજ્ઞાન ન કહેતાં ગમે તે નામ આપીએ તોપણ ચાલે. એમ કહીએ કે ઇશ્વરનો પ્રેમ ઉભરાઇ જઇ દ્વૈતમય વિશ્વ ઉભરાય છે તોપણ ઠીક છે. એમાં પણ સૃષ્ટિનો છેડો અનુભવ છે, પ્રેમાનુભવ કહો તો તે પ્રેમાનુભવ એ સૃષ્ટિનો હેતુ છે. અર્થાત્ કોઈ પણ પ્રકારના અનુભવને અર્થે સૃષ્ટિ છે, ને તે અનુભવનો અભાવ કલ્પીને આરંભ માનવો એ અજ્ઞાન છે. આ ઉપર અધિક વક્તવ્ય અત્ર અ પ્રસ્તુત છે. નિષ્કર્ષ કે અજ્ઞાન અનાદિસિદ્ધ સત્ સ્વભાવમાંજ વિદ્યમાન છે, પણ તેનો અંત નામરૂપ વ્યાકૃતિના અંતની સાથેજ આવી જાય છે, અને સત્ સ્વસ્વરૂપે સ્થિત થઇ સ્વાનુભવમાં વિરમે છે. ત્યારે ' બહુ થાઉં ' એ અહંકારપૂર્વક સૃષ્ટિનો વિસ્તાર તે અજ્ઞાનથીજ થયો છે, અને સૃષ્ટિમાત્ર, એ અજ્ઞાનને લેઇ અહંકારદ્વારા વિસ્તરતી વ્યષ્ટિ સમષ્ટિ માત્ર, અજ્ઞાનને લીધે અહંકારથી કલ્પાઇને સિદ્ધવત્ ભાસે છે. આવો જે અજ્ઞાનકૃત અહંકારદ્વારા વિસ્તાર તે અનેક સૃષ્ટિ અને અનેક રાગદ્વેષમય જગતનું, વ્યષ્ટિ તેમ સમષ્ટિમાં, નિદાન છે, અને એમ જે સ્વરૂપજ્ઞાન તેનો પ્રતિબંધ કરનાર હોઈ, બંધરૂપે ગણાય છે. સાક્ષાત્ અહંકારજ બંધરૂપ નથી, અભિમાન એ વાસ્તવિક બંધ છે, પણ

અહંકાર તેનું નિદાન કોઈ બંધ કહેવાય છે આ વિષે હવણાંજ અધિક કહેવાશે આમ એ અજ્ઞાન, તે દ્વારા અહંકાર અને તે દ્વારા સૃષ્ટિ, એ બધો, બંધ કલ્પિત છે, ને ને કલ્પિતની નિવૃત્તિ અજ્ઞાનનિવૃત્તિથી થઈ રહે છે આવી રીતે અજ્ઞાનનિવૃત્તિ થવી તે પ્રત્યેક વ્યક્તિને કોઈને કોઈ કાળે પણ સ્વાભાવિક ક્રમે થયા વિના રહેવાની નથી, પરંતુ જે જે વ્યક્તિ પુરુષપ્રયત્ને કરીને અજ્ઞાનનિવૃત્તિ સવેળા સિધ્ધ કરે તેનો બંધ અને બંધકારણ અજ્ઞાન ગમે ત્યારે નિવૃત્ત થઇ જતાં તેને જીવન્મુક્તિ અનુભવાય આવી વ્યવસ્થા હોવાથી" અહંકારાદિ દેહાંત જે અજ્ઞાનકલ્પિત બંધ " એ ભગવદ્વચનનો સ્પષ્ટાર્થ અભ્યાસકના લક્ષમાં આવી શકે છે, અને અહંકારકૃત વિસ્તારને બંધ શા માટે કહ્યો છે તે પણ આપણને સ્પષ્ટ થાય છે

હવે આપણે મુખ્ય પ્રશ્નનું નિરાકરણ કરી શકીશું વિવેકાદિ સમાધાનાન્ત ત્રણ સાધન પ્રાપ્ત કર્યાં છતાં મુમુક્ષુત્વ એ ચતુર્થ સાધનની શી આવશ્યકતા છે, વિરાગ અને શમાદિસંપત્તિબીજ વિવેકનો પરિપાક થઈ અભેદાનુભવ આવી જશે, ત્યાં મુમુક્ષુત્વ અર્થાત્ મુક્તિની ઇચ્છા એ ચતુર્થ સાધન શા અર્થે નિર્દેશાયું છે? જ્યાં બંધ છે ત્યાં મુક્તિ છે, એ તો સુપ્રસિધ્ધ છે, અત્ર 'બંધ' અજ્ઞાનકૃત છે, અને એ અજ્ઞાનનો વિસ્તાર અહંકારથી આરંભ થઇ દેહપર્યંત વિસ્તરેલો છે એ અજ્ઞાનથી છૂટાય તેનુંજ નામ બંધથી મુક્તિ થઈ કહેવાય એ અર્થ અજ્ઞાનકાર્ય શું છે, અહંકારાદિ અજ્ઞાનકાર્યનો વિસ્તાર કેવે પ્રકારે છે, એ વિસ્તાર જે ક્રમે થયો છે તેજ ક્રમ ઉલટાવીને અહંકારવિલાસનો પૂર્વ પૂર્વમાં વિલય કેવે પ્રકારે સિધ્ધ થાય, અને તેવી સિધ્ધિ થતાં અહંકાર અને તેનું નિદાન અજ્ઞાન અત્યંતનિવૃત્ત થઇ સ્વસ્વરૂપાનુભવનો ઉલ્લાસ શા પ્રકારે અનુભવાય, એ બધું જાણવું અને જાણીને બુધ્ધિમાં તેમ આચારમાં ઠરાવવું, એ આવશ્યક છે એ કાર્ય કોઇ સદ્ગુરુ પાસે શ્રવણ મનન નિદિધ્યાસન કરતાં સિધ્ધ થઇ શકે છે પરંતુ તે શ્રવણાદિનો આરંભ થાય તે પહેલાં જેમ સાધનત્રય સિધ્ધ થાય તેમ ચતુર્થસાધન મુમુક્ષુત્વ સિધ્ધ થવું જોઇએ વિવેક, વિરાગ, શમાદિસંપત્તિ, એ સર્વ સિધ્ધ કરવામાં પણ જે વિઘ્ન ઉપસ્થિત થાય છે તે અહંકાર દ્વારાજ થાય છે, તેમ એ સાધનો સિધ્ધ કરવા તે પણ અહંકારથીજ થાય છે અશુભ તેમ શુભ એવી પ્રવૃત્તિમાત્રનું નિદાન અહંકાર છે, અહંકાર વિના અશુભ કે શુભ એકે કર્મ સિધ્ધ થતું નથી શ્રી વસિષ્ઠે ભગવાન્ શ્રી રામને ઉપદેશ્યું છે કે અશુભ વાસનાની નિવૃત્તિ શુભ વાસનાથી કરવી, અને પછી તે શુભ વાસનાનો પણ ત્યાગ કરવો શુભ વાસનાનો પણ ત્યાગ કરવો એ કહેવાનું તાત્પર્ય એમ છે કે હું અમુક શુભસંપન્ન થયો છું, હું પુણ્યવાન્ છું, હું શમાદિસાધનસંપન્ન છું, એવો જે અહંકાર તે નિવૃત્ત થઈ જવો જોઇએ એમાંજ મુમુક્ષુત્વનું બીજ છે

અહંકારનો જેમાં એટલો વિલાસ છે કે અભિમાનની અભિવૃદ્ધિ સ્થિર થઈ જાય તે કર્મ અશુભ છે, યદ્યપિ તે કર્મ શુભ વર્ગનું હોય, પુણ્યરૂપ હોય, ધર્મ હોય, તથાપિ તેમાંથી અભિમાનની પુષ્ટિ થવી એ પાપનોજ માર્ગ છે ને એ કર્મ અશુભ છે આપણે વામ અને [illegible] એવી ક્રિયાનો જે વિભાગ માનીએ છીએ તેમાં પણ અભિમાનની પુષ્ટિ કે અભિ[illegible]નો હ્રાસ એજ નિયામક છે વિવેકાદિ સમાધાનાન્તસાધન પણ સાભિમાન હોય [illegible] અભિમાનની વૃધ્ધિમાંજ કારણ થતાં હોય તો તે વામમાર્ગીજ છે, અભિમાનનો

એથી કરીને હ્રાસ થતો હોય અને જે આર્દ્રતા, નમ્રતા, વિનીતતા, સાધકના પ્રથમ લક્ષણરૂપ છે તે વૃદ્ધિ પામતી હોય, તો એ બધો દક્ષિણ માર્ગ છે. શિષ્ય જ્યારે સાધનસંપન્ન થયો, અને અજ્ઞાનનિવૃત્તિનો ઉપદેશક્રમ જાણવાનો અધિકારી થયો ત્યારે તેનામાં અહંકાર અને અભિમાન છે કે નથી, તેનો આગળ જતાં જે વિકાસ થવાનો છે, તે વિકાસને અંગે તેનામાં સંકલ્પસિદ્ધિ પર્યંતની જે જે સિદ્ધિઓ સ્ફુરવાનો સંભવ છે, તે સર્વ પ્રસંગે તેનો અભિમાન તેને વામમાર્ગે દોરશે કે તેનો અભિમાનાભાવ તેને સ્વસ્વરૂપાનન્દમાં સ્થાપશે, એ નિશ્ચયપૂર્વક સિદ્ધ થવાની પૂર્ણ આવશ્યકતા છે. અભિમાનાભાવરૂપ દૈવીસંપત્તિનો તે દૈવી જીવ છે કે અભિમાનની વૃદ્ધિ ઇચ્છનાર આસુરીસંપત્તિનો તે આસુરી જીવ છે; વિશ્વમાં સ્વરૂપાનુસંધાનનો માર્ગ પ્રસિદ્ધ કરી વ્યષ્ટિમાત્રને શુભ કરનાર તે થશે કે વિશ્વમાં રાગદ્વેષાદિ મિથ્યાચારનો પ્રપંચ વિસ્તારી અશુભ કરનાર અસુર થશે; એ જોવાનું છે. ને એટલાજ માટે સાધકનામાં મુમુક્ષુત્વ એ ચતુર્થસાધનની આવશ્યકતા છે. સાધનસંપત્તિ પ્રાપ્ત કર્યા છતાં, અહંકાર અને તેના નિદાનરૂપ અજ્ઞાન તે સર્વ બંધરૂપ છે અને તે બધમાંથી મુક્ત થવાની અધિકારીને તીવ્ર ઇચ્છા છે એમ નક્કી થવું જોઇએ. અહંકારાભાવનું લક્ષણ અતિશય આર્દ્રતા; નમ્રતા, પરિપૂર્ણ સ્વસમર્પણ, તે સાધકનામાં આવવાં જોઇએ, અહંકારથી દેહપર્યંત જે વિસ્તાર તેમાંથી આસ્તા ઉઠી જવી જોઇએ, દેહ ઉપર જે અભિમાન તે કેવલ મરી ગયું હોવું જોઇએ. એવા અધિકારીનેજ સાધનસંપત્તિથી પ્રાપ્ત કરવાનું અભેદસાક્ષાત્કારનું જ્ઞાન થઈ શકે છે, એમ ન હોય તો જ્ઞાન વાણીમાત્રમાં રહી આસુરભાવનુંજ પોષક થાય છે. આ પ્રકારે ચતુર્થસાધન શા માટે નિર્દેશ્યું છે તે જાણ્યા પછી આપણે એ સાધનના સ્વરૂપ વિષે વિશેષ વિચાર કરી શકીશું.

(આગળ ચાલુ)

---

૩

## ગૃહ.

## તત્ત્વજ્ઞાનનો દુરુપયોગ.

શ્રીમદ્ભાગવતમાં એમ કહ્યું છે કે કલિયુગ વ્યાપશે ત્યારે "શૂદ્રો પણ બ્રહ્મજ્ઞાની" થશે. એવી લોકોક્તિ પણ છે કે "કલિયુગને વિષે વેદાન્તીઓ ફાલ્ગુન માસમાં બાલકો વદે છે તેમ વદશે." આ ઉક્તિઓથી એટલું સમજાય છે કે તત્ત્વજ્ઞાનની વાતો સર્વ કોઇ કરશે, પણ શબ્દમાત્ર કરતાં અધિક કોઇનામાં રહેશે નહિ. આ પ્રમાણે કીયે સમયે કહેવાયું હશે તેનો આપણી પાસે નિશ્ચય નથી, તથાપિ આ વચનોને ભવિષ્યવાણી ન માનતાં એ એમાં જે સત્યનો અંશ છે તે આપણને પ્રત્યક્ષપ્રમાણથી નિત્ય અનુભવવામાં આવે જાય છે. આપણી ચારે પાસા આપણે અનેક પ્રકારની અનીતિ અને અનાચાર નિત્ય દેખીએ છીએ; તત્ત્વજ્ઞાન, યોગ, તેની વાતો પણ તેટલીજ સાંભળીએ છીએ; આશ્ચર્ય એ થાય છે કે આટલા બધા જ્ઞાન સાથે આટલી બધી દુષ્ટતા કેમ વસી રહે છે?—પ્રકાશ અને અંધકારનો સંયોગ શી રીતે થઇ શકે છે?

આ જીવિતનો અને એકંદર વિશ્વમાત્રના અસ્તિત્વનો હેતુ અને ઉદ્દેશ સમજાવનારા તત્ત્વજ્ઞાનનો વિસ્તાર થયા છતાં અનીતિ અને અનાચારને જનસમાજ તત્ત્વ સમજે એ બહુ શોચનીય છે. આખા વિશ્વ ઉપરથી તે શૂર અને સ્વાર્પણજ જાણે અસ્ત પામી ગયું છે કે જેના બલથી ધર્મવીર, દાનવીર, કે શૂરવીર નીપજી શકતા. આપણે ભાગ્યેજ કોઇ ભક્ત કે મહાત્માનું નામ સાંભળીએ છીએ. પાશ્ચાત્ય દેશોમાં જ્યાં સ્વદેશ અને સ્વભૂમિનું અભિમાન તીવ્રતમ છે ત્યાં કોઈ કોઇ શૂરવીરનાં નામો આપણને શ્રવણગોચર થાય છે, પણ ત્યાં એ પૂર્વના શૂરવીરો સાથે સરખાવતાં તેમની મહત્તા ઝાંખી પડી જાય છે. જાહેર સભાઓમાં તત્ત્વ અને નીતિનો ઉપદેશ કરનારા, એ સબંધે ગ્રંથો લખનારા, આચાર્યો, ઉપદેશકો, સર્વનો આચાર તેમના વિચારને અનુરૂપ રહેતો નથી. ધાર્મિકતાને માટે સંપૂર્ણ પ્રસિદ્ધિ પામેલો આર્યાવર્ત જ્યાં અંધકારમાં પડેલા ગામડામાં પણ બે ચાર મંદિર, બે ચાર પુરાણી અને લગભગ સર્વલોક મંદિરમાં જનારા કે કથા ભજન આદિ શ્રવણ કરનારા મળી આવે છે, ત્યાં, એવા ધર્મમય આર્યાવર્તમા પણ, શાસ્ત્રના ઉપદેષ્ટા—શાસ્ત્રી, પુરાણી, જોશી, કર્મકાંડી,—પોતપોતાના કર્મને માત્ર ઉપજીવિકાના સાધનરૂપ સમજે છે, "પોથીમાંના રીંગણાં" એવો વિપરીત આચાર દર્શાવે છે. તત્ત્વજ્ઞાનનો વિસ્તાર થવાનાં સાધનોની પણ ખોટ નથી, છાપખાનાં અને અક્ષરજ્ઞાનની કેળવણીએ સર્વને લખતા વાચતા કરી દીધા છે; જે કાંઇ લખાય તે પ્રસિદ્ધ થવાનાં અતિસુલભ સાધન છે; છતાં જાણે વાણીની મુખરતામાજ તે વાણીને આચારમા મૂકવાનું હૃદયબલ ક્ષીણ થઇ જતું હોય એમ કોઇના આચાર ઉપર તત્ત્વજ્ઞાનની અસર જણાતી નથી. "તાત્ત્વિકજીવન" એટલે કે તત્ત્વજ્ઞાનને અનુસારેજ પદેપદે વિચરતું જીવન, તત્ત્વજ્ઞાનને અનુપદ પ્રત્યક્ષ દર્શાવતું જીવન, તે તો કહીં સભળાતુ પણ નથી. જે સન્યાસીઓ, પરમહંસો, આર્યવર્તમાં "તાત્ત્વિકજીવન"—ના પ્રત્યક્ષ દૃષ્ટાન્તરૂપ થવા નિર્માયલા તેમાંથી પણ સત્ત્વ જતુ રહ્યું છે. ખરેખર કલિકાલનોજ સર્વાશે વ્યાપ થવા લાગ્યો છે.

આવી સ્થિતિ ઉદ્‌ભવવાના અનેક કારણો આપી શકાય; પરંતુ સર્વમાં મુખ્ય વાત અમને પોતાને એવી ભાસે છે કે અધિકારનો જે ક્રમ શાસ્ત્રે માન્યો છે તેનો અનાદર કરવાથી આ બધી સ્થિતિનો ઉપદ્રવ થઈ આવ્યો છે. મનુષ્યને બુદ્ધિ છે, વિચારશક્તિ છે, એ વાત ખરી છે; પણ જેમ સર્વને સામાન્ય રીતે દર્શન અર્થે પ્રાપ્ત ચક્ષુથી સર્વ કોઇ વાત યથાર્થ જોવાતી નથી, કેળવણી અને અભ્યાસની આવશ્યકતા રહે છે, તેમ બુદ્ધિ અને વિચારશક્તિથી પણ સર્વ કોઇ વાત તત્કાલ સમજાતી નથી, શિક્ષણ અને અનુભવની તેમા પ્રથમ અપેક્ષા રહે છે. અક્ષરજ્ઞાન થઇને વાચનસિદ્ધિ થઇ એટલે લેખમાત્ર જેમ અધિગત થઈ શકતા નથી, તેમ ચાર વાતો ભેગી કરીને વિચાર ચલાવવાની કે વિચાર દર્શાવવાની શક્તિ આવવા માંડી એટલે જગત્‌ની સર્વવાતો વિષે પોતેજ વિચાર બાંધી શકાતા નથી, તત્ત્વપર્યંતના નિશ્ચયો ઉપજાવી શકાતા નથી. તેમાં પણ સ્વકપોલ કલ્પિત વિચાર તેજ સત્ય છે એવુ સત્યનું પ્રમાણ જે અભિમાનવૃત્તિને લીધે અલ્પજ્ઞ જનોના મનમાં બધાય છે તે બહુજ હાનિકારક છે. શાસ્ત્રોની અવનતિ એવે .રે થઈ છે કે શાસ્ત્રનું અધ્યયન તે તે શાસ્ત્રના તત્ત્વનો અધિગમ કરવાને નહિ પણ

તે તે શાસ્ત્રના અભ્યાસીઓ સાથે વિવાદ કરી સભામાં વિજય પ્રાપ્ત કરવા માટે કરવું; અને એમ પ્રત્યેક શાસ્ત્રની કેટલીક " કોટિ " સ્મરણમાં રહી એટલે શાસ્ત્રી નામ ધારણ કરવું. આ પરિપાટીમાંથી પરિણામ એ થયું કે શાસ્ત્રચર્ચામાં બેમાંથી એક પક્ષે જે કાંઈ, વગરવિચારે પણ, બોલાઇ ગયું તેનો નિર્વાહ કરવાનો આગ્રહ બધાયો; " ઉક્તં નિર્વહેત્ " એ ન્યાયે અનેક કપોલકલ્પિત વિવાદની કોટિઓના વિસ્તારમાં વસ્તુગત્યા તથ્ય કે સત્ય શું છે તે એક પાસા રહી શબ્દજાલની રચનામાત્રજ સત્ય મનાવા લાગી. સુશિક્ષણથી વિનીત થઇ અનુભવથી પકવ થયા વિનાની બુદ્ધિ પણ એ શાસ્ત્રની અવનતિ જેવી દશાને ભોગવે છે, અને વિચાર કરી શકવાના અભિમાનમાં સ્વકલ્પિત વાર્તાને સત્ય ઠરાવી વસ્તુગતિની ઉપેક્ષા કરે છે. એવાં શબ્દજાલમય સત્યોને સ્વમત, સ્વવિચાર, એમ ઠરાવે છે; જનપ્રકૃતિને સુલભ વિચારભેદને સત્ય સિધ્ધાંત પર્યંતના વિચારભેદરૂપે માની સ્વકલ્પનામાં સંતોષ સમજે છે, અને એમ અપક્વ બુધ્ધિએ આરભાયલી અધિકારભ્રષ્ટતામાં કલ્પનાને સત્ય માનવાથી સંપૂર્ણ વૃદ્ધિ થાય છે.

અધિકારની શાલા બહુજ આવશ્યક અને ઉપયોગી છે. આવશ્યક એટલા માટે કે એના વિના પ્રકૃતિને વશ કરવાનો અને આત્મવિકાસ થવાનો સંભવજ નથી, ઉલટી હાનિ છે; ઉપયોગી એટલા માટે કે યથાર્થ માર્ગે મનુષ્યથી સ્વકલ્યાણ સિધ્ધ કરવા સુધી તે ક્રમેજ વિચરી શકાય છે. કર્મ, ઉપાસના, અને જ્ઞાન એ સુપ્રસિધ્ધ અધિકારક્રમ સર્વના જાણવામાં છે. વ્યવહારમાં પણ એ નિયમ સ્વતઃસિધ્ધ છે; એમ સમજવાનું નથી કે કેવલ શાસ્ત્રીય અનુભવને અર્થેજ એ ત્રણ નિયમો કલ્પી મૂકેલા છે, અને જેને મોક્ષની મૃગજલવત્ આશામાં વ્યાવહારિક નિરાશાનો પરિતોષ શોધવો છે તેને માટે ઉપયોગી છે. કોઇ પણ વ્યાવહારિક કાર્યનો યથાર્થ અધિકાર ત્યારેજ થાય છે કે જ્યારે પ્રથમે તે કાર્યમાં જોડાઇ, ઉમેદવારી કરી, થોડે વધતે અંશે તે કાર્ય શીખી અને કર્મના સ્વરૂપને સમજાય. અને તે પછી તે કર્મમાંજ પ્રવૃત્ત થઈ તન્મય થવાને તેમાં એકાગ્ર અંતઃકરણથી ભક્તિપૂર્વક પ્રવર્તાય. એમ કર્મ અને ઉપાસનાથી સિદ્ધિ થતાં તે કર્મના સ્વરૂપનું સમગ્ર અને યથાર્થ જ્ઞાન થાય, અને તે કર્મોપાસનાસિદ્ધ જ્ઞાની એ વ્યાવહારિક કર્મ સંબંધે ઉપદેશ આપવા, ભાષણ કરવા, લખવા, બોલવા, સમર્થ થાય, તેવા કર્મમાં પ્રવૃત્ત થનાર અન્યને સુમાર્ગે લેઇ જવાના સાધનરૂપ થાય. કર્મ, ઉપાસના, અને જ્ઞાનનો જે અધિકારક્રમ સહજસિદ્ધ વ્યવહારમાં પણ સ્પષ્ટ છે તે પરમાર્થમાં અવશ્ય કરીને લાગુ થાય એ સમજવુ કઠિન નથી. જેને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવું છે, તેને તે જ્ઞાનાનુકૂલ કર્મથી, વિવેકાદિ સાધનથી, આરંભ કરવાની આવશ્યકતા છે. તેવાં કર્મનો સંગ્રહ વેદાદિક શાસ્ત્રોમાં કરેલો છે એટલે તે ત્યાંથી જાણવો અને લેવો પ્રાપ્ત થાય છે; કર્મ કરતે કરતેજ ઉપાસનાને અર્થે ચિત્તની એકાગ્રતા થવામાં જે અંતઃકરણના મલનો પ્રતિબંધ તે ક્ષીણ થઇ જાય છે. તે પછી અંતઃકરણની ચંચલતા મટાડવા ઉપાસનાનો માર્ગ છે. ઉપાસનાથી વિક્ષેપ દૂર થઈ એકાગ્ર થયેલું અંતઃકરણ સર્વકર્મ, સર્વ ઉપાસના, સર્વ વસ્તુ, સર્વ વિશ્વના તત્ત્વ ઉપર એકાગ્ર થઇ જ્ઞાનને અનુભવે છે, અજ્ઞાનનો વિનાશ સાધી સર્વજ્ઞ થાય છે. આમ વ્યવહાર

તેમ પરમાર્થ સર્વત્ર કર્મ, ઉપાસના અને જ્ઞાનનો ક્રમ સુદૃઢ અને સુવિદિત છે.

વર્તમાન સમયે તો આપણે જ્ઞાનથીજ આરંભ કરીએ છીએ; અને કર્મથી મલિનતાને ટાળી ન હોય, ઉપાસનાથી વિક્ષેપ દૂર કર્યા ન હોય, તે પૂર્વે જ્ઞાનની વાતો કરવા છતાં મૂઢ અને વિક્ષિપ્ત ચિત્ત દશાને અનુભવી જ્ઞાનના વિચાર સાથે અજ્ઞાનરૂપ આચારનું અતિ લજ્જાસ્પદ દર્શન કરાવી જાતે ભ્રષ્ટ થઈ અન્યને ભ્રષ્ટ કરીએ છીએ તત્ત્વજ્ઞાન અથવા બ્રહ્મજ્ઞાન કોઈ એવી ચમત્કારિક વાત નથી કે એના ઉપદેશથી કે શ્રવણથી મનુષ્યમાં કોઇ અપૂર્વ ભૌતિક સિદ્ધિનો ઉદય થાય; એક પ્રકારે તે સર્વ સિદ્ધિની સિદ્ધિ છે અને પરમ કલ્યાણનું દ્વાર છે તથાપિ તેમાં ગુપ્ત રાખવા જેવું કે તુરતજ પ્રસિદ્ધ રીતે ન કહી દેવા જેવું કાંઇ નથી એટલું નિર્વિવાદ છે. છતાં બહુ કાલ સુધી આચાર્યોએ શિષ્યોને એ જ્ઞાન આપ્યું નથી, ગુપ્તમાં ગુપ્ત એ જ્ઞાન છે એમજ કહ્યું છે; ને આપ્યું છે ત્યારે કશુંજ આપ્યું નથી, શિષ્યને માત્ર સમજણુંજ પાડી છે. સત્યકામ જાબાલને ગાયો ચારવા ગુરુએ મોકલ્યો ત્યાં બ્રહ્મના ચાર પાદનો ઉપદેશ પ્રકાશ અને અનન્ત આદિના દૃષ્ટાન્તથી પશુ પક્ષી આદિ પાસે કહેવરાવ્યો છે, અને શેષ રહ્યું તે ગુરુ કહેશે એમ કહ્યું છે. ગુરુને શિષ્યે પૂછ્યું ત્યારે ગુરુએ તો તું બ્રહ્મનું જેવો જણાય છે, તે જાણ્યું છે તેથી અધિક હવે જાણવાનું નથી એમ કહી શિષ્યને રજા આપી છે. શુકદેવ અને જનકના સંવાદમાં પણ શુકનો સંશય મટાડવાનીજ વાત ઉપદેશના રહસ્ય રૂપ છે. અર્થાત્ બ્રહ્મજ્ઞાન અતિ સરલ અને સ્પષ્ટ છતાં અત્યંત ગૂઢ અને ગોપ્ય રખાતું, ઘણે વર્ષે ઘણે કાલે અપાતું, તેમાં વાસ્તવિક કારણ અધિકારવૃદ્ધિ વિના અન્ય હતું નહિ. એક બીજમાંથી અંકુરાદિ ક્રમેફલ પર્યંત પરિપાક થાય તેમ મનુષ્યબીજનો પણ અધિકાર ક્રમે જ્ઞાન પર્યંત પરિપાક થવાનો હેતુ હતો. અનધિકારીના હૃદયમાં એ ઉપદેશ ઠરતો નથી, અને જે અનાચારને આજ આપણે અતિશોચ્ય ગણીએ છીએ તેનેજ એ ઉપદેશ ઉપજાવે છે એમ આચાર્યો નિશ્ચયપૂર્વક જાણતા હતા.

આજ તે પરંપરા ગઇ છે કે જેમાં આપણે આપણી આંતર વિકાસની સ્થિતિને આચાર્યદ્વારા પરખી ક્રમે ક્રમે તત્ત્વાનુભવ સુધી ચઢતા જઇએ. જ્ઞાન અને તત્ત્વનું વાચન સરલ, સસ્તુ, અને સુલભ થયું છે. તથાપિ આપણે અધિકાર પ્રાપ્ત કર્યા વિના જ્ઞાનપ્રાપ્તિની આશા કરી જ્ઞાન પ્રાપ્ત ન થતાં જ્ઞાન ઉપર અનાસ્થા કરીને નાસ્તિક અથવા દુરાચારી થવું, વિચાર અને આચારનો વિયોગ રાખવો, એમાં પોતાનીજ મૂઢતા અને દુર્બલતા છે. અધિકારહીન પુરુષોનીજ એ દશા થાય છે. અધિકારી નહિ એવા અંતઃકરણમાં જ્ઞાન ઠરતું નથી, અને પરિપૂર્ણ શ્રદ્ધાનો ઉદય થતો નથી; તેથી જ્ઞાનનો અનુભવ આવતો નથી અને જ્ઞાનમાર્ગ ઉપરજ અનાસ્થા થઇ જતાં, અધિકારની ન્યૂનતાએ કરીને અવશેષ રહેલાં મલવિક્ષેપ ચિત્તને અનેક નાસ્તિકતા અને દુષ્ટતામાં ઉતારી અનાચારમાં પાડે છે. આમ તત્ત્વજ્ઞાનનો દુરુપયોગ થતો આપણને દેખાય છે, પણ તત્ત્વજ્ઞાન પોતેજ તેવા દુષ્ટ માર્ગમાં લઈ જાય છે એમ જે કેટલાક પામરો લવે છે તે તો અત્યંત ખોટુંજ છે; એ દુષ્ટતાનું નિદાન સાધકની પોતાની અધિકારન્યૂનતા છે, અને સર્વ જિજ્ઞાસુને ઉચિત છે કે તેમણે તત્ત્વની વાતો કરવા કરતાં અધિકારની વૃદ્ધિ કરવા ઉપર બહુજ લક્ષ આપવું, બહુ કાલ

વેઠીને અને ભોગ આપીને પણ, અધિકારી થવા યત્નવાન્ રહેવું. જ્ઞાન તો સરલ, સુવિદિત અને સ્પષ્ટ છે, અધિકાર દુર્ઘટ, અવિદિત અને અસ્પષ્ટ છે; એ અધિકારની પ્રાપ્તિ વિના જ્ઞાનનું ફલ નથી, ઉલટી હાનિ છે; અને વર્તમાન દુરાચારનું કારણ અધિકારની ન્યૂનતા વિના અન્ય સમજાતું નથી.

---

## ૪

### રાજ્ય.

## મી. ફોક્ષ અને મી. પીટનું ઇંડિયા બિલ (૧૭૮૪)

(જુલાઇ ૨૨ મીના ઇંડિયા ઉપરથી)

હિંદુસ્તાનનો ઇતિહાસ આપણી શાલાઓમાં ઘણાં વર્ષથી ચાલે છે અને તેમાં મી. ફોક્ષનું અને મી. પીટનું "ઇંડિયા બિલ" જે ૧૭૮૪ મા પાર્લામેંટમાં પસાર થયું તે વિષે કહેવામાં આવે છે. શીખનાર એટલુંજ સમજે છે કે ફોક્ષ અને પીટ નામના કોઈ પ્રધાનો હતા જેમણે હિંદુસ્તાનનો વહીવટ સુધારવાને પાર્લામેંટમાં એક બિલ રજુ કર્યું હતું, ને તેની અમુક અમુક કલમો હતી. શીખવનાર શિક્ષકો આ વિષય ઉપર નાની સરખી ઇતિહાસની ચોપડીમાં જે કાંઈ લખ્યું હોય તે કરતાં વધારે શીખવતા નથી, અને "ઇંડિયા બિલ" ની કલમો લખી જણાઓ એવા પ્રશ્ન કરતાં પરીક્ષામાં પણ વધારે પૂછાતું નથી, તેથી શીખનાર શીખવનાર ઉભયને વધારે જાણવા જણાવવાની અપેક્ષા થતી નથી. પરંતુ એ બિલનો ઇતિહાસ જાણવા જેવો છે, વર્તમાન પ્રસંગે તે બહુ મનન કરવા યોગ્ય થઇ પડેલું છે, અને હિંદી સરકારનો વહીવટ વધારે સારી રીતે ચાલે તથા અંગરેજનું રાજ્ય આપણા ઉપર ચિરકાલને માટે સુખ શાન્તિમાં વૃદ્ધિ કર્તા થાય એવું ઇચ્છનાર પ્રત્યેક જનને તેનું સ્વરૂપ લક્ષમાં લેવાની આવશ્યકતા છે.

એટલું તો સુપ્રસિદ્ધ છે કે ઇસવીસનના સત્તરમા સૈકામાં ઈંગ્લંડના કેટલાક સાહસિક નરોએ વ્યાપારને અર્થે એક કંપની ઉભી કરી અને રાણી ઇલિઝાબેથ પાસેથી પરવાનો મેળવી તેમણે હિંદુસ્તાનમાં વેપાર કરવા માંડ્યો. દેશી રાજા રજવાડાની મહેરબાનીથી તેમણે મદ્રાસ, કલકત્તા, સુરત વગેરે સ્થાને કોઠીઓ ઘાલી, અને દેશની દુર્બલ દશાને પ્રસંગે પ્રસંગે એક અથવા બીજા પક્ષમાં ભળી જઇ, ચોડે ચોડે દેશના ધણી થવા માંડ્યું. વ્યાપારીપણું છોડી દેઈ કંપનીએ રાજ્યકર્તાપણું આરબ્યું, અને હિંદુસ્તાનમાં "કંપની બહાદુર"નું રાજ્ય ચાલવા માંડ્યું. એ વ્યવસ્થા છેક ૧૮૫૮ સુધી રહી. આ કંપનીનો વહીવટ એવી રીતે ચાલતો કે લંડનમાં એ કંપનીના "ડીરેકટરો"ની એક કમીટી રહેતી જેને "કોર્ટ ઓફ ડીરેક્ટર્સ" કહેતા, અને એ કંપનીના "શેર" જેના પાસે હોય તે લોકો એ

ડીરેક્ટરોની નીમણૂક કરાવવામાં ભાગ લેઈ પોતાની મરજી પ્રમાણે કરાવી શકતા. હિંદુસ્તાનના રાજ્યનો બધો વહીવટ આ "કોર્ટ" ચલાવતી, અને હિંદુસ્તાનના ગવર્નર કે ગવર્નર જનરલથી નારાજ થઇ રાજા રજવાડા કે ખાનગી પ્રજા અપીલો વગેરે પણ આ કોર્ટનેજ કરતી. એ કોર્ટનું બંધારણજ એવું હતું કે હિંદુસ્તાનમાં નોકરી કરીને સારી પેઠે દ્રવ્ય ઉપાર્જન કરી જે અંગરેજો સ્વદેશ પાછા જતા તે, કંપનીના શેરો ખરીદીને" કોર્ટ ઑફ્ ડીરેક્ટર્સ" માં પોતાના લાગવગના માણસોને દાખલ કરાવી શકતા. આવી સ્થિતિ હોવાથી એ કોર્ટ પોતાના હિંદુસ્તાન મધ્યેના નોકરો ઉપર પૂરો અંકુશ રાખી શકતી નહિ. હિંદુસ્તાનથી પાછા ફરેલા નોકરોની અસર એ કોર્ટ ઉપર રહેતી એટલુંજ નહિ પણ હિંદુસ્તાનમાંથી પ્રાપ્તિ થાય તે ઉપર કંપનીના શેરોનો નફો અને ભાવ રહેતો. એટલે એ પ્રાપ્તિ અધિક થાય તેવા માર્ગોમાં ડીરેક્ટરોનો લાભ સમાયલો હતો. આથી કરીને કંપનીના વહીવટમાં ઘણી ખામીઓ રહેતી હતી.

કંપનીના વહીવટ વિષેનો ઓબાટ પાર્લામેંટ સુધી અને રાજા સુધી પહોચ્યો. ૧૭૮૧ માં પાર્લામેંટમાંથી એક ગુપ્ત અને એક પ્રસિદ્ધ એવી બે કમીટીઓ કંપની હસ્તકના હિંદુસ્તાનના વહીવટની તપાસ કરવા નીમવામાં આવી. આ કમીટીઓએ કંપનીના રાજ્યની વિરુધ સખ્ત રીપોર્ટ કર્યા જેમાં હિંદુસ્તાનમાંના મોહોટા અધિકારીઓને હાથે ઘણી ક્રૂરતા અને જુલમ થયાની વાત પણ દર્શાવવામાં આવી. આ રીપોર્ટ ઉપરથી હાઉસ ઑફ્ કૉમન્સમાં હિંદુસ્તાનના ગવર્નરજનરલ અને બંગાળાના ચીફ્જસ્ટિસને બરતરફ કરવાના ઠરાવો પસાર થયા. તે સમયનો ઇંગ્લંડનો ઇતિહાસ લખનાર ઑનરેબલ વીલીઅમ મેસી લખે છેઃ " રાજકર્તાના અધિકારનો બહુ ક્રૂરતાભર્યો તિરસ્કારપાત્ર દુરુપયોગ કર્યાનો આરોપ કંપની ઉપર હતો; હાઉસ ઑફ્ કૉમન્સે તેના મુખ્ય અમલદારોને લાંચ વગેરેના આરોપના અપરાધી ઠરાવ્યા હતા; ન્યાયનું કામ એવી લજ્જાસ્પદ દશાએ પહોચ્યું હતું કે ચીફ્જજને બરતરફ કરવામાં આવ્યો હતો; તેમજ સામાન્ય રાજ્યવ્યવહારનો અથવા એકંદર જનસ્થિતિનો જે ધોરણો ઉપર નિર્વાહ છે તેમનું પ્રસિદ્ધ રીતે ઉલ્લંઘન કરવાથી પણ કંપનીએ કોઇ સમૃદ્ધ સ્થિતિ પ્રાપ્ત કરી નહતી; લૂટ અને લાંચથી તેની ક્ષણિક મુંચવણો મટતી એટલુંજ; આખી ભૂમિ ઉપર જે લોભીઆ સાહસિકો પથરાઈ ગયા હતા તેમને સંતોષવાને તથા કેવલ મનસ્વીપણે ચાલતા અન્યાયરાજ્યને ટકાવવાને જે લશ્કર જોઇએ તેનો ખર્ચ પૂરો પાડવાને હિંદુસ્તાનની સાધનસંપત્તિ પરિપૂર્ણ ન હતી; આવાં કારણોથી કંપનીને પાર્લામેંટ હજુર, જેણે પોતાને સોંપેલા વિશ્વાસ અને અધિકારનો ગેર ઉપયોગ કર્યો હોય તેવા ગુનેગાર તરીકે તથા પોતાની જવાબદારી ચૂકવવાને અશક્ત દેવાળીઆ તરીકે, ઉભી કરવામાં આવી હતી."

કંપનીના વહીવટની આવી ખામીઓથી હિંદુસ્તાનની પ્રજાને ઉગારી બ્રિટિશ ન્યાયને દૃષ્ટિમાં નિષ્કલંક ઠરાવવાના હેતુએ મી. ફૉક્ષ જેવા સમર્થ પ્રધાને ૧૭૮૩ની આ- પોતાનું " ઇંડિયાબિલ " પાર્લામેંટમાં રજુ કર્યું. તે બિલનો આશય એવો હતો એક જુદુંજ ખાતુ પાર્લામેંટ અને રાજાની દેખરેખ નીચે ઉભું કરી, તેને હસ્તક હિં-

દુસ્તાનનો વહીવટ સોંપવો, અને કંપની પાસેથી બધો વહીવટ લેઇ લેવો. આ બિલને પાર્લામેંટમાં મંજુર કરાવતી વખતે પ્રખ્યાત વક્તા મી બ્રાઈટે સર્વકાલ માટે સ્મરણમાં રહે તેવું ભાષણ કરેલું છે, અને જે કમીટીઓ નીમાઇ હતી તેમાં પોતે મેંબર હતો તેથી તે સાનુભવ જ્ઞાનસહિત આ વિષયે બોલી શક્યો છે. તેના કહેવાનો સાર એ છે કે "વિદેશીય અને તેથી સ્થાયી ન રહેનારા અધિકારીઓનું રાજ્ય દેશને, કોઇ પણ પ્રકારના સ્વદેશીય રાજ્ય કરતાં, હાનિકારક છે. આરબ, તાતાર, કોઇ રાજાઓના ખુની હુમલાઓ સાથે સરખાવતાં આપણો વિજય થોડા રક્તસ્રાવથી થઇ શક્યો છે એ વાત ખરી છે; પણ તફાવત એ છે કે એ જીતનારા તો થોડા સમયમાં શાન્ત પડી જતા કેમકે દેશને તેઓ પોતાનું વતન કરી લેતા; ઘણીક અવ્યવસ્થા રહેતી, અધિકાર ઉપર અંકુશ થોડોજ રહેતો, તોપણ કુદરત એકંદરે ઠીક મેળ કરી આપતી; પાણિનાં સ્થાન સુકાઈ જતાં નહિ અને વ્યાપાર ધંધો સારી સ્થિતિમાં રહેતો. પણ અંગરેજી રાજ્યમાં તે બધું બદલાઇ જાય છે. તાતારોના હુમલાથી હિંદુસ્તાનને હાનિ થતી, પણ આપણા તો રક્ષણથી તેને હાનિ થાય છે. તાતારોની દુસ્મની દેશને દુઃખ આપતી, પણ આપણી દોસ્તી તેને હાનિ કરે છે. કારણ કે આપણે તે દેશને આપણું વતન કરતા નથી. જે દોષ છે તે અમુક અમલદારો કે માણસોનો નથી, એકંદર રાજ્યપદ્ધતિમાં દોષ છે. વિદેશીય રાજ્યનાં આવાં દુઃખો તો સ્વાભાવિક છે, પણ તે ઉપરાંત વળી હિંદુસ્તાનમાં ચાલતા રાજ્યવહીવટ ઉપર યથાયોગ્ય અંકુશ નથી એ તે દુઃખોમાં વૃદ્ધિ કરનારું છે. કોર્ટ ઓફ ડીરેક્ટર્સ યોગ્ય અંકુશ રાખી શકતી નથી ને રાખી શકે તેમ નથી, એવું તેનું બંધારણ છે. માટે આ સ્થિતિ સુધારવાને કંપની પાસેથી અધિકાર લેઈ લેવો અને મી. ડ્રોક્ષનું બિલ પસાર કરવું વાજબીછે."

કંપનીથી રાજ્ય બરાબર ચલાવાતું નથી એ વાત તો સર્વમાન્ય હતી, પણ તેનો ઉપાય શો કરવો એ વિષયે બે મત હતાઃ (૧) કંપનીનો અધિકાર લેઇ લેવો અને નવી વ્યવસ્થા કરવી; (૨) કંપનીનેજ અમુક અંકુશથી પુનઃ અધિકાર ચલાવવા દેવો અને તે અંકુશ રાજ્યના પ્રધાનોની દેખરેખ દ્વારા તેના ઉપર મૂકવો. પ્રથમ પક્ષ મી. ડ્રોક્ષનો હતો, બીજો પક્ષ તેના પ્રતિપક્ષનો હતો. મી. ડ્રોક્ષનો હેતુ એવો હતો કે ઇંગ્લંડના વિશ્વાસુ અને પ્રસિદ્ધ રાજકીય પુરુષોમાંથી કેટલાકનું એક કમીશન પાર્લામેંટે નીમવું અને તેમને હિંદુસ્તાનનો બધો વહીવટ સોંપવો. તે પુરુષો હિંદુસ્તાનમાંની ખટપટોથી વિમુક્ત, અને નિષ્પક્ષપાત તેમજ પ્રસિદ્ધ રીતે સામાન્ય ન્યાયનાં ધોરણોને અનુસારે બધું કામ ચલાવવાને સમર્થ થઇ શકે એવો એ વ્યવસ્થામાં ગર્ભિત સાર હતો. આ કમીશનના મેંબરો ચાર ચાર વર્ષે બદલવા સંબંધે તથા કામ કેવે ધોરણે લેવું તે સંબંધે પણ એ બિલમાં કેટલીક કલમો હતી; અને કમીશનની એકંદર જવાબદારી પાર્લામેંટને સોંપી, હિંદુસ્તાન માટે એક ન્યાયની અદાલતના ધોરણ જેવું સ્વતંત્ર ધોરણ સર્વ વહીવટ માટે કરી આપવાનો ઉદ્દેશ હતો. બીજો પક્ષ હતો તેમાં બહુ સાર ન હતો. કંપનીનેજ રાજ્ય સોંપવું, પણ તેના ઉપર ઇંગ્લંડના પ્રધાનોની દેખરેખ રાખવી. ઇંગ્લંડના પ્રધાનો, પાર્લામેંટ એટલે હા-

ઉસ ઓફ કોમન્સમાં જે પક્ષનો વધારે વગ હોય તે પક્ષમાંથી નિમાય છે, એટલે લીબરલ કોન્સર્વેટિવ એ બે પક્ષની ચડસાચડસીમાં પોતાનો પક્ષ નિર્બલ થઈ જતાં પાર્લામેંટ બરખાસ્ત થઇ નવું પ્રધાન મંડળ આવી ન જાય તે કાળજીમાં હિંદુસ્તાન ઉપર રાજ્ય કરતી કંપની ઉપર બહુ દેખરેખ ન રહી શકે એ સ્વાભાવિક છે. વળી પાર્લામેંટના તલ હિંદુસ્તાનના કોઈ પ્રતિનિધિ નહિ એટલે પ્રધાનોનું લક્ષ હિંદુસ્તાનની વાત ઉપર કોઇ પ્રસંગે ખેંચી શકાય એવો પણ સંભવ નહિ. છતાં આ બીજા પક્ષની દરખાસ્ત પણ પાર્લામેંટ આગળ રજુ હતી, અને બન્ને પક્ષનાં સબળાપણાથી ચર્ચા ચાલતી હતી.

આવા સંધિમાં હિંદના દુર્ભાગ્યે પ્રધાનોનું બલ ભાગી પડયું, અને તેમને સ્થાને મી પિટ્પ્રમુખ બીજા પ્રધાનો આવ્યા. મી. ફોક્સનું બિલ ઉડી ગયું અને તેના પ્રતિપક્ષનું જે બિલ હતું તેજ રૂપાંતરે ૧૭૮૪માં મી પીટનું "ઇંડિયાબિલ" થઇ પાર્લીમેંટમાં પસાર થઇ ગયું. એ વ્યવસ્થા પ્રમાણે "કોર્ટ ઓફ ડીરેકટર્સ" અને કંપની તો રહ્યાં, માત્ર કોર્ટ ઓફ ડીરેકટર્સને રાજ્યપદ્ધતિ સંબંધે સલાહ આપવા એક "બોર્ડ ઓફ કંટ્રોલ" નીમવામાં આવ્યું. એકને સ્થાને બે અધિકાર કંપની ઉપર સ્થપાયા. પણ લાભ કાંઇ થયો નહિ, ને એ વ્યવસ્થા ૧૮૫૭ના બળવા સુધી ચાલ્યાં ગઇ. ૧૮૫૮માં હિંદુસ્તાનના રાજ્યનો કુલ વહીવટ ઇગ્લંડનાં મહારાણીએ પોતાને હસ્તક લીધો અને કંપનીનું રાજ્ય બંધ પડયું. જે નવી વ્યવસ્થા થઈ તેમા પણ મી પિટના બિલની વ્યવસ્થાનું રૂપાંતર કે નામાત્તરમાત્રજ થયું, મી. ફોક્સ અને મી. બર્કના ભવ્ય વિચારોનો તેમા પણ કાંઈ અસર આવી શકયો નહિ "બોર્ડ ઓફ કંટ્રોલ" નીકળી ગયું, અને "કોર્ટ ઓફ ડીરેકટર્સ" ને સ્થાને "ઇંડિયાકાઉન્સીલ" સ્થાપવામાં આવી, તથા આ કાઉન્સીલના પ્રમુખ રૂપે હિંદુસ્તાન ખાતાનો એક સ્ટેટ સેક્રેટરી પ્રધાન મંડલમાં ઉમેરવામાં આવ્યો. ઈંડિયા કાઉન્સીલમાં હિંદુસ્તાનમાં નોકરી કરી આવેલા લાયક અમલદારો પોતેજ બેસે છે; કોર્ટ ઓફ ડીરેકટર્સમાં નોકરી કરી આવેલા અમલદારોના પ્રતિનિધિ બેસતા હતાં. મી. ફોક્સ અને મી. બર્કની વ્યવસ્થાનો હેતુ તો એ અમલદારો કે તેમના પ્રતિનિધિ કોઇ પણ હિંદુસ્તાન સાથે સંબંધ ધરાવનાર પુરુષ આ કાઉન્સીલમા ન આવે એવો હતો. ૧૮૫૮માં જે વ્યવસ્થા થઇ તે અદ્યાપિ ચાલુ છે. "કોર્ટ ઓફ ડીરેકટર્સ" કંપનીના રાજ્ય ઉપર જે અંકુશ રાખી શકતી તે કરતાં સારો અંકુશ ઇંડિયા કાઉન્સીલ અને સેક્રેટરી ઓફ સ્ટેટની વ્યવસ્થાથી હિંદુસ્તાનની સરકાર ઉપર રહી શકયો છે, પરંતુ મી. ફોક્સની વ્યવસ્થાથી જે ન થયું હોત તે થઇ શકયું નથી, એમ આ ચાલીશ વર્ષનો ઇતિહાસ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનાર સમજી શકશે.

જે ખરી અને પ્રથમ આવશ્યકતા છે તે હિંદુસ્તાનની સરકાર ઉપર સખ્ત અને નિરામય દેખરેખની છે. કોઇ પણ રાજ્ય ઉપર પ્રજાનો પ્રથમ અંકુશ હોઈ શકે, પણ હિંદુસ્તાનની પ્રજાને હિંદુસ્તાનના રાજ્યમાં કશો વાસ્તવિક ભાગ મળેલો નથી, એટલે જે રાજાના પ્રતિનિધિ રૂપે હિંદુસ્તાનની સરકાર રાજ્ય ચલાવે છે તે રાજાનો યથાર્થ અંકુશ જો એ સરકાર ઉપર રહે નહિ તો એ સરકાર કોઇને પણ જવાબદાર ન રહે એ સ્પષ્ટજ છે અંગરેજ પ્રજા અને તે પ્રજાની પ્રતિનિધિ અંગરેજી પાર્લામેંટના ન્યાય અને પ્રામાણિકપણા ઉપર, સ્વતંત્રતા અને શાંતિની વૃદ્ધિ કરવાની તેમની પ્રીતિ ઉપર, હિંદના વતનીઓને પરિપૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધા છે; તે પ્રજાનો આખો ઇતિહાસ તેવી શ્રદ્ધા ઉપજાવનારો છે. એટલે ઇંગ્લંડની પ્રજા અથવા ઈંગ્લંડની પાર્લામેંટનો સાક્ષાત્ અંકુશ હિંદુસ્તાનની સરકાર ઉપર રહે તેવી યોજના થવાનીજ ખરી અને પ્રથમ આવશ્યકતા હિંદુસ્તાનની પ્રજા માને છે. ઇંડિયા કાઉન્સીલમાંથી હિંદી અમલદાર વર્ગ નીકળી જઇ હિંદુસ્તાનના અનુભવવાળા પણ હિંદુસ્તાનના સબંધ વિનાના પ્રસિદ્ધ અને વિશ્વસનીય રાજપુરુષો તેમાં નીમાય, તેની ઉપર પાર્લામેંટની વધારે સાક્ષાત્ દૃષ્ટિ રહે અને પાર્લામેંટની પક્ષાપક્ષીની અસર તેને લાગે નહિ, એ કાઉન્સીલનું કામ પ્રસિદ્ધ રીતે ચાલી તે એક ન્યાયની અદાલત જેવી થઇ રહે, એવી કોઈ વ્યવસ્થા થવાની આવશ્યકતા મી. ફોસેટના સમયમાં હતી તેવી ને તેવી હજી પણ કાયમ છે. આ ખધી આવશ્યકતામાં, આજ સો દોઢસો વર્ષ થયાં અંગરેજી રાજ્યના પ્રકાશમાં વૃદ્ધિ પામતા હિંદુસ્તાનના લોકોને પણ તેમના રાજ્ય વહીવટમાં કાંઇક ભાગ આપવાની આવશ્યકતા ઉમેરાઇ છે. ૧૮૫૮મા ઇંડિયા કાઉન્સીલની વ્યવસ્થા યોજવાને સમયે, મી. ડીઝરાયલી (લોર્ડ બીકન્સ ફીલ્ડ) જે તે વેળે ચેન્સલર ઓફ ધી એક્ષચેકર (મુખ્ય ખજાનચી) હતા, તેમણે એવી સૂચના પણ કરી હતી કે હિંદવાસીઓએ નીમેલા ચાર પ્રતિનિધિને માટે કાઉન્સીલમાં સ્થાન રાખવુ. એ પ્રમાણે થઈ શક્યું નથી. પણ એ વાત વર્તમાન સમયે ઇગ્લંડના રાજદ્વારી મહાપુરુષોને લક્ષમાં લેવા જેવી છે. હિંદુસ્તાનના અગ્રણી વક્તાઓ અને લેખકો, કોન્ગ્રેસ અને કોન્ગ્રેસના હીમાયતીઓ, ઇંગ્લંડમાં રહી હિંદુસ્તાન માટે વકીલાત કરનારા હિંદવાસીઓ તેમ અંગરેજો, જે વાતની એક અથવા બીજી રીતે માગણી કરે છે તે મી. ફોસેટ અને મી. બર્કના ભિલમાં જે વાત હતી તેની તેજ છે. એવી માગણીને રાજદ્રોહ કહેવામાં આવે તો એ હિંદનું દુર્ભાગ્ય છે; રાજા-પ્રજાની એકતામાં વૃદ્ધિ થઇ રાજ્યને ચિરકાલ સ્થિરતા અને પ્રજાને ચિરકાલ સુખ ઇચ્છવાનીજ એમાં વાંછના છે; જે સ્વતંત્રતા, ન્યાય, પ્રામાણિકતા માટે 'બ્રિટન' એ નામ ઇતિહાસમાં પ્રસિદ્ધ છે તેનીજ એમાં અધિક શોભા છે.

Girijashanker Manishanker Bhat
Khetwadi main
Shet morarji
days new Ch
2nd floor Ro


# સુદર્શન.

(તંત્રી, મણિલાલ નભુભાઇ દ્વિવેદી.)

(ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર.)

"सत्यं परं धीमहि" —भागवतम्.

પુસ્તક ૧૩. અંક ૧૨.] (માસિક) [સપ્ટેમ્બર. ૧૮૯૮


૧

## સાહિત્ય.

### એક ચંડોળને

(મળેલું)

હરિણી

નવ ઉડોં જતે! ગાતું ગાતું સ્વચ્છંદ મહીં જરા!
ઉછગર હસકુ મ્હારૂ યાતું તને શુણતાં જરા!
મુજ દિલમહીં આજે કાંઈ દિસે સુખ સાંપડ્યું,
કંઈ સમયથી ભૂલાએલું ફરી સ્મૃતિએ ચડ્યું.
બહુ સમયથી મ્હારે માટે નથી રસ કૈં રહ્યો,
બહુ સમયથી નિઃશ્વાસે કો નથી ઉરથી વહ્યો;
બહુ સમયથી નેત્રો ભીનાં નથી બનતાં—અરે!
બહુ સમયથી વ્યાપ્યો હૈયે મહા સુનકાર છે.
મુજ નયનથી આજે ભાનુ ફરી હસતો દિસે,
કુદરત મહીં પ્રેરાતો હું ફરી રસ શોધવા,
અનિલ લહરી આજે પાછી મને રમતી દિસે;
વૃક્ષ ફુલ મહીં આજે પાછા વહે રસ ધોધવા.
મુજ હૃદયની આજે પાછી કળી ઉઘડી પડી,
અરરર! દુઃખછે! કિન્તુ તેમાં ભીડારા થઇ ખડી;
કટુ રસ અરે! મેં તો લીધો સદાય સુધા ગણી,

રસપુટ પીધા હોને હોશે અનેક ભરી ભરી.
રસપુટ પીધા તે 'ના પીધા' હવે બનશે નહીં,
આંસુ પીધાં એવા જોવા હવે ગળાશે નહીં;
"તરશ રસની, નિઃશ્વાસો ને હજો રડવુ સદા–"
એમ હૃદયનું એવુ વાંચ્યુ મળે ફરી આજ–હા!
મુજ ઉગરને ચીરાતાં–રે! હતું સુખ કે મેળવ્યું,
અરર! ત્રણુને સાંધી દેતાં ન ચેન કૃશ પડ્યું;
સુખ સુખ હતું હૈયું જ્યારે લુટાઇ જતુ હતુ,
પણ હૃદયમાં લુટાવાનુ કશુંક રહી ગયું.
અરર! દિલની પૂરી પૂરી ન લુટ થઇ કદી,
અરર! દિલમાં છૂરી પૂરી કદીય ગઇ નહી;
જખમ દિલને પૂરો દેવા ન કોઈ મળ્યું કદી,
જખમ કરવા ન્હોના ન્હાના જડો ઉલટા પરી!
જખમ કરતાં એ શું જાણે? ગરીબ મૃદુ સખી!
જખમ કરતાં વેળાનીએ ન હામ ટકી શકી!
તુજ સ્વર વળી આજે કાઇ દિલે ખુંચતો દિસે,
પણ જખમની વાતોથી તુ અજાણ બહુ દિસે.
જખમ સહવો સહેલો મીઠો સદા સહનારને,
જખમ કદિએ પીડાતાને ન હાર કરી શકે;
જખમ દિલને છેલ્લો દેવા ન કોઇ મને મળે,
જખમ દિલનો જોવા ધોવા ન કોઇ મને મળે.
દરદ દિલની વાતોને એ ન છે શુણનાર કો,
દરદ દિલની વાતો સાથે ન છે મળનાર કો;
અનુભવ અહીં કોઇને એ સમાન મળે નહીં,
જગત સઘળું અકકેકાની અસાર મુસાફરી,
જગત રસમાં ક્યાંએ પૂરુ ન પ્રાપ્ત થયું હજુ,
હૃદય ગળતાં રોવામાંએ કચાશ રહી જતી;
અરર! સ્મિત ના કિંતુ રોવું હજુ જડતુ નથી,
રદન શીખવા કૈએ જન્મો હજુ ફરવુ નકી.
પણ દરદ કૈઇ ધીમે ધીમે ખુંચાઇ જતું હતુ,
અરર! દિલ આ ધીમે ધીમે કઠોર થતું હતું;
સ્વર તુજ શુણ્યો ને આ ચાલ્યુ ફરી નિજ માર્ગમાં
તુજ સ્વરથી આ મ્હારૂ હૈયું ધ્રુજે કઈ તાલમાં.
તુજ સ્વરથી આ મ્હારૂં હૈયું કરે કઇ ગોઠડી,
સ્થિર જરી થજે! ગાતું ગાતુ ઉડીશ નહીં જરી,

પણ સુજાણ તુએ ઓચિંતુ કે ઉડીજ નકી જશે.
મુજ હ્રદ દિલની વાતોથી તું અજાણ હજુ દિસે.
સહુ સુખી ઉડે તેવું તુએ ઉડીજ જશે નકી,
મુજ ડૂંગરની તારે હૈયે વ્યથા ઘટતી નથી;
મુજ રત્નથી તારા કંઠે ન સોસ કંઇ પડે,
મુજ હૃદયની વાતોથી તુ અજાણ નકી દિસે.

---

## ૨

## ગ્રંથાવલોકન

**પૃથુરાજ ચોહાણ અને ચંદવરદાયી:**—* હિંદુસ્તાનના ઇતિહાસમાં અને સર્વત્ર રાજવીરોની નામાવલિની સમાપ્તિ પૃથુરાજના નામથી થાય છે અને એ રાજના અસ્તનો સંધિ આખા ભારતના અસ્તનો સંધિ હોવાથી ત્યાં ઉભા રહીને સર્વ કોઇને—જ્ઞાની, ધ્યાની, રાજનીતિનિપુણ, ઇતિહાસ જોનાર, સર્વને—અનેક વિચારો કરવાનું સહજેજ મન થઇ આવે છે. આર્યાવર્તનું ભૂત અને ભવિષ્ય દિલ્હીના કાંગરા ઉપર બેઠીને વિલોકતાં વિશોકતાં કાંગરને કીનારે વર્તમાનના ઉગ્ર પ્રપાતથી કલ્પનાનિમગ્ન મૂર્તિ ગાલ ઉપર હાથ દેતી, નિ:શ્વાસ નાખતી, જાગી ઉઠે છે, ને એના એ વર્તમાનનેજ અનંતભાવિરૂપે નિરખે છે. કલહ, કલેશ, કુસંપ આદિ અનેક વિટંબનાની સહભાગી છતાં પણ સ્વતંત્રતા એ આર્યાવર્તની કોઇ અપૂર્વ શક્તિ હતી; રાજકીય સ્વાતંત્ર્યને અભાવે પ્રજામાં તેમ વ્યક્તિમાં ઐક્ય, કાર્યસાધક સામર્થ્ય, સ્વાર્પણ પર્યંતની પરાર્થ બુદ્ધિ, એ અને એવા ઉત્તમ, ભવ્ય, સામાજિક ગુણોનો ઉદ્ભવ કે ઉત્કર્ષ થવાનોજ નહિ, ને અન્યોન્યાશ્રયની પેઠે એ ગુણાભાવે પારતંત્ર્ય અને પારતંત્ર્યને લેઇ એ ગુણાભાવ એવી પરંપરા ચાલીજ જવાની.

પૃથુરાજ એ નામ આ બધા અને એવા અનેક તુરંગોના ધ્વનિરૂપ છે. કોઇ પ્રતિભાવાન્ લેખકને હાથે તે વીરનો કથાકાલ ચીતરાયો હોય, એ પ્રતાપી રાજાનો ચંદજ પુનઃ આજના સમયમાં ઉતારીને એના આશ્રયદાતાની કથા આપણને કહેતો હોય, તો શો અધ્યયન કરવા યોગ્ય, બોધ લેવા યોગ્ય, ભવ્ય ઇતિહાસ આપણા હાથમાં આવે પૃથુરાજની કથાને યદ્વાતદ્વા ગોઠવીને પોતાનું પાંડિત્ય દર્શાવનાર કરતાં, ચંદના રાસાને આધારેજ તેનુ ચરિત જેવું છે તેવું ને તેવું કહી જવામાં એટલાજ માટે વધારે સ્વારસ્ય અને સાર છે રા. મણિલાલને લખવાની છૂટ સારી છે, પણ તેમની ઐતિહાસિક અવલોકનશક્તિમાં પૃથુરાજના નામથી સૂચવાતા ધ્વનિનો નિર્વાહ કરે તેટલી વિશાલતા કે દીર્ઘદર્શિતા નથી એ શોચનીય છે, કેટલીક વાતો એમને ધર્માંધપણા રૂપે કે વહેમરૂપે લાગી છે, ને તે વાત ઉપર તેવી ટીકા આપવાનું પણ તેમણે સાહસ કર્યું છે, પરંતુ ઇતિહાસને દેશકાલ તથા જનસમાજના પરિપૂર્ણ આદર્શરૂપે અનુભવનાર કોઇ ભવ્ય લેખક એના એજ વૃત્તાંતથી

---

* કર્તા રા. રા. મણિલાલ છબારામ ભટ્ટ; અમદાવાદ. મૂલ્ય રૂ. ૧—૪—૦

આપણને પૃથુરાજના સમયનું કોઈ અલૌકિક દર્શન કરાવી શકત, સમરમુખે અવિશંકિત હૃદયે અને પરમોલ્લાસથી થતા પ્રાણાર્પણનો કોઈ મંત્ર સમજાવી શકત. ઇતિહાસ અને પદાર્થવિજ્ઞાન એ જુદી વાતો છે, પદાર્થવિજ્ઞાન પણ ઇતિહાસનો વિષય થાય, પણ ઇતિહાસને પદાર્થવિજ્ઞાનની કસોટીમાં ઉતારી શકાયજ નહિ. ઇતિહાસ તો વ્યક્ત વ્યક્તિના અને સમાજના આંતર વિકાસનો અતિ સુગ્રથિત કાવ્યમય ક્રમ છે, પદાર્થવિજ્ઞાન બાહ્ય વિશ્વના કાવ્યનો એકાદ આલાપ છે. આટલા માટે પોતા તરફથી કાંઇજ ન ઉમેરતાં માત્ર ચંદની કથાનેજ વળગી રહેવામાં બહુ સારું છે: વાચનારજ યથાશક્તિ તર્ક કરી લેશે છતાં રા. મણિલાલનો આ લેખ ચંદના લેખના સારરૂપ હોઈ પૃથુરાજને નામે લખાયલા બીજા બધા લેખોમાં સર્વોપરિ છે એમ કહેતાં અમોને સંતોષ થાય છે.

પૃથુરાજ એટલે વીરત્વ, પરાક્રમ તેની સાથેજ શૃંગાર અને ટેકનો પુંજ હતો; વીર અને શૃંગારની મૂર્તિ હતો; એ ઉભયે ભાવની અવિશૃંખલ સ્વાર્પણબુદ્ધિને રાજનીતિના સાંકડા માર્ગમાં નિયમી રાખવાની દીર્ઘદૃષ્ટિ તેનામાં કે તેના સામંતોનામાં ન હતી. તેનામાં તો શું પણ જયચંદ, ભીમદેવ, જેવા મહારાજાઓમાં પણ નહતી; તેઓ વીર અને શૃંગારના નાયક ન હતા, પણ દૂરદર્શિતાના વિષયમાં તો તે પણ પૃથુરાજ જેટલાજ દોષિત છે. દિલ્હી અને કનોજનું એકછત્ર સામ્રાજ્ય કેવે પ્રકારે ઉદ્‌ભવ્યું અને કેવે પ્રકારે પીબેરાઇ ગયું એ જોતાં અનેક શોકપરંપરા ઉભરાઇ આવે છે, અને ભાવિમાં શું થયું જોઇએ, શું કરવું જોઇએ તેના વિચાર સ્ફુરે છે. પણ આર્ય રુધિર તેનું તેજ છે, હજીએ વર્તમાનને સમજી આપણે કાર્યસાધક સામર્થ્ય અને ઐક્ય પ્રાપ્ત કરીએ એ સમય ક્યારે આવશે તે ચંદે તો મહાવીર પાસે ઉચરાવ્યું છે, છતાં હૃદયને પ્રતીતિ થતી નથી.

---

## ૨
## ધર્મ
### ૧
### પ્રત્યગાત્મા
( મળેલું )

( અનુસંધાન પૃષ્ઠ ૨૫૧ થી )

ઉપર જે દૃષ્ટાંત આપેલું છે તે મન વાળવાનું માત્ર દૃષ્ટાંત છે એમ સમજવાનું નથી પરંતુ તે યથાર્થ સમજવાજોગ છે. સામાન્ય રીતે જોતાં જે વાતો અત્યંત દુઃખદાયક અને ગભરાટ પેદા કરનારી જણાય છે તે ઉપર જ્યારે શાન્તિથી ધ્યાન કરવામાં આવે છે ત્યારે તે જુદા સ્વરૂપમાં દેખાય છે તેનું કારણ માત્ર એટલુંજ છે કે જેમ જેમ જ્ઞાન વૃદ્ધિ પામે છે તેમ વિવેક બુદ્ધિથી વસ્તુમાત્રની તુલના કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે. વિવેકનું લક્ષણ શાન્તિ છે. તે શાન્તિ જેમ જેમ વસ્તુનો પૂર્વાપર સંબંધ જોતાં આવડે છે અને કાર્યકારણ સમજાય છે તેમ પેદા થાય છે અને ત્યારેજ સમજવામાં આવે છે કે અત્યારે જે દુઃખદાયક લાગે છે તે આગળ કોઇ વખતે સુખદાતા થશે.

જીવાત્માની યાત્રામાં જે જે તત્ત્વો કાર્ય કરે છે તેમાં એક મુખ્યત્વે કરી જાણવાલાયક કામ છે; કારણકે તે પ્રથમીજ તેની આસપાસ રહેલો છે અને તે વાસના પેદા કરનાર છે અને તેને લીધે તેને વારંવાર આ દુનિયાંમાં આવજાવ કરવી પડે છે. આ દુનિયાંમાં કોઈ-પણ તૃષ્ણા રહ્યાં કરે છે તે મરણોત્તર રહી જાય છે અને જીવાત્મા પુનરપિ જન્મ ધારણ કરવા આવે છે ત્યાં સુધી ટકી રહે છે. સ્વર્ગલોકમાં સંગ્રહ કરેલા અનુભવો ઉપર કરવાની ક્રિયા પૂરી થઇ રહે છે અને ત્યાં સુખ ભોગવી જીવાત્મા પાછો ફરે છે એટલે તેને આ સંસારમાં ઘસડી લાવે છે. જીવાત્માને આ દુનિયાં છોડવામાં તેમજ તેમાં પાછું અવતરવામાં તે તે પ્રસંગનું આકર્ષણ ખેંચી લઇ જાય છે. જ્યારે આ દુનિયાં છોડી દે છે ત્યારે ઘણા અનુભવનો સંગ્રહ કરેલો હોય છે તે મનશક્તિમાં મેળવવાનો હોય છે. એટલે જે લોકમાં તે મેળવવાની ક્રિયા થઇ શકે ત્યાં જવા તે આકર્ષાય છે એટલે જેવું સ્થૂલશરીર પડયું કે તે ત્યાં જવાનું કરે છે. ત્યાં જતાં જે કાંઈ ભાર વચમાં ઉતારવાનો હોય છે તે તે તે લોકમાં ઉતારી દેવલોકમાં જઇ સંગ્રહ કરેલા અનુભવને મેળવવા માટે ક્રિયા કરવા લાગી જાય છે. તેમાં તે સર્વદા આનંદ ભોગવે છે. પરંતુ તે સંગ્રહ ખુટે છે અને વધારે ક્રિયા કરવાની રહેતી નથી એટલે નીચેના લોકમાં તે પાછો ખેંચાય છે અને ઉપર ચઢતી વખતે જે જે લોકમાં થઇ પસાર થયો હતો તે તે લોકમાં થઇ અંતે આ દુનિયાંમાં તે અવતરે છે અને જે જે વસ્તુ પ્રતિ તેની પ્રીતિ હતી તે તેને ત્યાં આવી મળે છે.

ઉપર જે કહેવામાં આવ્યુ તે જણાવવાનું પ્રયોજન માત્ર એ છે કે જ્યારે વારંવાર અવતરવું પડશે અને સુખ દુઃખ ભોગવવાં પડશે એવી વાત કહેવામાં આવે છે ત્યારે ઘણાં મનુષ્યો એમ બોલી જાય છે કે "અમારે પાછું આવવાની ઇચ્છા નથી." પણ તેઓને એ ભાન રહેતું નથી. પાછું આવવું નથી અથવા પાછું આવવા માગતા નથી એટલું માત્ર બોલવાથી કાંઇ વળતું નથી. કારણકે જ્યાં સુધી તૃષ્ણા રહે છે અને વાસનાનો ક્ષય થતો નથી ત્યાં સુધી પુનર્જન્મનાં બંધન તેની મેળે ઘડાયાં જાય છે. જ્યાં સુધી આ જગતમાં કોઇ પણ વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા બંધાઇ રહે છે અને તે વસ્તુ આ જગત્માંજ પ્રાપ્ત થાય તેવી હોય છે ત્યાં સુધી તેની પ્રાપ્તિ અર્થે તમારી ઇચ્છા હો યા નહિ હો તો પણ આ દુનિયામાં આવ્યા વિના છૂટકો નથી. આ જગતની વસ્તુ પ્રતિ જે ઇચ્છા છે તે તૃષ્ણા એવી છે કે જીવાત્માને પાછો આંહી ખેંચી લાવે છે. માત્ર સંસારના વ્યવહારથી કાયર થઇ જવાથી જે શ્રમ જણાય છે ને તેને લીધે જે શાન્તિ આવે છે તેનાથી કાંઇ જન્મ મરણના ફેરામાંથી મુક્ત થવાતું નથી. જે કાયર થાય છે અને પરિણામે શાન્ત થાય છે તે સ્થૂલ મગજ છે કારણકે ઇશ્વરજ્ઞાન વિના માત્ર વ્યવહારના દુઃખથી કંટાળી તેનો ત્યાગ કરવાની જે ઇચ્છા થાય છે તે માત્ર આ સ્થૂલ ભૂમિકા પરત્વેજ કાર્ય કરી શકે છે. એટલે જેવું સ્થૂલ શરીર પડયું તેવી તે કાયરતા અને ત્યાગબુદ્ધિ તેની સાથેજ ક્ષય પામે છે અને તેનું પરિણામ મુક્તિ થઇ શકતું નથી. વળી એ કંટાળો આવે છે ખરો પણ તેથી સંસારની વસ્તુ ઉપરથી ભાવ ઉઠી જતો નથી. ભિન્ન ભિન્ન વસ્તુ, સુખ, મોજમઝા, માન, મહત્તા પ્રશંસા ઇત્યાદિ પ્રાપ્ત થાય એવી ઇચ્છાને લીધે તે તે પ્રતિ મોહ તો જેમનો તેમ અંતરમાં રહ્યાં કરે છે. અને આજકાલ તો તેનો પ્રભાવ સંપૂર્ણ જોવામાં આવેછે તો

તેઓ મનુષ્યો "અમે પુનરપિ આ જગત્‌માં આવવા ઇચ્છા રાખતા નથી" એમ કહે એ માત્ર સત્ય જ્ઞાનની ખામી જણાવે છે જ્યાં સુધી એ મોહનો અત્યંત ક્ષય થાય નહિ ત્યાં સુધી અવતરવા વિના બીજો કોઇ રસ્તો છેજ નહિ જ્યારે સર્વ પ્રકારનો મોહ ટળી જાય છે, જ્યારે સ્તુતિ, નિંદા સમાન ગણવામાં આવે છે, જગત પોતાને ધનવાન્ અથવા દરિદ્રી ગણે તેની દરકાર મટી જાય છે, સામાન્ય લોકો જેને સુખ દુઃખ કહે છે તે રીતે પોતે સુખી વા દુઃખી હોવાથી કાંઇ મન પર લાવતો નથી, અર્થાત્ જગત્‌ના બહિર્ વ્યવહાર પ્રતિ કેવલ ઉદાસીન વૃત્તિ રાખે અને કોઇ પણ કારણ પરત્વે મનની શાન્તિ ક્ષોભ પામે નહિ અને કોઇ પણ કામનામય વૃત્તિ વિકાર પામે નહિ ત્યારેજ જીવાત્માનો ફેરો ટળે છે. પરંતુ એમાંનું કાંઇ પણ મોહ પમાડે અને તે પ્રાપ્ત કરવાની ઇચ્છાનો અંકુર પણ ફુટે એવું હોય ત્યાં સુધી સંસારના બંધન બંધાવાનાં અને તેનો અનુભવ કરવા જગત્‌માં અવતરવું પડવાનું એ નિઃસંશય છે

એ બંધનો મન કરતું નથી પણ કામની સહાયથી તે કરી શકે છે ઉચ્ચ પ્રકારની સમજ શક્તિ માટે પણ ઇચ્છા કરવાથી તે બંધન થાય છે. પરંતુ માત્ર તત્ત્વજ્ઞાન વિચારતાં તેમ થતું નથી કેમકે એ તો મનનુંજ કાર્ય છે આજકાલ જે સામાન્ય મનુષ્યવર્ગ કાર્ય કરે છે તે કેવળ મન નથી પણ કામની સાથે સંયોગ પામેલું કામ-મન છે, જે ઇચ્છા પેદા કરે છે અને જન્મ મરણનાં બંધન બાંધે છે. તત્ત્વવિચારથી અવતરવા જેવાં બંધન પેદા થતાં નથી કેમકે અવતરવું એ નવીન અનુભવોનો સંગ્રહ કરવા માટે છે અને તેવા અનુભવની આવશ્યકતા જ્યારે મટી, અનુભવ ભોગવવાની ઇચ્છા રહી જાય છે ત્યારેજ થાય છે ગમે તેવી ઉંચી સમજવાળું પણ સ્થૂલ મગજનું કાર્ય થાય છે તો તેમાં મન સાથે કામનો અંશ હોયજ છે એટલે તેમાં ઇચ્છા રહેલી છે અને તેને લીધે પુનર્જન્મનું કારણ પેદા થાય છે

એ મનનું કાર્ય કેમ થાય છે તે જોવાનું છે વિચારની ઉત્પાદક શક્તિદ્વારા તેનું કાર્ય થાય છે. આ જગત્ બધું દૈવી વિચારની ઉત્પત્તિ છે. આપણને જે કાંઇ બહિર્ દર્શન થાય છે તેમાં તેના ખરા જીવનરૂપે વિચાર રહેલ છે જે દેખાય છે તે તો માત્ર રૂપ છે. અને તે રૂપ વિચાર પ્રદર્શિત થવા નીચેની ભૂમિકામાં અવતાર લે છે. એટલે અખિલ બ્રહ્માંડ ઇશ્વરના વિચારની સ્ફુરણાથી પ્રદર્શિત થયેલું છે. એ ઇશ્વરનો અંશ મનુષ્યમાત્રમાં રહેલ છે અને તે મનદ્વારા કાર્ય કરે છે. એટલે મનુષ્યમાં તેજ ઉત્પાદક તત્ત્વ છે. જે મનુષ્યમાં તેનું પ્રાચુર્ય વિશેષ હોય છે તે જગત્‌માં ઉત્પાદકશક્તિ વિશેષ ધરાવે છે પ્રત્યેક વિચાર પોતાને અનુરૂપ રૂપ બાંધી લે છે. આપણે સહજ વિચાર કરીએ છીએ કે તત્કાલ આપણા માનસિક વાતાવરણમાં તેનું રૂપ બંધાય છે. જો વિચાર દૃઢ હોય નહિ તો રૂપ ક્ષણિક રહે છે જે વિચાર વારંવાર થયા કરે છે તેનાં રૂપ દૃઢ બંધાય છે એટલે તે લાંબો કાળ ટકે છે. એ ઉપરથી એટલું સમજવાનું છે કે વિચારની દૃઢતા અને વૃત્તિ જેવાં હોય છે તેવાં વિચારનાં રૂપ આપણી આસપાસ આપણે નિરંતર ઉત્પન્ન કરી રાખ્યે જઇએ છીએ

"ધી ઑકલ્ટ વર્લ્ડ" યાને ગુહ્ય જગત્ નામના પુસ્તકમાં મી. સિનેટને મહાત્મા કે. હુમિ લખે છે તે વાંચશો તો જણાશે કે તેમણે પણ બતાવ્યું છે કે જ્યારે એક વિચાર સ્ફુ-

કઠ'થાય છે અને રૂપ ધારણ કરે છે ત્યારે તેમા અનુકૂલ સત્ત્વ પ્રવેશ કરી તેને સચ્ચેતન કરે છે. જેવી વૃત્તિ અને જેવા લક્ષણવાળો વિચાર તવુ સત્ત્વ તેને આવી મળે છે. જો વિચાર સારો હોય, લોકોપકારક હોય અને જનસમૂહની સેવા કરવાની ધારણાથી કરેલો હોય તો બહારથી સત્ત્વ પણ તેવુ શુભકર્તા અને પવિત્ર આવી મળશે. વિચારનું ગતિ પણ કલ્યાણકારી હોવાથી વિચારકર્તા પ્રતિ તેનો પ્રત્યાઘાત પણ શુભકારી થવાનો તેમજ તેની અસર જેની જેની પ્રતિ થાય તે પણ તેવીજ થવાની. તાત્પર્ય એ છે કે પ્રત્યેક પ્રેમદાયક અને સહાયકારક વિચાર પેદા થાય છે તે વિચાર-ભૂમિકામા લોકોપયોગી થઈ રહે છે. જનસમૂહના કલ્યાણાર્થે કરેલ વિચાર તેમના પ્રતિ જઇ તેઓની આસપાસ વિંટળાઇ જઈ તેમનુ સરક્ષણ કરે છે અને તેમને સહાયભૂત થાય છે પૃથક્ પૃથક મનુષ્ય પ્રતિ પણ તેમજ સમજવાનું છે કોઈના પણ કલ્યાણાર્થે વા શ્રેયાર્થે શુભ વિચાર કરવામાં આવે તો તે એક જીવતા પ્રાણીની પેઠે તેની સમીપ જાય છે, ત્યા જઇ રહે છે, તેનુ રક્ષણ કરે છે, ભય દૂર કરે છે, સારા સત્ત્વને તેના પ્રતિ આકર્ષે છે અને રક્ષક દેવતાની પેઠે થઇ રહે છે.

(આગળ ચાલુ)

—:૦:—

૨

## આદિ કારણ.

The more we know, and the more we feel, the more we seprate; we seprate to obtain a more perfect unity.— Ruskin

---

સૃષ્ટિના આદિકારણ વિષયે જેટલી તકરારો સાંભળીએ છીએ તેટલી આપણે સૃષ્ટિના અંત વિષે સાંભળતા નથી મનુષ્યોને જે જાણવુ આવશ્યક છે તે જાણવા તેમની પ્રવૃત્તિ થોડી થાય છે, જે જાણ્યા વિના ચાલે એવુ છતાં અગમ્ય છે તે જાણવાની ઘણી આતુરતા રહે છે. જગત કેમ થયું, ક્યારે થયુ, તેનો કર્તા કોણ છે, કેવો છે, ઇત્યાદિ તર્કો કરતાં, જગત્ જેવુ છે તેવું દુઃખરૂપ છે એ અનુભવ ઉપરથી તે દુઃખમાથી મુક્ત થવા વિષયે વિચાર કરી તદનુરૂપ આચાર રાખવો એ અનેક રીતે કર્તવ્ય અને ડહાપણવાળુ છે. એ જાણવુ સુગમ પણ છે, છતાં અગમ્ય વાત ઉપરજ મનુષ્યબુદ્ધિ વધારે દોડે છે એવો તેનો સ્વભાવ છે, અને તે સ્વભાવાનુસાર જેનુ પ્રત્યક્ષ પ્રમાણ નથી તેવા વિષયમાં અનેક તર્ક વિતર્કમા ગુંચવાય છે.

આપણે આ સ્થળે એનો એજ વિચાર કરવાનો આરભ કરવો છે, કારણ કે એ સંબધી અનેક વિતર્કોનો નિષ્કર્ષ જોવાથી એ વિષયે આપણને સમાધાન આવવાનો સભવ છે. અદ્વૈતસિદ્ધાંતમાં જે નિશ્ચયો થયેલા છે તે અનાદિસિદ્ધ, જ્ઞાનીઓના અનુભવથી પરિપૂત, અને સાધારણ બુદ્ધિને પણ યુક્તિગમ્ય છે. એ કરતાં અન્ય સિદ્ધાન્ત મનુષ્યના મોક્ષ સબધે સબધી શકતો નથી, ક્રિબહુના જે જે અન્યવત્ ભાસતા સિદ્ધાન્તો છે તે પણ અદ્વૈતસિદ્ધાન્તના ક્રમ જેવાજ છે, તેમને પણ બુદ્ધિથી વિચારી આગળ લગાવતાં તેમાથી એ અદ્વૈતજ ફલિત થવાનો સભવ છે અદ્વૈતનો ચરમ સિદ્ધાન્ત તો એ છે કે આ જગત્ ત્રિકાલમાં થયુજ નથી, જે જેવું છે તેવુ સત્ય અને સુઘટિત છે; એ સિદ્ધાન્તાકાર વૃત્તિનો સતત પ્રવાહ રહેતાં સંસારનામક ઉપાધિજન્ય કલ્પિત અવિદ્યાદિ અભિનિવેશાંત

ક્લેશનો સંભવજ નથી; અને અપરિમિત આનંદઘનનો અનુભવ છે તેવો ને તેવોજ સ્થિર રહે છે. પરંતુ આવો સિદ્ધાન્ત અનધિકૃત બુદ્ધિમાં તુરત ઉતરતો નથી; તેમાં પણ જે બુદ્ધિઓ વિવિધ પ્રકારે શિક્ષણ પામી કર્કશ તર્કજાલમાં ભ્રમણ રમણ કરતાં શીખી છે, તેમને તો આટલા ટુંકા, સાદા, અને સરલ કથનથી સમાધાન થવાનો અવકાશજ નથી. જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ લય સમજાવી અદ્વૈત પ્રતિપાદન કરવાના પ્રશ્નને પ્રસંગે ત્રિકાલમાં જગત્‌જ નથી એવું ઉત્તર, તે બુદ્ધિને તો, પ્રકૃત વાતને ઉડાવી દેઇ વક્તાના અજ્ઞાનને આચ્છાદિત કરવાના આડંબર જેવુંજ લાગે. આટલા માટે આચાર્યોએ અધ્યારોપ અને અપવાદની કલ્પના કરી બુદ્ધિમાનોને ક્રમે ક્રમે સિદ્ધાન્ત ઉપર લાવવા યત્ન કરેલો છે. જગત્ આદિ ભેદમયી કલ્પનામાત્રને નિર્દ્વંદ્વ એવા એકરસ બ્રહ્મને વિષે આરોપી લેવીઃ બ્રહ્મ છે, જગત્ છે, જગત્‌ની ઉત્પત્તિ છે, જીવ છે, જીવના ભોગ છે, જીવને સાધન છે, ને સાધનથી મોક્ષ છે, એ આદિ સર્વ સ્વીકારી લેઇને તેની વ્યવસ્થા કરવી; અને એ વ્યવસ્થા કરતે કરતે પુનઃ એ બધું કાંઇ નથી, એકરસ આનન્દઘન અદ્વૈતાનુભવજ સત્ય છે એમ અનુભવવાવી એ જગદાદિ સર્વનો અપવાદ કરી આપવો. એમ પૃથક્કરણ અને એકીકરણ કરી આપતાં હૃદયમાં તે વિસ્તાર સ્થાપવો કે જેથી સર્વમય અભેદાનુભવ થઇ શકે. આમ અધ્યારોપ અને અપવાદે કરીને સિદ્ધાન્તનો અનુભવ આણવો એવો પણ એક માર્ગ છે. અદ્વૈત સબંધે લખવું, બોલવું, ચર્ચા કરવી તે સર્વ પણ અધ્યારોપાપવાદન્યાયેજ સંભવે છે.

અદ્વૈતપરિભાષાનુસાર જગતનો આરંભ અજ્ઞાનથી માનેલો છે, અને સત્‌રૂપ બ્રહ્મથી અવ્યતિરિક્ત જે અજ્ઞાન તેણે કરીને સૃષ્ટિ સંભવે છે. આ અજ્ઞાન તે જ્ઞાનના અભાવરૂપ નહિ પણ સૃષ્ટિનું ઉપાદાન થઇ શકે તેવા ભાવ રૂપ છે. એ અજ્ઞાનના કાર્યની પ્રત્યક્ષ પ્રતીતિ પ્રત્યેક વ્યક્તિને પોતપોતાના અંતરમાંજ થાય છે કે 'હું અમુક જાણતો નથી.' એટલે તેને સિદ્ધ કરવાને અધિક પ્રમાણની અપેક્ષા નથી. અજ્ઞાનના સ્વરૂપને સમજતા પૂર્વે આપણે સૃષ્ટિનો હેતુ પણ સમજી રાખવો જોઇએ. સૃષ્ટિ શામાટે થાય છે? અદ્વૈત એકરસ સત્ ને દ્વૈત થઇ અનેક થવાનું પ્રયોજન શું? એ પ્રયોજન અનુભવ એટલુંજ કહી શકાય છે. એ અનુભવને જ્ઞાન પણ કહેવાય છે. સૃષ્ટિનું પ્રયોજન અને ફલ અનુભવ—સ્વરૂપાનુભવ, અદ્વૈતને અદ્વૈતાનુભવ, એટલુંજ છે. એકથી અનેક થઇ ઉત્તમોત્તમ એકતા અનુભવવી એ સૃષ્ટિનો હેતુ છે. હવે જુઓ. અજ્ઞાન એ અનાદિ, આદિ કારણ છે, અનુભવ એ તેનું ફલ છે, અનુભવમાં અજ્ઞાનનો વિલય છે. અનુભવ માત્ર બે અથવા ત્રણની અપેક્ષા કરે છેઃ અનુભવ કરનાર, અનુભવ કરાવનાર અને અનુભવ સાધનઃ કર્તા, કર્મ, કરણ. પરંતુ સામાન્ય રીતે એમ કહીએ કે અનુભવને અર્થે દ્વૈત થવું જોઇએ તો પણ ચાલે, કારણ કે કરણનો વિચાર કર્તાના અંગમાં રાખી તેની, સ્થૂલ દૃષ્ટિથી, ઉપેક્ષા કરીએ. જ્યાં સુધી અદ્વૈત છે ત્યાં સુધી અનુભવ નથી એમ કહી શકાતું નથી, અનુભવ તો છે, પણ મૌન અનુભવ છે. એ અનુભવને વાણીમાં આણી શકાય, એકથી અન્યને ઉપજાવી શકાય, ભાવ, ભક્તિ, પ્રેમ, ...ે અભેદની વિપુલતાનો ભાસ પણ કહી શકાય. તે અર્થે દ્વૈત થવું આવશ્યક છે. ...ત વિના અનુભવજ નથી. પણ જેમ દ્વૈત વિના અનુભવ નથી, તેમ અનુભવાભાવ

એટલે કે અજ્ઞાન વિના દ્વૈત પણ નથી. જ્યાં જ્યાં અનુભવનો અર્થાત્ અજ્ઞાતાજ્ઞાતાનુભવનો અભાવ પ્રત્યક્ષ અનુભવાય છે ત્યાં ત્યાં અજ્ઞાન અને અજ્ઞાનકૃત દ્વૈત ભેદમય જગત્ છે. જ્યાં જ્યાં અનુભવાભાવ નથી ત્યાં દ્વૈત કે અજ્ઞાન પણ નથી. પ્રત્યેક વ્યક્તિને આ પ્રકારે અજ્ઞાનનો અનુભવ છે. અદ્વૈતસાક્ષાત્કારનું અજ્ઞાન એજ વ્યક્તિમાત્રની ક્લેશકારિણી પ્રવૃત્તિનું, શાસ્ત્ર અને કલામાત્રના સંભવનું, તર્કવિતર્કના વિલાસનું, સાધનસિદ્ધિ આદિ શોધવાનું, ક્ષેત્ર છે.

આટલામાંથી બે અવાંતર વાત પણ સિદ્ધ થઇ: અદ્વૈતશાસ્ત્રમાં કલ્પિત કરતાં અન્ય સૃષ્ટિ નથી, અને શબ્દ કરતાં અન્ય પ્રમાણ નથી. હોઇ શકે પણ નહિ. અજ્ઞાનકૃત જે દ્વૈતમય સૃષ્ટિ તે બીજું કાંઇજ નથી પણ જેને પ્રથમે નામ રૂપ ન હતાં તેને નામ રૂપ આપ્યાં એટલુંજ છે; વસ્તુ પોતે કોઈ પણ વિકાર કે પરિણામને પામી નથી. એ નામ રૂપનું મિથ્યાત્વ સમજાયું અને નામરૂપમાત્રનું અધિષ્ઠાન અભેદમય એકરસ છે તેમ અનુભવાયું એટલે અજ્ઞાનનો સકાર્ય નાશ થયો અને અનુભવ આવી રહ્યો. જગત્‌ને વેદાન્તશાસ્ત્રમાં અનાદિ સાન્ત માને છે તે પણ આ અનુભવની પ્રતીતિ કરાવવાનેજ અર્થે છે જે જે વ્યક્તિમાં જેટલું જેટલું અજ્ઞાનવિલસિત વિકાસી રહે છે તે તે વ્યક્તિને તેટલાં તેટલાં નામરૂપવાળું અનાદિ જગત્ અનુભવાય છે; અજ્ઞાનવિલાસનો જ્ઞાને કરીને વિલય થતાં મૌન આનંદના અનુભવમાં એ સમગ્ર જગત્‌નો અચિંત્ય રીતે તુરતજ વિલય થઈ જાય છે. પારમાર્થિક સમષ્ટિમાં એમ છે તેમ ક્ષણિક વ્યષ્ટિમાત્રમાં એ તેમજ છે. એમ જગત્‌માત્ર અનાદિ સાંત છે; અને જગત્ અથવા સૃષ્ટિનો અર્થ માત્ર નામરૂપવિભાગકલ્પના કરતાં અન્ય નથી. આવી નામરૂપકલ્પનાનો વિભાગ પણ અનુભવને અર્થે છે, પણ એ અનુભવ પ્રત્યક્ષ કે પ્રત્યક્ષોપજીવ્ય અનુમાનાદિ પ્રમાણથી કરાવી શકાય તેમ નથી. કારણ એ છે કે જે નામરૂપની કલ્પના સૃષ્ટિ કહેવાય છે તેજ કલ્પનામાં પ્રત્યક્ષાદિ પ્રમાણનો પણ સમાસ થાય છે. એટલે કલ્પિત એવાં પ્રત્યક્ષાદિ પ્રમાણોએ કરીને કલ્પિત એવા જગતના અનેક ઉહાપોહ કરાય પણ પ્રમાણમાનના ઉપજીવક, જગતના અત્યંતાભાવમાં પણ વિદ્યમાન, એવા એકરસ નિત્ય આનંદનો અનુભવ કોઇ પણ પ્રમાણથી કરાવી શકાય નહિ. કેવલ શબ્દમાત્રથી એ અનુભવ ચેતાવી શકાય; અનુભવીઓનાં તત્ત્વમસ્યાદિ વચનોથી જ્ઞાનાભિમુખ થયેલી વૃત્તિનું આવરણ ભંગ થતાં સહજજ સાક્ષાત્કારનો મૌન આનંદ પ્રકટ અનુભવાઈ જાય. તર્ક, વિતર્ક, પ્રમાણાદિથી તે વાત કદાપિ થઇ શકે નહિ. જેમ ઈંધનસામગ્રીથી પ્રકટ થવા તત્પર એવો અગ્નિ એક ફુંકનીજ અપેક્ષા કરતો હોય છે, ને સહજ ફુંક લાગતાં ચેતે છે, તેમ આ અનુભવ પણ એક પ્રકારનું 'ચેતવવું' કહેવાય છે. આમ છે માટેજ અદ્વૈતશાસ્ત્ર અનાદિસિદ્ધ શબ્દરૂપ વેદને સર્વોપરિ એકનું એક પ્રમાણ માને છે, અને તદનુકૂલ એવાં અન્ય પ્રમાણોને પણ અનુસરે છે.

એક ત્રીજી વાત પણ આદિકારણનો વિચાર કરનારે લક્ષમાં રાખવી. અદ્વૈત સત્‌માંથી નામરૂપકલ્પનામય દ્વૈત અને અનુભવાન્ત વિલય, પુનઃ નામરૂપકલ્પનામય દ્વૈત અને પુનઃ અનુભવાન્ત વિલય, એ ચક્રવત્ થયાંજ જવાનું. મહુસ્યાં હું બહુ થાઉં, પોતે

પોતામાં અનુભવું, એ દેવસ્યૈપ સ્વભાવઃ એ પ્રકાશમય, જ્ઞાનમય, સર્વસંપન્ન, સત્‌નો સ્વભાવજ છે. થવું-જવું, દ્વૈત-દ્વૈતાભાવ, અજ્ઞાન-અનુભવ, એ સત્‌નો અનિર્બાધ નિત્ય સ્વભાવ છે. એનેજ પુરાણાદિકમાં કલ્પપ્રલયાદિ વ્યવસ્થાથી પ્રાકૃતોના બોધને અર્થે વધારે સ્પષ્ટ કરી સમજાવેલો છે. કેટલાક એમ કલ્પના કરે છે કે અનુભવ ઉપજાવવાને જે દ્વૈતની અપેક્ષા તેમાં અનુભવ આપનાર અને લેનાર ઉભયે અથવા અનુભવ આપનાર એક પણ ઇચ્છાશક્તિવાળો પુરુષવિશેષ કોઈક સર્વશક્તિ, સર્વજ્ઞ, હોવો જોઇએ, અને તે અનુભવ લેનારથી ભિન્ન હોવો જોઇએ. આવી પામરકલ્પનાને પણ પુરાણોમાં તેવા અધિકારીઓને અર્થે વિષ્ણ્વાદિ દેવતા અને તેમનાં ગોલોક, વૈકુંઠ, અક્ષરધામાદિની કલ્પનાથી અનુમોદન અપાયેલું છે, પણ તે તથ્ય નથી; છતાં એક ક્રમમાર્ગરૂપે નિરુપયોગી પણ નથી. જે સ્વભાવ છે તેમાં ઇચ્છાનુ પ્રયોજન નથી, જેની જે સ્વાભાવિક કૃતિ છે તે અનિચ્છાએજ થયાં જાય છે: એક આપણા શરીરમાં પણ જે સાહજિક ધર્મ છે તે ઇચ્છાની બહારજ થયાં કરે છે. અને જે સત્ છે તે પુરુષજ હોય ને ઇચ્છાયુક્ત હોય તો પોતાની સૃષ્ટિને અનુભવરૂપ અનુગ્રહ કરી શકે એમ કહેવા કરતાં સત્‌નો સ્વભાવજ નિર્હેતુક અનુભવરૂપ અનુગ્રહમય છે એમ કહેવુ વધારે સયુક્તિક અને ભક્તિભાવવાળું લાગે છે. એવા આદિકારણમાં કોઈ ઐશ્વર્ય હોય તો તે પણ તેના નિર્હેતુક અનુગ્રહમય સ્વભાવમાં છે, તેની ઇચ્છાનો સંકોચ-વિકાસ થઈ તેની ન્યૂનાધિક પ્રવૃત્તિ સૃષ્ટિ પ્રતિ થાય તેમાં નથી. વળી પુરુષધર્મવાળુ આદિકારણ અનુગ્રહ કરી અનુગ્રહીતને સ્વસમીપ લાવે એમાં પણ તેનુ ઐશ્વર્ય કે નિ-ર્હેતુક અનુગ્રહસ્વભાવત્વ નથી, જે નિર્હેતુક અનુગ્રહમય ઐશ્વર્ય છે તે પોતાનો સ્પર્શ-માત્ર થનારને પણ પોતામાંજ લેઇ લે છે, પોતે અને તે એ ભેદકલ્પનાજ ત્યાં ઘટતી નથી. સામાન્ય માનુષી પ્રેમમાં તેમ અનુભવાય છે તો દિવ્ય ઐશ્વર્યમાં તેથી વિરુદ્ધ સંભવેજ નહિ. સત્ એ કોઇ વ્યતિરિક્ત પદાર્થ નથી, તેમ જડ નથી; એ તો કેવલ ચૈતન્ય-મય, જ્ઞાન છે, અદ્વૈતમાં જડ એવુ કશું છેજ નહિ, એટલે ઇચ્છાદિગુણવિશિષ્ટ પુરુષવિશે-ષની તટસ્થેશ્વરરૂપે કલ્પનાનો એ શાસ્ત્રમાં અવકાશજ નથી. અને અત્ર બતાવ્યા પ્રમાણે ઇચ્છા કે પુરુષવિશેષની આવશ્યકતા પણ નથી; સતસ્વભાવજ સર્વ માટે યથાયોગ્ય ઉપપન્ન છે. એમ કહો કે ઇચ્છાપૂર્વક પ્રવર્તના પુરઃસર ઈશ્વર વિના પાપપુણ્યવ્યવ-સ્થા ઘટશે નહિ તો તે પણ ભ્રમ છે. પાપ પુણ્ય એવો વસ્તુગત્યા કોઈ વિભાગજ નથી, બધું એકરસ આનંદમય છે, તેમાં જે વ્યક્તિને અજ્ઞાનવિલાસે કરી ભેદભ્રમ ભાસે છે તેને પાપપુણ્યકલ્પનામાત્ર થાય છે; તેવી વસ્તુગતિ નથી કે કોઇએ તેને અનાદિ કાલથી સ્થાપવાની અને સાચવવાની અપેક્ષા હોય. એતાવતા સ્વર્ગનરકાદિકલ્પના, તે તે સ્વર્ગ-નરકાદિના અભિમાની દેવ દેવતા કે જીવાદિની કલ્પના, અને તે સર્વનો ઉપરિ કોઇ પુરુ-ષવિશેષ તટસ્થેશ્વર એ કલ્પના, એ બધું તે તે વ્યક્તિને અદ્વૈતાનુભવની ન્યૂનતાને લીધે અંતઃકરણમાં અવશિષ્ટ રહેલા અજ્ઞાનસંસ્કારનુંજ દુર્વિલસિત છે; વસ્તુગતિ નથી. એક ક્રમ માર્ગરૂપે ઉપયોગી છે, પણ તથ્ય નથી.

ધર્મમાર્ગનો ત્યાગ કરી કેવલ ભૌતિક પદાર્થવિજ્ઞાનને આલંબી કાર્યકારણની પરંપરાને આધારે 'અજ્ઞાત' એવા આદિ કારણમાં પરિનોષ માનનારા જડવાદી અથવા ના-

રિતિકો પણ અનંત કારણપરંપરાની કલ્પનાઓનો નામરૂપાત્મક વિસ્તાર કર્યા છતાં અદ્વૈતસંમત અજ્ઞાનનેજ આદિકારણ માને છે એટલે તેમના વિષે બહુ વક્તવ્ય નથી. ત્યારે અજ્ઞાન એ આદિકારણ છે અને અનુભવ એ તેનું પ્રયોજન અને ફલ છે. કોઇને એમ કહેવું રુચે કે ઇશ્વરનો પ્રેમ ઉભરાઈ જાય છે ને સૃષ્ટિરૂપે વિસ્તરે છે ને એ પ્રેમનું જ્ઞાનપૂર્વક ગ્રહણ કરનાર તે ઇશ્વરના પ્રસાદનો અધિકારી થઈ સાયુજ્યમુક્તિનો પાત્ર થાય છે તો તેનો સમાસ પણ અજ્ઞાન અને અનુભવ એ બે શીંગાની વચમાં થઈ જશે. એ અને એવી કોઇ પણ કલ્પનાનો સમાસ એ બે શીમામાં થશે, એવું અદ્વૈત સિદ્ધાન્તનું સામ્રાજ્ય છે. પ્રેમથી કે ગમે તે હેતુથી ઇશ્વર સૃષ્ટિ કરે કે સૃષ્ટિરૂપ થાય ત્યાં તેમ કરવા કે થવાનું ફલ તો પોતાના પ્રેમનો કે પ્રસાદનો અનુભવ કરાવવો એ કરતાં અન્ય નથી. ત્યારે સૃષ્ટિનો હેતુ પ્રેમનો કે જેનો કહો તેનો અનુભવાભાવ ઠર્યો અને તેનું ફલ–પ્રેમનો કે જેનો કહો તેનો અનુભવ ઠર્યો; એટલે પુનઃ અજ્ઞાન એ આદિકારણ અને અનુભવ એ ફલ એજ વાત આવી રહી. અનુભવરૂપ ફલની અનેક કલ્પનામાં કેઇ કલ્પના છેવટની અને ઉત્તમ છે તે તો હવણાંજ આપણે પુરુષરૂપ ઇશ્વરની ચર્ચા કરતાં જોઇ આવ્યા છીએ.

તથાપિ અદ્વૈતશાસ્ત્રમાં અનુભવ શાને કહે છે તે સમજવાનો યત્ન કરીને સમાપ્તિ કરીએ. શબ્દપ્રમાણ વિના અનુભવનું અન્ય પ્રમાણ સંભવતું નથી, પ્રત્યક્ષ તો જ્યારે અનુભવ થાય ત્યારેજ થાય, પણ ત્યારે કહેવા સાંભળવાનું રહેતું નથી. અન્નપાનાદિ સામાન્ય અનુભવોમાં તેમ છે તો પરમાનુભવમાં તેમ હોય એમાં આશ્ચર્ય નથી. અદ્વૈતોક્ત અનુભવ તે અજ્ઞાનકૃત દ્વૈતાભાવરૂપ છે એમ તો આપણે આટલા વિવેચનથી સમજી શકીએ છીએ. પણ એ દ્વૈત કેવલ કલ્પિત નામરૂપમય છે, વાસ્તવિક નથી; એટલે દ્વૈતાભાવ તે પણ વસ્તુતઃ કોઇ પદાર્થનો વિલોપ નથી, કેવલ કલ્પનાનોજ કલ્પનાના અધિષ્ઠાનમાં સમાસ થઇ જવારૂપ છે. કલ્પનારહિત થઇ જવું તે અનુભવ એમ પણ નથી, કેમકે એ તો જડપાષાણાદિને પણ છે. કલ્પનારહિત થવું એટલે પ્રત્યેક ક્ષણે, પ્રત્યેક નિમિષે, જે જગત્ દૃષ્ટિની સાથેજ ઉદ્‌ભવે છે તેના અધિષ્ઠાનને સર્વદા દૃષ્ટિથી બહાર જવા ન દેવું, અને એમ દ્વૈતવિલાસના રાગદ્વેષ કે વિકારવિક્ષેપના વિષય ન થતાં, સમતાને સૂત્રે વિહરવું, હૃદયનો કાર્પણ્યભાવ ખોઇ અસીમ વિસ્તાર અનુભવતે શાશ્વત આનંદની નિર્વિકલ્પ મોજ લેવી, તેજ અદ્વૈતનો અનુભવ છે. સંકલ્પમાત્રસાધ્ય સિદ્ધ્યાદિક તો અદ્વૈતાનુભવીને એક બાલચેષ્ટાવત્ છે, કેમકે તે સિદ્ધસંકલ્પજ છે, તેની દૃષ્ટિજ અનેક સૃષ્ટિનું નિમિત્તોપાદાન થઈ શકે છે, ત્યાં સામાન્ય સિદ્ધિ આદિની વાતજ શી! અનુભવ સંબંધે અધિક તો અનુભવી હોય તે અનુભવી શકે.

અદ્વૈતાનુભવ અમુક કાલે કે અમુક સ્થાને થાય, અમુકનેજ થાય, એમ પણ નથી. વ્યષ્ટિમાન સમષ્ટિમય બ્રહ્મથી, નામરૂપકલ્પનાએ ભિન્ન ભાસે છે, એટલે જે વ્યષ્ટિની કલ્પનાનો જ્ઞાનદૃષ્ટિએ કરીને વિલય થયો, અને તેના અંતરનો અજ્ઞાનકૃત ચિત્જડગ્રંથિ તૂટી અભિમાનનો નાશ થયો, તેને અભેદસાક્ષાત્કાર કરતલગતજ છે. અને એ સાક્ષાત્કાર એક વાર પ્રાપ્ત થઇ ગયો તો કદાપિ જતો નથી, જ્ઞાનકલા તો નિત્ય વૃદ્ધિમતીજ રહે છે એવો તેનો

ચમત્કાર છે. કોઇ શાસ્ત્ર, કોઇ વિવાદ, કોઈ પ્રપચજાળ, આ જ્ઞાનકલાને ક્ષીણ કરી શકતું નથી કેમકે એ સર્વ વિવાદ, સર્વ શાસ્ત્ર, સર્વ પ્રપંચને એકરસ કરી લેનાર સૂર્યની કલા છે. આ પ્રકારે જીવન્મુક્તિ, દેહપાત પૂર્વે પણ મુક્તિનો આનદ, એક અદ્વૈત વિના અન્ય કોઇ શાસ્ત્ર આપતું નથી. શાસ્ત્રમાત્રની મુક્તિ પરોક્ષ છે, આ શાસ્ત્રની મુક્તિ પ્રત્યક્ષ છે અને એવી પ્રત્યક્ષ મુક્તિનો અનુભવ થાય છે માટેજ એ શાસ્ત્રે આદિકારણ અજ્ઞાનને કલ્પી અનુભવાન્ત જે વ્યવસ્થા કરી છે તે કરતાં કોઇ શાસ્ત્રમાં સારી કે સયુક્તિક વ્યવસ્થા હોવાનો સભવ કે અવકાશ નથી એમ નિઃશંક રીતે કહી શકાય છે.

---

૩

## સ્વામી વિવેકાનદે ચીકાગોની ધર્મપરિષદ્માં આપેલું વ્યાખ્યાન.

(મળેલુ)

(અનુસધાન પૃ૪ ૨૪૯ થી)

એજ પ્રમાણે સર્વ વિદ્યાશાસ્ત્ર પરિણામે એજ નિશ્ચય ઉપર આવશે. આ જગત ઉત્પન્ન થયું નથી, પણ વ્યક્ત થયુ છે એવો ધર્મશાસ્ત્રનો સિદ્ધાંત છે. જે મનુષ્યોએ યુગના યુગથી જે સિદ્ધાંત પોતાના હૃદયમાં ધારણ કર્યો છે, તે સિદ્ધાંત આધુનિક વિદ્યાશાસ્ત્રના પ્રકાશથી વિશેષ નિશ્ચયપૂર્વક શબ્દોમા સિદ્ધ થતો જાય છે, એવુ જાણીને તે મનુષ્યોને કંઇ ઓછો આનંદ થતો નથી.

તત્વજ્ઞાનના ઉચ્ચાશયથી હવે આપણે અજ્ઞાની જનોના ધર્મ તરફ દૃષ્ટિ કરીએ. આરભમાંજ કહુછુ કે હિદુસ્તાનમાં અનેકદેવવાદ જેવુ કઇ પણ નથી દરેક દેવસ્થાનમાં કોઇ પણ મનુષ્ય ઉભો રહીને શ્રવણ કરશે તો તેને માલુમ પડશે કે તે દેવસ્થાનની મૂર્તિનાં દર્શન કરવા આવનારાં સઘળા મનુષ્યો ઈશ્વરના સર્વજ્ઞત્વાદિ જે ગુણો છે, તે સર્વ ગુણો તે મૂર્તિમાં આરોપિત કરેછે. તે ઉપરથી ફલિત થાય છે કે—આ રીતિને અનેકદેવવાદ અથવા મૂર્તિપૂજાવાદનું નામ પણ આપી શકાશે નહિ. ગુલાબના પુષ્પને ગમે તે નામ આપીએ, તો પણ તે પોતાની સુગન્ધિનો ત્યાગ કદિ કરતું નથી. વસ્તુસ્વરૂપનુ સ્પષ્ટીકરણ નામ અથવા સજ્ઞાથી થઇ શકતું નથી.

મને યાદ છે કે—હુ જ્યારે બાલ્યાવસ્થામાં હતો ત્યારે એક ખ્રીસ્તી પાદરી હિંદુસ્તાનમાં કેટલાક લોક પાસે ઉપદેશ કરતો હતો. પોતાના ઉપદેશમાં તેણે લોકોને કહ્યુ કે—કદાપિ હુ તમારી મૂર્તિને તાડન કરૂં તો તે મૂર્તિ મને શું કરી શકશે ? તે લોકોના ટોળામાંથી એક મનુષ્યે પ્રત્યુત્તર આપ્યો કે—"હું જો તમારા ઈશ્વરને ગાળ દઉ, તો તે શુ કરી શકશે." પાદરી સાહેબે જવાબ વાળ્યો કે—"મૃત્યુ પછી તે કૃત્યની તમને [illegible] થશે." તુરત તે માણસ બોલી ઉઠ્યો કે—"તેજ પ્રમાણે અમારી મૂર્તિ તમને પછી શિક્ષા કરશે."

વૃક્ષની પરીક્ષા તેના ફલ ઉપરથી થાય છે; અને જ્યારે મૂર્તિપૂજકોમાંનાં ઘણાં મનુષ્યો સાથે મારે સમાગમ થયો છે, તેથી મારા જાણવામાં આવ્યું છે કે– તેઓના જેવાં અધ્યાત્મજ્ઞાનમાં, નીતિમાં, અને પ્રેમમાં બીજાં કોઇ પણ મનુષ્યો મારા જોવામાં આવ્યાં નથી, ત્યારે મારા અંતઃકરણમાં સહજ પૃચ્છા થાય છે કે શું પાપમાંથી પવિત્રતા ઉત્પન્ન થઇ શકે?

મનુષ્ય વર્ગનો મોટો શત્રુ વહેમ છે, પરંતુ ધર્મોન્માદ તેથી પણ વધારે મોટો શત્રુ છે. શા માટે ખ્રીસ્તીઓ દેવલમાં જાય છે? શા માટે કેથોલીક દેવલોમાં એટલી બધી મૂર્તિઓ હોય છે? શા માટે પ્રોટેસ્ટંટો જ્યારે પ્રાર્થના કરે છે, ત્યારે તેઓનાં હૃદયચક્ષુસમીપ એટલી બધી મૂર્તિઓ ખડી થાય છે? મારા ભાઇઓ! શ્વાસોચ્છ્વાસ વિના જીવન નિભાવનો ખ્યાલ આવી શકે, પરંતુ કંઇક પણ સ્થૂલ પ્રતિમા વિના કોઇ પણ પ્રકારનો વિચાર આપણાથી થઇ શકશે નહિ. અને સાહચર્યના નિયમથી જેમ સ્થૂલ પ્રતિમા મનમાં વિચારો પ્રત્યક્ષ કરે છે, તેમ મનના પ્રત્યક્ષ વિચારો સ્થૂલ પ્રતિમાને પણ પ્રત્યક્ષ કરે છે. જગતના ઘણા ખરા ભાગમાં શક્તિમાન્ હોવું, તેનો કંઇ પણ અર્થ થઇ શકતો નથી. શું પરમેશ્વર પલ્લવગ્રાહી દિશામાંજ વ્યાપ્ત છે? અને તેમ નહિ તો તે શબ્દોનો જ્યારે ઉચ્ચાર કરીએ છીએ, ત્યારે વિસ્તારવાન પૃથ્વી શિવાય બીજું કંઇ પણ વિચાર આવી શકતો નથી. આપણી માનસિક રચનાને લીધે અનંતતાના વિચારો નીલ આકાશ સાથે અથવા મહાસાગર સાથે સરખાવવાની જેમ આપણને ટેવ પડી છે, અને પવિત્રતાયુક્ત સર્વવ્યાપકત્વના વિચારો પણ કોઇ દેવલ અથવા મસ્જીદની મૂર્તિ સાથે અથવા ક્રોસ સાથે સરખાવવાની આપણને ટેવ પડી છે, તેવીજ રીતે હિંદુઓને પવિત્રતા, સત્યતા, સર્વવ્યાપકતા અને તેવાજ સઘળા વિચારોને મૂર્તિઓ સાથે અથવા આકૃતિઓ સાથે સરખાવવાની ટેવ પડી છે. પણ તેમાં એટલો તફાવત છે કે–કેટલાંક મનુષ્યોની આખી જીંદગી અમુક આચારને લીધે દેવલની મૂર્તિ સાથેજ લીન થયેલી રહે છે; અને તે કરતાં તેઓ વધારે ઉત્તમગતિ પામી શકતાં નથી. કારણકે તેઓના મત પ્રમાણે અમુક આચારનો સ્વીકાર કરવો, તથા પોતાના જાત ભાઇઓનું ભલું કરવું, એજ ધર્મ છે. હિંદુધર્મનું પરમ રહસ્ય અનુભવ કરવામાં રહ્યું છે. માણસે દેવ તુલ્ય થવું, અથવા દેવતુલ્ય થવાનો અનુભવ કરવો, એ હિંદુ ધર્મનો ઉદેશ છે. અને તેથી મૂર્તિ, દેવસ્થાન, દેવલ કે શાસ્ત્ર તે સર્વ, તે પોતાના આધ્યાત્મિક કાળની બાલ્યાવસ્થાનાં માત્ર સાધનરૂપ અથવા સહાય છે. પરંતુ તેણે નિરંતર આગળ અને આગળ સંવૃદ્ધ થતા જવું, એ તેનું લક્ષ છે.

તેણે કોઈ પણ સ્થળે અટકવુંજ નહિ. વેદ કહે છે કે– બહિઃપૂજા એટલે મૂર્તિપૂજા તો સર્વથી કનિષ્ઠ ભૂમિકા છે. તે કરતાં વિશેષ ઉન્નતિ પામવાને માનસિક પૂજા, એ બીજી ભૂમિકા છે. પરંતુ જ્યારે પરમાત્માનો અનુભવ થાય છે ત્યારે સૌથી ઉત્કૃષ્ટ ભૂમિકા પ્રાપ્ત થઇ કહેવાય છે. એવો માણસ પણ જ્યારે મૂર્તિ સમીપ પ્રાર્થના કરે છે, ત્યારે શું કહે છે? તે કહે છે કે—તે પરમાત્માને સૂર્ય પ્રકાશ કરતો નથી; તેજ પ્રમાણે ચંદ્ર કે તારાઓ તેનો પ્રકાશ કરી શકતા નથી, વિદ્યુત્ પણ તેને પ્રકાશિત કરી શકતી નથી, તેજ મુજબ અગ્નિપ-

"હું તેનો પ્રકાશ કરવા અસમર્થ છે, પરંતુ તેજ પરમાત્માના પ્રકાશથી સર્વ પ્રકાશિત થાય છે." તે પ્રાર્થનામાં એટલો બોધ રહેલો છે કે-તે માણસ મૂર્તિની નિંદા કરતો નથી; તેમજ મૂર્તિ પૂજાને તે પાપરૂપ ગણતો નથી. મૂર્તિપૂજામાં પોતાની જીંદગીની એક અગત્યની ભૂમિકા રહી છે, એમ તે અંગીકાર કરે છે. "બાળક માણસનો પિતા છે" તેથી કદી એક વૃદ્ધ માણસ એમ કહે કે-બાલ્યાવસ્થા અથવા યુવાવસ્થા પાપરૂપ છે, તે વાસ્તવિક કહેવાય ? એટલુંજ નહિ પણ મૂર્તિપૂજા વિના ચાલી શકતુંજ નથી એવો હિંદુધર્મનો સિદ્ધાંત નથી.

પણ કદિ કોઈ માણસ મૂર્તિની સહાયથી પોતામાં જે દેવાંશ રહેલ છે, તેને ઓળખી શકે, તો તેથી તેણે પાપ કર્યું, એમ કહી શકાય ? એટલુંજ નહિ પણ તેણે તે સ્થિતિ ઉલ્લંઘન કર્યા પછી પણ તેણે તે સ્થિતિમાં ભૂલ કરી હતી, એમ કહેવું, તે વાજબી નથી. હિંદુઓની માન્યતા પ્રમાણે માણસો અસત્યમાંથી સત્ય તરફ જાય છે, એમ નથી; પણ એક સત્યમાંથી બીજા સત્યમાં જાય છે; એટલે નાના સત્યમાંથી મોટા સત્યમાં જાય છે.

તેઓના મત પ્રમાણે નિકૃષ્ટ મૂર્તિપૂજાથી આરંભીને ઉત્કૃષ્ટ સ્વતંત્ર બ્રહ્મને પામવાના સઘળા ધર્મો જન્મ અને સાહચર્યના અવચ્છેદોથી નિર્મિત થયેલ અનંતતાનું રૂપ લક્ષમાં લેવાને અથવા તેનો અનુભવ કરવા માટે પ્રત્યેક જીવના જુદા જુદા પ્રયત્નો છે. અને તે પ્રયત્નો પૈકી પ્રત્યેક પ્રયત્ન ઉત્તરોત્તમ ગતિ પામવાની ભૂમિકાઓ સૂચવે છે; પ્રત્યેક જીવ નાના ગરૂડ સમાન છે, જે ગરૂડ પક્ષી ઉંચે અને ઉંચે ઉડે છે; અને તેમ કરતાં જ્યાં સુધી તે તેજસ્વી સૂર્યને પ્રાપ્ત કરે છે, ત્યાં સુધી માર્ગમાં વધારે અને વધારે શક્તિ સંપાદન કરે છે.

વિશ્વના અનેક ભિન્ન ભિન્ન પદાર્થોમાં પણ એકજ નિયમ વ્યાપી રહ્યો છે. હિંદુઓ તે સર્વનો સ્વીકાર કરે છે બીજા દેશના સર્વ ધર્મો અમુક પ્રક્રિયાઓ સ્થાપિત કરે છે; અને તે પ્રક્રિયા પ્રમાણે વર્તવાને અખિલ સૃષ્ટિને ફરજ પાડે છે. તે સર્વ પ્રકારના મનુષ્યો માટે એકજ ડગલો આગળ ધરે છે; એ ડગલો જેક, જોન, હેન્રી અને બીજાં સઘળાં મનુષ્યોને બંધ બેસતો થવોજ જોઇએ, એવો આગ્રહ કરે છે. અને કદાપિ જોન કે હેનરીને તે ડગલો બંધ બેસતો ન થતો હોય તો, તેઓને ડગલાનીજ જરૂર નથી, એમ તે ધર્મોનું ધારવું છે. હિંદુઓનું એવું માનવુ છે કે-એક સ્વતંત્ર બ્રહ્મનો અનુભવ, વિચાર અથવા વર્ણન સાપેક્ષ પદાર્થોથી થઇ શકે છે. અને મૂર્તિ, ક્રોસ, કે બીજનો ચંદ્ર એ સર્વ મધ્ય બિંદુઓ છે, અથવા આધ્યાત્મિક વિચારના આધાર આપનાર ટેકાઓ છે. જોકે આ ટેકાની દરેકને જરૂર છે એમ નથી તોપણ મનુષ્યવર્ગના વિશેષ ભાગને આ ટેકાની જરૂર પડે છે, જેઓને આ ટેકાઓની જરૂર ન હોય, તેમને, તે ટેકાઓ ખોટા છે એમ કહેવાનો કંઇ હક નથી.

હવે માત્ર એકજ વાત કહેવાની છે. હિંદુસ્તાનમાં જે મૂર્તિપૂજા કરવામાં આવે છે. મૂર્તિપૂજાથી કંઈ ઘોર કૃત્ય સમજવાનું નથી. મૂર્તિપૂજા કંઈ વેશ્યાઓને ઉત્પન્ન કરતી નથી. પરંતુ મૂર્તિપૂજા અસંસ્કૃત મનવાળાં મનુષ્યોને આધ્યાત્મિક સત્ય ગ્રહણ કરાવનાર

પ્રયત્ન છે. અલબત, હિંદુઓમાં પણ અમુક ખામીઓ છે; જેવી ખામીઓ બીજાઓમાં ન હોય. પરંતુ આ સ્થળે લક્ષમાં રાખવાનું છે કે તે ખામીઓથી તે પોતાનાજ શરીરને પીડા કરે છે; પણ તેઓ કદિ પણ પોતાના પાડોશીઓનાં ગળાં રેંહસતા નથી જો કદિ કોઈ ધર્માંધ હિંદુ ચિતા ઉપર પોતાની મેળે બળી મરે છે, તો પણ તે હિંદુવિરૂદ્ધ ધર્મીઓ માટે ચિતા સળગાવતો નથી. એટલુંજ નહિ પણ ખ્રીસ્તી ધર્મ ઉપર પાકલોને જીવતી બાળી મુકવાનો આરોપ મુકી શકાય, તેટલે દરજ્જે પણ પોતાની મેળે બળી મરવાનો આરોપ હિંદુ ધર્મ ઉપર મુકી શકાશે નહિ.

હિંદુઓના મત પ્રમાણે સર્વ ધર્મની આખી સૃષ્ટિનો અર્થ એવો છે કે-જુદાં જુદાં માણસો જુદે જુદે રસ્તે એકજ અભીષ્ટ પદ પામવાને પ્રયાસ કરે છે. દરેક હિંદુ ધર્મનું પરિણામ મનુષ્યમાંથી ઇશ્વરપદ પામવાનું છે. અને એકજ ઇશ્વર સર્વનો અન્તર્યામી અને નિયંતા છે. શા માટે ત્યારે તેઓના ધર્મોમાં એટલો બધો પરસ્પર વિરોધ છે. હિંદુઓ કહે છે કે—તે વાસ્તવિક વિરોધ નથી પરંતુ વિરોધાભાસમાત્ર છે. જુદી જુદી પ્રકૃતિઓની જુદી જુદી સ્થિતિઓ માટે નિર્મિત કરેલાં જુદાં જુદાં સત્યોને લીધે, એવો વિરોધાભાસ લાગે છે. જુદા જુદા રંગમાંથી એકજ પ્રકાશ પ્રાપ્ત થાય છે. અને જે વિચિત્રપણું લાગે છે, તે ભિન્ન ભિન્ન રુચિને માટે આવશ્યક છે. પરંતુ પ્રત્યેક વસ્તુના હૃદયમાં એકજ સત્ય વિરાજે છે. કૃષ્ણાવતારરૂપે પરમેશ્વરે કહ્યું છે કે—"જે રીતે માણસોમાં સૂત્ર વ્યાપી રહે છે, તે રીતે હું સર્વ ધર્મમાં વ્યાપી રહ્યો છું. અને જ્યાં જ્યાં તું મનુષ્ય જાતને નિષ્પાપ અને ઉત્તમ ગતિમાં લાવનાર અસાધારણ પવિત્રતા અને અસાધારણ શક્તિ જુએ છે, ત્યાં ત્યાં હું છું, એમ તારે સમજવું"

मत्तः परतरं नास्ति किंचिदन्यत् धनंजय
मयि सर्व मिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥
यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा
तत्तदेवावगच्छत्वं ममतेजोंऽशसंभवम् ॥

(આવતામાં સમાપ્ત)

## ૪

## અભ્યાસ.

( અનુસંધાન પૃષ્ટ ૨૫૫ થી )

આપણે જોયું કે અજ્ઞાનકલ્પિત અહંકારથી આરંભી દેહપર્યંતનો જે બંધ છે તેમાંથી મુક્ત થવાની ઇચ્છા તે મુમુક્ષુતા છે; એ પણ જાણ્યું કે બંધનું સ્વરૂપ કેવું છે અને અહંકારને બંધ શા માટે કહ્યો છે, એમ પણ સમજાયું કે ત્રણ સાધનસિદ્ધ થયા છતાં મુમુક્ષુના એ ચતુર્થ સાધનની પરમ આવશ્યકતા છે. સાધકનામાં તીવ્ર મુમુક્ષુતાનો ઉદય થયાનું લક્ષણજ એ કહ્યું કે તેનામાં વિનીતતા, આર્દ્રતા, સ્વસમર્પણ—થોડામાં કહેતાં અભિમાનાભાવ સિદ્ધ થતો જાય શુભ કર્મનું પણ અભિમાન રહે નહિ એવી વૃત્તિ થાય તોજ મુમુક્ષુતા સિદ્ધ થતે થતે સ્વસ્વરૂપનો આનંદ અનુભવાય. જ્યાં સુધી અભિમાન છે ત્યાં સુધી જ્ઞાનનો પ્રતિબંધજ જાણવો. શ્વેતકેતુ સર્વ વિદ્યાસંપન્ન થઇ પિતાની સમીપ આવ્યો, ત્યારે બ્રહ્મર્ષ ઉદ્દાલક તેને જોતાંજ સમજી ગયા કે પુત્રને વિદ્યાનું મહા અભિમાન વ્યાપ્યું છે, એની એજ વિદ્યાથી એને જે બ્રહ્મજ્ઞાન—અભેદાનુભવ—થવાનો માર્ગ તે એના હાથમાં આવે એવું થયું નથી. ગુરુના આશ્રમમાં રહી અનેક વર્ષ બ્રહ્મચર્ય પાળી સર્વ પ્રકારે શાન્તદાન્ત છતાં, પુત્ર હજી મુમુક્ષુ થયો નથી, અભિમાનરૂપ બંધમાંથી મુક્તિનો માર્ગ જોવાને તેની આંતરદૃષ્ટિ ઉઘડી નથી, એમ પિતાને સમજાયું. તુરતજ તેમણે પ્રશ્ન કર્યું: પુત્ર! સર્વ વિદ્યા ભણ્યો, પણ જે એકના જાણવાથી સર્વ જણાય તે વિદ્યા ભણ્યો? વિદ્વાન્, વિનીત, વિચારવાન શિષ્ય તુરતજ સમજી ગયો, પિતાને ગુરુ માની તુરતજ વિદ્યાનું અભિમાન દૂર કાઢી નાખી, તેમને શરણ થઇ, અતિ આર્દ્ર અને નમ્ર ભાવે ઉપદેશ યાચવા લાગ્યો. મુમુક્ષુતા આવતાં ઉપદેશ મળ્યો અને જે અમર મહાવાક્ય અદ્યાપિ અને સર્વકાલ માટે જ્ઞાનીઓના જ્ઞાનોન્મુખ અંતરને ચેતાવવાનું અપૂર્વ સામર્થ્ય ધરાવે છે તે તત્ત્વમસિનો ઉપદેશ પામી કૃતકૃત્ય થયો. સાર કે અભિમાન એજ મુમુક્ષુતામાં અને જ્ઞાનમાં પ્રતિબંધક છે. એના ત્યાગથી મુમુક્ષુતાનો આરંભ છે.

અત્ર કેટલાકને એક શંકા થવાનો સંભવ છે. પ્રવૃત્તિમાત્ર—શુભ કે અશુભ એવી પ્રવૃત્તિમાત્રનો સાધક અભિમાન છે ત્યારે અભિમાનાભાવ સિદ્ધ કરતાં સાધનનું પણ અનુષ્ઠાન શી રીતે સંભવશે? આ શંકાનું સમાધાન યથાર્થ પ્રકારે ન થવાથી ઘણાક સાધકો પોતાના અભ્યાસક્રમ ઉપર અવિશ્વસ્ત થઇ યત્નમાં શિથિલ થઈ જાય છે. એ શંકામાં બહુ સાર નથી, માત્ર થોડાક વિવેકનીજ અપેક્ષા છે. અહંકાર અને અભિમાન એ બે શબ્દો જાણે એક એકના પર્યાય હોય તેમ વપરાય છે ને તેથી આવી શંકાને અવકાશ મળે છે. પ્રવૃત્તિમાત્રમાં જે બંધકારક અને હેય છે તે અભિમાન છે, અહંકાર હેય નથી; અને પ્રવૃત્તિ અહંકારથીજ સંભવે છે, અભિમાનથી તો તેનો વિશેષ વિસ્તાર થાય છે, તે પ્રવૃત્તિનો અંતઃકરણને વધારે ઘસારો લાગે છે, અને અંતઃસ્થ ઓજનો નિ:પ્રયોજન વ્યય થાય છે. અહંકારથી કાર્યમાત્ર સધાય છે, પણ અભિમાન તો તે કાર્યના

ફલાનુસંધાનમાંથી જન્મ પામે છે. અમુક કરવું તે અહં-બુદ્ધિ વિના નજ સંભવે, કર્તૃત્વ વિના થઈજ ન શકે; પણ તે અમુકને કર્યા પછી પણ તેના વિષે આસક્તિ ધરવી, તેનાં લાભ હાનિનું મનન કરવું, તેનાં શુભાશુભ ફલથી અનુરક્ત થઇ પુનઃ તેમાં અંતરને રોકી રાખવું, એ જે અનિષ્ટપરંપરા પ્રત્યેક કાર્યની પાછળ સંકલ્પવશી રહે છે તે અભિમાન-ફૂલ છે. કાર્યને કર્યા છતાં તેના અભિમાની ન થવાનો ઉપદેશ સમગ્ર ગીતાશાસ્ત્રનો કર્મ-યોગનો રહસ્યમાર્ગ છે; અને

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते।

हत्वापि स इमांल्लोकान् न हंति न निबध्यते ॥

એમ કહ્યું છે તેનું પણ સ્વારસ્ય તેનું તેજ છે. જેને ' અહંકૃતભાવ ' નથી અર્થાત્ કેવલ અહંકાર નથી એમ નહિં પણ અહંપ્રત્યયના અનુસંધાનથી થયેલા કાર્યની પાછળ જે અહંકારનો ભાવ ફલાભિસંધિરૂપે રહે છે તે નથી, અને અહંકારનો ભાવ નથી તેમ બુદ્ધિ નામ અંતઃકરણને તે કાર્યની પાછળ ઉદ્ભવતી અનિષ્ટ-પરંપરાનો લેશ પણ લેપ-અનુરાગ-નથી, એટલેકે એક શબ્દે કહીએ તો જેને અભિમાન નથી, તે ત્રણે લોકને હણે છતાં હણતો નથી, તેમ તે કર્મના ફલનો ભાગી થતો નથી. મુમુક્ષુતામાં જે સિદ્ધ કરવાનો છે તે અભિમાનાભાવ છે, અહંકારાભાવ નથી. અહંકારનો તો અહંગ્રહાદિધ્યાનને અર્થે, કેવલ સાક્ષીની ધારણાને અર્થે, સાધન પછીની પ્રક્રિયાઓમાં ઉપયોગ છે. સિદ્ધ થવાને સમયે જે છેવટનું વૃત્તિવિસ્મરણ જ્ઞાનીનું પરમ લક્ષણ છે તે સાથે એ અહંકારનો પણ વિલય છે; વિલય કહો કે અન્યપ્રકારનો અવર્ણ્ય વિસ્તાર કહો તે એકનું એક છે; પણ તે છેવટની કોટિ છે. મુમુક્ષુતામાં તો માત્ર અભિમાનાભાવ સાધવાનીજ આવશ્યકતા છે, એટલે ઉક્ત શંકામાં બહુ સાર નથી.

વિવેક અને વિરાગ એ બેજ મુખ્ય સાધન છે; વિવેકનો વિકાસ અને પરિપાક શમાદિસંપત્તિથી થાય છે તેમ વિરાગનો પરિપાક મુમુક્ષુતાથી થાય છે. આત્માનાત્મવિવેકની પરિપક્વ દશા જેમ શમાદિથી સમાધાનાન્ત એકાગ્રતા અને શાન્તિથી પદ આવે છે તેમ ઇહામુત્રફલોપભોગની તૃષ્ણાનો તિરસ્કાર મુમુક્ષુતામાં અભિમાનાભાવ સિદ્ધ થાય ત્યાં પરિપાક પામે છે. એ હેતુથીજ શ્રી શંકરભગવાન્ મુમુક્ષુતાના સ્વરૂપની સાથેજ ઉચ્ચાર કરે છે કેઃ-

वैराग्यं च मुमुक्षुत्वं तीव्रं यस्यतु विद्यते।

तस्मिन्नेवार्थवन्तः स्युः फलवन्तः शमादयः ॥

જેનામાં વૈરાગ્ય અને મુમુક્ષુતા ઉભયે તીવ્ર હોય તેનામાંજ શમાદિકસાર્થક અને સફલ થાય છે. આમ વૈરાગ્ય અને મુમુક્ષુતા સાથે વિવેક અને શમાદિનો અન્વયસંબંધ કહી વ્યતિરેક પણ કહ્યો છેઃ—

एतयोर्मन्दता यत्र विरक्तत्वमुमुक्षयोः।

मरौ सलिलवत्तत्र शमादेर्भानमात्रता ॥

જ્યાં વિરાગ અને મુમુક્ષુતાની મંદતા છે ત્યાં, મરુભૂમિને વિષે સલિલના ભાસમાત્ર જેવો શમાદિનો ભાસમાત્રજ છે. અર્થાત્ વિરાગ અને વિરાગપરિપાકરૂપ અભિમાનાભાવમય મુમુક્ષુતા ન હોય તો વિવેક અને તેના પરિપાકરૂપ શમાદિની સિદ્ધિજ થવાની નહિ, અભિમાનનો પ્રતિબંધ વચમાં આવીને શમાદિને ઠરવાજ દે નહિ. આટલાથી પણ સહજે સ્પષ્ટ થાય છે કે અજ્ઞાનકૃત અહંકારાદિ દેહાંત બંધમાંથી છૂટવાની ઇચ્છાનો સાર અભિમાનાભાવ સિદ્ધ કરવામાં રહેલો છે અને મુમુક્ષુનું પ્રથમ અને આવશ્યક લક્ષણ નિરભિમાનિતા છે.

હવે એ નિરભિમાન શી રીતે આવે તે ભગવાન્ શ્રી શંકરાચાર્ય બતાવે છેઃ સ્વ-સ્વરૂપના બોધે કરીને એ નિરભિમાનિતા સિદ્ધ થાય છે. સ્વ નામ પોતાનું જે સ્વરૂપ તેના જ્ઞાને કરીને બંધથી મુક્ત થવાની ઇચ્છા કરવી તે મુમુક્ષુતા છે. 'સ્વરૂપના જ્ઞાને કરીને' એટલું કહેવાથી પણ ચાલત, તથાપિ 'સ્વસ્વરૂપના' જ્ઞાને કરીને, એમ કહેવામાં યોગ્ય સ્વારસ્ય રહેલું છે. જે જે નામરૂપાત્મક વ્યક્તિ છે તેનું 'સ્વરૂપ' તો અધિષ્ઠાનસત્તા વિના અન્ય નથી, તેનું સ્વરૂપ બ્રહ્મ છે; પરંતુ તે તે વ્યક્તિનું જે નામરૂપાત્મક ભિન્ન જીવત્વ તે પણ તેનું એક અવિદ્યાકૃત સ્વરૂપ છે; એટલે વ્યક્તિમાત્ર પોતાના અવિદ્યાકૃત સ્વરૂપનું પણ સ્વરૂપ સમજે તો તેને જ્ઞાન થઇ શકે છે. અર્થાત્ જે વર્તમાન સ્વ-રૂપ કહેવાય છે તે શું છે? તે સ્વરૂપનું પણ વાસ્તવિક સ્વરૂપ શું છે? એવા વિચારની પરંપરાએ જતાં સ્વ-માત્ર અભિમાનકલ્પિત છે, અજ્ઞાન તેનું નિદાન છે, અને એ અભિમાનરૂપ બંધથી છૂટવામાં જે વાસ્તવિક સ્વરૂપ તેનો અનુભવ પ્રત્યક્ષ થાય છે, એમ સમજાય છે. એવી જે સમજણ અને એ સમજણને અનેક યુક્તિ પ્રયુક્તિથી ગુરુ આદિ દ્વારા વિચારમાં દૃઢ ઉતારીને અનુભવમાં લાવવાની તીવ્ર ઇચ્છા તે મુમુક્ષુતા છે. બંધથી અત્યંત મુક્તિ અનુભવવી તે તો મુમુક્ષુતા પછીનાં શ્રવણાદિ સાધનથી સિદ્ધ થવાનું છે, પણ તે સિદ્ધિનાં દ્વારમાં પ્રવેશ કરવાને યોગ્ય થવામાંજ અભિમાનાભાવરૂપ મુમુક્ષુતાની અપેક્ષા છે. પ્રાકૃતજનોમાં ગુરૂપસદનનો અર્થ ગુરુની અસીમ સેવા, ગુરુને સર્વ સમર્પણ, ઇત્યાદિક પ્રકારે થઈ ગયો છે તેમાં મૂલ રહસ્ય મુમુક્ષુતા સિદ્ધ થવાનું રહેલું છે.

અભિમાનાભાવ વિના સદ્વાક્ય અને તેના વક્તા ઉપર શ્રદ્ધા આવતી નથી; અભિમાનનો લેશ પણ હોય છે ત્યાં સુધી શ્રદ્ધા પોતાનાજ જ્ઞાન અને અનુભવ ઉપર વળ્યાં જાય છે; હિતકર શાસ્ત્રગુરુ આદિની કસોટી પોતાની પરિચ્છિન્ન પ્રજ્ઞાથી કરવાની ભુલ થાય છે; અને મુમુક્ષુતાના સાધનથી સિદ્ધ કરવાની વસ્તુ વિનષ્ટ થઇ, આસુરભાવમાત્રજ પુષ્ટ થાય છે. શાસ્ત્રાદિ હિતવચનથી કૃતકૃત્ય થવાની ઇચ્છાવાળાને એટલાજ માટે મુમુક્ષુતા અત્યાવશ્યક છે.

અભિમાનાભાવ શી રીતે આચાર વિચારમાં લાવી શકાય તે સમજવાને આટલી સ્ફૂર્તિ બસ છે. પછી અભ્યાસીને બહુ સમજાવવાની અપેક્ષા રહેતી નથી. ગીતાદિશાસ્ત્રોમાં જે કર્મયોગ સમજાવ્યો છે તે અભિમાનાભાવ સિદ્ધ કરવાનો ધોરીમાર્ગ છે; તેવાં શાસ્ત્રનો અભ્યાસ રાખી તેના રહસ્યને હૃદયમાં સ્થાપી તે ઉપર આચારની યોજના રાખતાં શીખવું જોઈએ એટલું જ નથી, પણ વ્યવહારમાત્રમાં જેમ સાધક પોતાની જાતને કેવલ ભુલી નાખવા સમર્થ થાય તેમ તેને સિદ્ધિ સત્વર અને સમીપ આવે છે એ ઉપર નિરંતર લક્ષ રાખવાની અપેક્ષા છે. કાર્ય કરવામાં તે કાર્યના ભારવાહી અભિમાની થવું નહિ, કાર્યનાં આગળ પાછળનાં અનુસંધાનોમાં ગુંચવાઈ રહેવું નહિ, જે ક્ષણે જે પ્રાપ્ત થયું તેને તેટલીજ ક્ષણમાં સર્વસ્વ માની તેનો નીકાલ કરી ઉંચું મૂક્યા પછી તેમાં પોતાની જાતને અને પોતાના રાગદ્વેષાદિભાવને આગળ કરી કોઈ પ્રકારનો પણ વિનોદ માનવાની ટેવ સમૂલ છોડી દેવી. કિંબહુના, પોતાના અભ્યાસનાં વિકાસક્રમમાં પોતાના જ્ઞાનાદિકની કે સાધનસંપત્તિની પરીક્ષા શાસ્ત્રાદિથી સમજી વૃદ્ધિ પામવી, પણ સહાધ્યાયીઓ સાથે તુલના કરી અભિમાનને પુષ્ટ કરવાનો માર્ગ કદાપિ લેવો નહિ. આમ થવાથી અંતઃસ્થઓજ સુરક્ષિત રહી પુષ્ટ થતાં જ્ઞાનની સિદ્ધિમાં બહુ સરલતા થઈ જશે.

જેમ બને તેમ જીવનને ભક્તિના રસથી ભરવાનો પ્રયત્ન રાખવો, ભક્તિ એજ એક એવું સાધન છે જેમાં સાધક પોતાને વીસરી પરરૂપ થાય છે, નિરભિમાન થાય છે, મુમુક્ષુ થઇ જ્ઞાનનો અધિકારી થાય છે. 'સ્વાત્મતત્ત્વાનુસંધાન' તે ભક્તિ એમ આચાર્ય વદે છે; વિવેકે પ્રાપ્ત કરેલું જે આત્મતત્ત્વ તેનું સર્વ કાર્યમાં, સર્વ સ્થાનમાં, સર્વદા અનુસંધાન રહેવું, તેનાજ ઉપર સર્વદા દૃષ્ટિ રહેવી; નામરૂપમાત્ર તેનાંજ નામરૂપ છે એમ જાણી સર્વત્ર સમતા અને પ્રેમ રાખતાં શીખવું, સર્વત્ર પોતાનાં મન કર્મ વાણીથી એ સમતા અને પ્રેમના ફલરૂપ ઉપકાર ઉપયોગ અને પરાર્પણ કરવાનું શીલ બાંધી લેવું, તે વાસ્તવિક ભક્તિ છે. એવી ભક્તિજ મુમુક્ષુતા સિદ્ધ કરવામાં અતિ બલવતી છે. 'તું તને પોતાને ભુલી જા એટલે તારા સ્વરૂપને જાણશે' એવી એક પાશ્ચાત્ય ઉક્તિ છે તેનું પણ એજ તાત્પર્ય છે. મુમુક્ષુતા યદ્યપિ કાંઇક મંદ હોય તો પણ ભક્તિથી અને ગુરુ પાસે શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરતે કરતે પરિપક્વ થઇ શકે છેઃ—

मंदमध्यमरूपापि वैराग्येण शमादिना ।

प्रसादेन गुरोः सेयं प्रवृद्धा सूयते फलम् ॥

મંદ હોય, મધ્યમ હોય, તો પણ વૈરાગ્ય અને શમાદિથી પુષ્ટ થઈ ગુરુપ્રસાદ વડે પરિપાક દશાને પામી, મુમુક્ષુતા જ્ઞાનરૂપ ફલને આપે છે.

આ પ્રકારે, અતિસ્વલ્પ રીતે, આપણે સાધનચતુષ્ટયનો વિચાર કરી ચૂક્યા છીએ. વિવેક, વિરાગ, શમાદિસંપત્તિ અને મુમુક્ષુતા એ ચાર જેનામાં યથાસ્થિત સિદ્ધ હોય તે

વેદાન્તજ્ઞાનનો અધિકારી થાય છે. સાધનચતુષ્ટસંપન્ન પ્રમાતા તે અધિકારી એવું અધિ-કારિલક્ષણ છે, ને તેવા અધિકારીને શ્રવણાદિથી આરંભી અનુભવાન્ત પ્રક્રિયાઓ સહજે ફલવતી થાય છે. એ વિષયે હવે ચર્ચા ચલાવવી પ્રાપ્ત થાય છે. ( આગળ ચાલુ )

---

૩

ગૃહ.

# ઉંચા પ્રકારની કેળવણી.

આજ કેટલાંક વર્ષ થયાં ઉંચા પ્રકારની એટલે હાઇસ્કુલો અને કોલેજોમાં હાલ અપાય છે તે કેળવણી ઉપર સરકાર અને સરકારના વિચારને અનુસરનાર જનોનો કટાક્ષ ચાલે છે. એ કેળવણીથી દેશીઓને લાભ નથી, એ કેળવણી લીધેલા જનો કેવલ નોકરીજ શોધે છે અને બીજા ધધાને લાયક રહેતા નથી, નોકરી ન મળે તો વર્તમાનપત્રો આદિ લખાણો કરે છે કે કોન્ગ્રેસ જેવાં મડલોમાં ભાગ લેઈ દેશની અંદર અસંતોષ ફેલાવે છે, એ આદિ આરોપો એ કેળવણી ઉપર મૂકવામાં આવે છે. અને એ કેળવણી પાછળ ખર્ચાતા પૈસા સરકાર જો આ દેશના ધધારોજગારને ઉત્તેજન આપવાની કેળવણીમાં ખર્ચે તો દેશમાં ઉદ્યોગ વધે ને દેશની સમૃદ્ધિ તાજી થઈ ઘણા લોકોની રોજી ચાલે એવી દલીલ ઉંચી કેળવણીમાં થતા ખર્ચને અટકાવી બીજે રસ્તે લેઇ જવા માટે કરવામાં આવે છે. આ અને આવી દલીલોમાં કાંઈ વાસ્તવિક સાર નથી એમ સહજે સિદ્ધ કરી શકાય તેવું છે. હવણાં પાર્લામેંટમા હિંદુસ્તાનની સરકારનું બજેટ મંજુર થવાને પ્રસંગે જે ભાષણો થયાં તેમાં કેળવણીના વિષયનું પણ એક ભાષણ હતું, અને તેનો મુખ્ય સાર અત્ર ધંધારોજગારની કેળવણી વિષે કહેવામાં આવ્યું તેવીજ મતલબનો હતો. એ ભાષણ કરનાર સર મચેરજી મેરવાનજી ભાવનગરી હતા. એ ભાષણના ઉત્તરમાં પાર્લામેંટના એક સભાસદ મી. સાઉદરે જે અતિ ઉપયોગી વિચારો દર્શાવ્યા છે તે નોંધી રાખવા જોગ જાણી તેનો સાર અત્ર આપીએ છીએ. એ વિચારને મળતાજ વિચાર આપણી હાઇકોર્ટના માજી જજ સર જોન જાર્ડિને પણ સ્કોટલેંડના એક પત્રમાં પ્રસિદ્ધ કરેલા છે.

હિંદુસ્તાનમાંની ઉંચી કેળવણી ઉપરના પ્રહાર ઘણું કરીને, શીઆળાની મોસમમાં મુસાફરીએ નીકળેલા અત્રના ગૃહસ્થોમાંના કેટલાક અને એંગ્લો ઇંડિઅનો તરફથી સંભળાય છે; પણ આતો એક દેશીજ પોતાની જાત ઉપર હુમલો કરે છે, અને જે નીસરણીથી પોતે કીર્તિ સંપાદન કરવા સુધી ચઢી શક્યા તેનેજ લાત મારી ગગડાવી પાડે છે એ નવાઈ જેવુંછે. છતાં પ્રત્યેકને પોતાનો મત ધરાવવાનો હક છે. હું માનુછું કે હિંદુસ્તાનનાં ધંધા રોજગાર સબંધી સાધનો ઘણાં વધારી સુધારી શકાય એમ છે, તેમજ હિંદુઓને ધંધા રોજગારની મજુરીનો કંટાળો છે એ વાત પણ ખરી છે. આવાં કારણોથી ઉદ્યોગ ઘટવાને

લીધે દેશ નિર્ધન થાય છે એમાં પણ વિવાદ નથી. પણ આટલો સ્વીકાર કર્યા છતાં જે રીતે આ સ્થિતિ સુધારવાનું સર ભાવનગરી કહે છે તે રીતિને હું મળતો આવતો નથી. હિંદુસ્તાનમાં પરદેશથી આવક વધારે થાય તો તેટલું તે દેશ પોતામાંથી પેદા કરી પરદેશ મોકલતો હશે અને એમ વ્યાપારની વૃદ્ધિ થતી હશે એટલે પરદેશની આવક એકલીના આંકડા જોઇને ભય પામવાનું કારણ નથી. વળી તનની મહેનતથી કંટાળનારા લોકો તો મ્હોટાં શહેરોમાંજ રહે છે, ગામડાના ખેડુતોને કોળી લોકો તો રાત દિવસ મજુરી કર્યાંજ કરે છે, એટલે એ વાત ઉપર પણ બહુ ભાર દેવા જેવું નથી. મજુરી અને મહેનત તો છે, પણ તે સારે માર્ગે વળે, વધારે ઉત્પાદક થાય, એ અર્થે એ મહેનતને ઉત્તજિત કરનાર જે ઉંચો વર્ગ તે મહેનતુ ન હોવાથી, અલગ રહે છે, અને મહેનત મજુરીનું જોઇએ તેવું ફલ થતું નથી. આ બધી વાત ખરી છે, પણ હુ એમ પૂછુંછું કે ઉંચા પ્રકારની કેળવણીને લીધે આવી સ્થિતિ ઉપજી આવી છે? હું તો એમ ધારૂં છું કે એથી ઉલટી વાત સાચી છે. ઉંચા પ્રકારની કેળવણીથી એકલા હિંદુસ્તાનમાંજ આવી અસર નીપજી હોય તો તે એક નવાઇ જેવો દાખલો ગણાય. બીજા દેશોના અનુભવથી આપણે જાણીએ છીએ કે મહેનત મજુરી કરવામાં લાજ છે એવા વહેમ અજ્ઞાનથી ઉપજે છે, અને કેળવણીના પ્રસારથી તે ઓછા થઇ ધંધો રોજગાર વૃદ્ધિ પામે છે. વળી જો ઉંચી કેળવણીજ આવી લાજનું કારણ હોય તો તેવી કેળવણી ન લીધેલામાં તો તે લાજ નજ હોવી જોઇએ. પણ એમ છે નહિ; ભીખ માગવા કરતાં મજુરીથી કમાવાને અભણ લોકો પણ ખુશી નથી એવું આપણે હિંદુસ્તાનમાં જોઇએ છીએ. ખરી વાત એ છે કે ધંધાને અંગે પડતી મહેનત અને મજુરીની છીટ હિંદુઓને અંગરેજી કેળવણી મળવા માંડી તેના પણ પહેલાંની ઘણા જૂના વખતની છે; મન્વાદિએ બ્રાહ્મણાદિ વર્ણને ધંધો રોજગાર કરવાનો પ્રતિષેધ કરી વર્ણાશ્રમની ગંધ માણસોના નાકમાં ઘાલી દીધી છે ત્યારની છે. સર ભાવનગરી કહે છે કે ઉંચી કેળવણી એ ઉદ્યોગની વૃદ્ધિમાં વિઘ્ન પાડયું છે, પણ એવું છેજ નહિ, હિંદુસ્તાનમાં અત્યારે જે કાંઇ સારા પ્રકારનો ઉદ્યોગ છે તે એ કેળવણીના પ્રતાપથીજ ઉદ્ભવ્યો છે. યુરોપીઅન કેળવણી અને યુરોપીઅન સંસાર વ્યવહારની ભાવનાઓ હિંદુઓને આપવા કરતાં તેમની અતિ પ્રાચીન છીટ સુધારવાનો બીજો એકે રસ્તોજ નથી. હિંદુસ્તાનને ઉંચી કેળવણીની કોઇ વિશિષ્ટ પદ્ધતિ સરકારે આપેલીજ નથી. અંગરેજો અને સ્કોચમેનો પોતાનાં બાલકોને જે કેળવણી આપે છે તેની તેજ તે છે; અને તેના બલથીજ ધંધા ઉપરની છીટ ઓછી થતી જાય છે. મુંબઈ અને કલકત્તામાં ઘણા કેળવાયલા જવાનો, નોકરી ન મળતાં, હલકા લોકો જે ધંધા ચલાવતા તેવા ધંધામાં જોડાતા જાય છે.

આવી આશાજનક સ્થિતિને સમયે જો હિંદુસ્તાનની ઉંચી કેળવણીની પદ્ધતિમાં આપણે કાંઇ પણ દાખલ કરીશું તો જે મન્વાદિએ વર્ણવ્યવસ્થા અને વર્ણના અંગની છીટ લોકોના મનમાં દાખલ કરી દેશને પછાત પાડેલો છે તેમનાજ હાથમાં આપણે હિંદુસ્તાનને પાછો સોંપવા જેવું કરીશું. પરંતુ એ સંબંધે આપણા વિચાર ગમે તેવા હોય તથાપિ ઉંચા પ્રકારની કેળવણી તો હિંદુસ્તાનમાં અતિશય આવશ્યક છે. પ્રથમ તો આ-

પોતાના ગજ્યનેજ તે આવશ્યક છે. ઉંચી કેળવણી પામેલા દેશીઓ ઉંચા દરજ્જાની નોકરીમાં જોડાય નહિ તો આપણને ઘણી ખોટ આવે. લોર્ડવીલીયમ બેંટિંકના સમયમાં તીજોરીમા ખોટ હતી તે તેણે આ યુક્તિથી મટાડી એટલુંજ નહિ પણ ઉલટો વધારો કરી બતાવ્યો. એટલુંજ નથી પણ જે પદ્ધતિથી આપણે હવણાં હિંદુસ્તાનનું રાજ્ય ચલાવીએ છીએ તે પદ્ધતિ પણ ઉંચી કેળવણીને અભાવે અશક્ય જેવી થઇ પડે. બીજી વાત એ છે કે એ કેળવણી આપણા પોતાના વ્યાપારને માટે પણ આવશ્યક છે. દેશીઓની મદદથી વિના આપણે વ્યાપારજ કરી શકીએ તેમ નથી. આપણે રાજ્ય કરી શકીએ કે પૈસા પેદા કરી શકીએ તે અર્થે ઉંચા પ્રકારની કેળવણી આવશ્યક છે એ કરતાં વધારે ઉંચા સ્થાનથી જોઇએ તો, ત્રીજી રીતે, હિંદુસ્તાનની ઉન્નતિને અર્થે પણ એ કેળવણી આવશ્યક છે. પ્રથમે લાંચ ઈત્યાદિથી વિમુક્ત દેશીઓ મળવા કઠિન પડતા, આજ તેવા પુષ્કલ મળે છે. એ કેળવણીએ વળી નારી જાતિની સ્થિતિને ઉન્નત કરવામાં બહુ સાહાય્ય કરી છે. દેશની માનસિક ઉન્નતિ આ પ્રકારે ઉંચા પ્રકારની કેળવણીથી થવાનો સંભવ છે એટલુંજ નહિ પણ ધંધા રોજગારના ઉત્તેજન માટે, રાજ્ય માટે, વ્યાપાર માટે હિંદુસ્તાનને તે અતિ આવશ્યક છે.

એમાં કાંઈ ઘટાડો કરવાને સ્થાને એનો હજી વધારો થવાની આવશ્યકતા છે. પણ જે અડચણ છે તે કેળવણી ઉપર સરકાર જે પૈસા ખર્ચે છે તેની ન્યૂનતાની છે. યુરોપીઅન દેશોનાં રાજ્યો પોતાની આવકના ત્રણથી પાચ ટકા કેળવણીમાં ખર્ચે છે, અને ખાનગી ધર્માદાયથી કેળવણીનાં જે મહાકાર્યો ચાલી રહે છે તે તો તે ઉપરાંત જુદાંજ છે હિંદુસ્તાનમાં તો સરકાર માત્ર એક ટકોજ કેળવણી ઉપર ખર્ચે છે. એ ખર્ચમાં વધારો કરીને ધંધાદારી કેળવણીને પણ ઉત્તેજન આપવુ અતિ આવશ્યક છે. પરંતુ ઉદ્યોગની વૃદ્ધિ કરવાની જેટલી આવશ્યકતા છે તેટલીજ, માજીસ્ટ્રેટો, ધારાશાસ્ત્રીઓ, સરકારી મ્હોટા હોદ્દેદારો, શિક્ષકો, એમની પણ છે, અને એકને ઉત્તેજન આપતાં જો બીજાને હાનિ કર્યા વિના તે આપી શકાય તો તો ખરેખર એથી કરીને હિંદુસ્તાનને તેમ આપણને અનંતગુણ લાભ થયા વિના રહે નહિ.

---

## ૪

## રાજ્ય

**રાજદ્રોહનો નવો કાયદો:**—રાજદ્રોહ સબંધી પીનલકોડમાં જે કલમ છે તેમાં હમણાં જે નવો સુધારો કરવામાં આવ્યો છે તેથી જાહેર લખનાર બોલનારના ઉપર અસાધારણ અંકુશ મૂકાયો છે. એવો કાયદો વીલાયત જેવી સ્વતંત્રતાને ચહાનારી પ્રજા લાંબા વખત સુધી હિંદુસ્તાનને માથે રહેવા દેશે નહિ એમ સર્વ કોઇને આશા હતી, અને પાર્લામેંટમાં વખતો વખત એ સંબંધે જે પ્રશ્ન અને પ્રતિવચન સેક્રેટરી ઓફ સ્ટેટ તથા 'હિંદનું

ક્રિત ઇચ્છાનુસાર સભાસદો વચ્ચે થતાં તે ઉપરથી એ આશાને કાંઈક ટેકો મળતો હતો. પરંતુ બજેટ વખતની તકરારને પ્રસંગે એ કલમ વિષયે ઘણી ચર્ચા થયા છતાં, વધારે મતે એ કાયદામાં સુધારો કરવાની વાત રદ ગઇ છે એ સર્વ કોઇને બહુ શોક ઉપજાવનારી વાત છે. એ વાત નિર્વિવાદ છે કે પ્રજાવર્ગને લખવા બોલવાની જે છૂટ મળેલી છે તે સરકારે પોતેજ આપેલી છે, ને જેણે તે છૂટ આપી છે તે તેને પાછી લેઈ લેવાનો હક ધરાવે છે. પણ જોવાનું એ છે કે વિદેશીય રાજ્યકર્તાઓ આવી રીતે લખવા બોલવા ઉપર અંકુશ મૂકવાથી દેશીઓની ખરી લાગણીઓ સમજવાને શક્તિમાન્ થશે નહિ, તે સાથે સદ્ભાવતાં, દેશીઓને લખતા બોલતા બંધ કરવાથી રાજ્યની શાંતિ સચવાશે એ લાભ કેટલો દૃઢ અને વિશ્વાસ કરવા યોગ્ય છે. રાજા અને પ્રજાની એકતામાં વધારો થાય અને વિદેશીય રાજ્યનું વિદેશીયત્વ મટી જઇ દેશીરાજ્ય જેવીજ રાજાપ્રજાની એકતા થાય એ સર્વ કોઈનું ઇષ્ટ મધ્યબિંદુ છે, અને તે ઉપર લક્ષ રાખતાં નીતિનિપુણ રાજ્યકર્તાઓએ આ બે વાતની સૂક્ષ્મ તુલના કરવાની બહુ આવશ્યકતા છે.

**મી. બાલગંગાધર તિલક:**—નવા ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૪૦૧ ને આધારે સરકારે મી. બાલગંગાધર તિલકને કેટલીક શરતે માફી આપી છમાસની કેદ ભોગવવાથી મુક્ત કરી છૂટા મૂક્યા છે એ માટે સર્વ કોઇ સરકારનો આભાર માન્યા વિના રહેશે નહિ. એવા સંયોગો વચ્ચે મી. તિલક ઉપર કામ ચલાવવામાં આવ્યું હતું કે જેમાં વાસ્તવિક રીતે રાજદ્રોહનો ઇરાદો હોવાનો સંભવ ન છતાં મી. તિલકને માથે આપત્તિ આવી પડી હતી. એવો વિદ્વાન્ અને અંગરેજી કેળવણી લીધેલો માણસ અંગરેજી રાજ્યે જે લાભ હિંદ ઉપર સિંચ્યા છે તેનુંજ ઉત્તમમાં ઉત્તમ સુવાસિત પુષ્પ છે; તેને રાજદ્રોહ કરતાં રાજભક્તિમાંજ તેનું પોતાનું અને તેના દેશનું કલ્યાણ જોવા અને સમજવાની શક્તિ હોવીજ જોઇએ. અર્થાત્ એવા પુરુષનું વર્તન રાજદ્રોહવાળું હોવાનો સંભવ ન છતાં પણ તે કાલના સંયોગોની દૃષ્ટિએ જોતાં, તેમનાં વચનમાત્રનોજ અર્થ, તેવો થયો, અને તે શિક્ષાને પાત્ર ઠર્યા. સરકારે તેમને માફી બક્ષી એથી તિલક છમાસ વહેલા કે મોડા છૂટ્યા એમાં સંતોષ માનવાનું કાંઇ પણ કારણ હોય તે કરતાં વીતી ગયેલી દુઃસહ વિપત્તિને કોઇ રીતે સહન થઇ શકે તેવી કરી આપવાનો આ માર્ગ સરકારે લીધો તે સારું કર્યું છે એમ સંતોષ માનવાનું વધારે કારણ છે. મી. તિલકે તુરંગમાં પોતાના સમયનો સારો ઉપયોગ કરેલો છે, અને તેનો લાભ દેશની આગળ થોડાજ સમયમાં આવવાનો સંભવ છે.

**નાણાંનું ચલણ:**—હિંદુસ્તાનની નાણાંના ચલણની સ્થિતિ સુધારવા સંબંધે વિચાર કરવાને જે કમીટી લંડન ખાતે બેઠી છે તેના રીપોર્ટનો એક ભાગ પ્રસિદ્ધ થયો છે. પાર્લામેંટ જ્યારે રજા પાળી વેરાઇ ગઈ ત્યારે એ રીપોર્ટ પ્રસિદ્ધ થઇ શક્યો એટલે તેના વિષે પાર્લામેંટમાં ચર્ચા થવાનો પ્રસંગ મળ્યો નથી. આ વિભાગમાં પણ સાક્ષીઓની જુબાનીઓ કરતાં બીજું કાંઇ નથી, અને જે બહુ લક્ષ ખેંચનારી વાત છે તે, હિંદુસ્તાનના ખેડુતોની જે અવદશા આ ચલણના ફેરફારોથી થવાની છે ને ટંકશાળો બંધ થવાથી થઇ

છે તેમનો હાલ કહેનાર એક પણ સાક્ષીની જુબાની તેમાં નથી એ છે. કમીટી આગળ પડેલી સાક્ષીઓમાંની ઘણી ખરી સોનાના ચલણની તરફેણમાં નથી, અને કેટલાક સાક્ષીની જુબાનીથી હિંદુસ્તાનને થનાર હાનિની બહુ સારી મતલબ બહાર નીકળી શકે છે. એક સાક્ષીએ એમ કહ્યું છે કે હિંદુસ્તાનમાં હવે કર વધારી શકાય તેમ નથી, પણ રૈયતને અજાણપણે કર ભરાવીએ તો ચાલી શકે; ટંકશાળો બંધ થવાથી વાસ્તવિક રીતે કર ભરવાની રકમમાં વધારો થઇ કર ભરનારને માથે ભાર વધવાનો, પણ લોકો કોઇ સાક્ષાત્ કરનો વધારો જોઇ શકતા નથી, અને અજાણપણે આ રીતે કર ભરશે એટલે એ વાત ચાલી જશે. આ ઉપરથી સ્પષ્ટ રીતે એમ સિદ્ધ થાય છે કે ટંકશાળો બંધ થવાથી મુંબઇગરાની અછત થઇને પ્રથમ એક મુંબઇગરો જે ભાવે મળતો તે કરતાં હાલ વધારે ભાવથી મળશે અને એમ ખેડુતો અને રૈયત નુકસાનમાં આવશે એવી જે દલીલ કરવામાં આવે છે તે વાસ્તવિક અને ખરી છે. એમ જે માનવામાં આવે છે કે લોકો સમજે નહિ તેમ અજાણપણે કર વધી શકે છે, તે પણ ખરૂં નથી, કેમકે હિંદુસ્તાનમાંજ ઘણે ઠેકાણે મુંબઇગરા અને દેશી એવા બે ચલણ છે તેમની વચ્ચેના વટાવમાં પ્રથમ કરતાં દોઢો ફેર પડી ગયો છે, તે દરેક માણસ જોઇ શકે છે, અને તેનું કારણ પણ જાણી શકે છે. રૈયત અને ખેડુત ઉપર આવી આડકતરી રીતે કરનો બોજો વધ્યો છે, ને સરકારને એથી શો લાભ થાય છે તેતો હજી જોવાનું છે. સોનાનું ચલણ દાખલ કરવામાં પણ કરોડો રૂપીઆનું સરકારને પોતાને શરૂઆતમાં નુકસાન છે અને રૈયતને હાલ જે નુકસાન છે તે કરતાં વધારે નુકસાન થવાનું છે, રૈયતની રૂપાની પુંજી હાલના કરતાં ઘણી ઓછી કીમતની થઇ જશે, અને સોનાનાણું લેવામાં રૂપાનો ભાવ બહુજ બેશી જશે. રૂપાનો ભાવ સોનાના પ્રમાણમાં હલકો જાય તેથી સરકારને કે વેપારને કાંઇ નુકસાન નથી એવું સરજેમ્સ વેસ્ટલેંડે પણ ઘણાં વર્ષ પર કહેલું છે. છતાં સોના રૂપાના નાણા વચ્ચેનો વટાવ એક અમુક ધોરણ ઉપર (૧૬ પેની =૧ રૂપીઓ ) બાંધી રખાવવાના આગ્રહમાંથી હિંદી સરકારની,આ કલ્પના ઉદ્ભવ પામી છે, પણ એનો અમલ થવાથી દેશને, ખેતીને, વેપારને અને સર્વને બહુજ હાનિ થવાનો સંભવ છે. હાલ જે સ્થિતિ છે તે સુધારવાના ઘણા માર્ગ છે, પણ ટંકશાળો બંધ રાખવી કે સોનાનું ચલણ દાખલ કરવું એ તો તે ઉપાયની બહાર છે એમ ઘણા નિપુણ પુરુષો ધારે છે; કમીટી શો અભિપ્રાય આપે છે તે જોવાનું છે.

# સુદર્શન.

(પુસ્તક ૧૪. ઈ. સ. ૧૮૯૮-૯૯.)



"सत्यं परं धीमहि"

તન્ત્રી—

આનન્દશંકર બાપુભાઈ
ધ્રુવ.

# સુદર્શન.

## પુસ્તક ૧૪ મું.

## અનુક્રમણિકા.